श्री

# जैनसज्झायमाळा.

## भाग २ जो.

આ પુસ્તકમાં
સાતમી આવૃત્તિ કરતાં સુધારો કરી
છપાવી પ્રસિદ્ધ કરનાર

**બાલાભાઈ છગનલાલ શાહ.**
પુસ્તકો પ્રકટ કરનાર ને વેચનાર.
ઠે. કીકાભટની પોળ. મુ. અમદાવાદ.

આવૃત્તિ આઠમી.—પ્રત ૧૧૨૫.

શ્રી 'સત્ય વિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં
શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું
પાંચકુવા અમદાવાદ.



સંવત ૧૯૭૬ સને ૧૯૨૦.

કિંમત બે રૂપીઆ.

# નોટીસ.

પ્રસિદ્ધકર્ત્તાએ આ પુસ્તકને છાપવા છપાવવા સંબંધીના સર્વે પ્રકારના હક્કો "સને ૧૮૬૭ ના ૨૫ માં આકટ મુજબ સરકારમાં નોંધાવી-રજીષ્ટર કરાવી" પોતાને સ્વાધીન રાખ્યા છે: માટે માલીકની રજા શિવાય કોઈએ આમાંનો કોઈ પણ ભાગ છાપવો કે છપાવવો નહિ. કારણ કે આ બુક રજીસ્ટર ખર્ચની મોટી રકમ અમોએ આપી છે ને તેનો દસ્તાવેજ સ્ટાંપની ટીકીટ સાથે અમારી પાસે છે.

# સુચના.

અમારે ત્યાં **મુંબઈ, પાલીતાણા, ભાવનગર, પુના, સુરત, જામનગર, રાજકોટ** આદિ સ્થળોએ છપેલાં તમામ જાતનાં જૈન ધર્મનાં અને દરેક જાતનાં પુસ્તકો **મોટા જથ્થામાં** તૈયાર મળે છે. લાયબ્રેરીઓ, પુસ્તકાલયો, બુકસેલરો, અને સાર્વજનિક મંડળોને ઘણાજ કિફાયત ભાવથી આપવામાં આવે છે.

પુસ્તકોની યાદીનું મોટું સુચીપત્ર પૃષ્ઠ ૩૨ ઉપરાંતનું સાતમી આવૃત્તિ છપાય છે. ને ફક્ત અર્ધા આનાની ટીકીટ બીડી મંગાવવું. વધુ ખુલાસા સારૂ ટીકીટ બીડવી, નહીં તો પ્રત્યુત્તર લખી શકાશે નહીં.

**લી. બાલાભાઈ છગનલાલ શાહ.**

જૈન બુકસેલર અને પબ્લીશર્સ.
કમીશન એજન્ટ, મુ. અમદાવાદ.

[illegible] printed only at the Diamond Jubilee Printing Press-Ahmedabad 1920



શેઠ હીરાલાલ રણછોડદાસ.

અમદાવાદ.

# અર્પણ પત્રિકા.

ગુણજ્ઞ મહાશય,

શેઠ હીરાલાલ રણછોડદાસ,

અમદાવાદ.

આપનો મારા પ્રત્યેનો સ્નેહભાવ, સાહિત્ય પ્રત્યેની
આપની અનન્ય ભક્તિ, સુમાર્ગે લક્ષ્મીનો વ્યય
અને શુભ દાન માટે આપની સતત્ ઉત્કંઠા
આદિ અનેક સદ્‌ગુણોને ચિરસ્થાયી
કરવાની શુભેચ્છાથી આ જૈન
સજ્ઝાયમાળા ભાગ ૨
જાની અષ્ટમી આવૃ-
ત્તિનો આ ગ્રંથ આ
પને સમર્પણ કરી
કૃતાર્થ થાઉં
છું.

હું છું આપનો શુભાકાંક્ષી.

બાલાભાઇ છગનલાલ શાહ,

જૈન બુકસેલર—અમદાવાદ.




# जैन सज्झाय माळा

भाग २ जो.


પ્રકાશક :-

બાલાભાઈ છગનલાલ શાહ.

બુકસેલર્સ અને પબ્લીશર્સ.

ઠે. ફીકાભટ્ટની પોળ-

મુ. અમદાવાદ.


છ લેશ્યાનું સ્વરૂપ.


A. D. J. Press.

# प्रस्तावना.

## ' वैराग्य मेवाभयम् '

## 'વૈરાગ્ય એજ ફક્ત અભય છે.'

આજકાલના સમયમાં સાહિત્ય-શાસ્ત્રની પ્રગતિ દિનપરદિન વધતી જાય છે. એ એક આપણા ગુજરાતી સાહિત્યની ખીલવતી થવામાં કારણભૂત છે. એ પણ એક આપણી સુભાગ્યની નિશાની સમજવી જોઇએ. નવેરસમાં શાસ્ત્રકારોએ-સુજ્ઞપુરૂષોએ વૈરાગ્યરસ મુખ્ય ગણ્યો છે. તે રસની વૃદ્ધિ થવા માટેના સાહિત્યની પણ આપણને બીજા કરતાં વિશેષ જરૂર છે. તેનું કારણ એ છે કે-વૈરાગ્યરસથી અંતઃકરણનું સરોવર ભરાતાં તેમાં શુભ ભાવનાઓ ઉત્પન્ન થયા વિના રહી શકતી નથી અને એ પણ વાંચકોએ સમજી રાખવાની આવશ્યકતા છે કે-શુભ ભાવનાઓ ઉત્પન્ન થતાંજ ચિત્તની એકાગ્રતા થાય છે અને એકાગ્રતા થતાં તરતજ કર્મનાં અશુભ બંધનો શીથીલ થઇને તડાતડ તુટવા માંડે છે. એટલાજ માટે જ્ઞાની પુરૂષો જગતજીવોના હિતને માટે વારંવાર કથન કરી ગયા છે કે-' **भावतां भव नासिनी** ' અને તેની પૂરેપૂરી ખાતરી થવા માટે વાંચકોની મુખ સન્મુખ ' પ્રસન્નચંદ્ર ' રાજર્ષિનું દષ્ટાંત મુકયું છે, કે જેથી ઉક્ત ઉદ્દેશ તેમના ધ્યાનમાં બરાબર આવી જાય છે. એજ ઉદ્દેશ હેતુની સિદ્ધિ કરવા માટે આવાં પુસ્તકો ઘણો સારો ભાગ ભજવી શકે છે. એજ કારણને લઇને જનસમાજને આવાં પુસ્તકોની અત્યંત આવશ્યકતા છે. અમારો ઉદ્દેશ પણ એનાથી જુદો નથી.

આ સજ્ઝાયમાળા નામનું પુસ્તક ઉપરનો ઉદ્દેશ પૂર્ણ કરવામાં સાચા મદદગાર મિત્ર તરીકે ખપ લાગે તેમ છે. આ પુસ્તકની સાત આવૃત્તિઓ ખપી જવાથી એ આઠમી આવૃત્તિ ઘણાજ સુધારા-વધારા સાથે વાંચકવર્ગની સન્મુખ મુકવામાં આવે છે.

આ પુસ્તક કેટલું બધું લોકપ્રિય છે તે અમે પોતેજ ન કહેતાં તેનો વિચાર વાંચકો ઉપરજ રાખીશું. આ પુસ્તકની લોકપ્રિયતા અને ઉપયોગિતા આની અષ્ટમી આવૃત્તિ થવા ઉપરથીજ જાણી શકાય છે. એટલે તે બાબતમાં વધુ લખવું તે સોના ઉપર ઓપ-( ગિલ્ટ ) ચઢાવવા જેવું છે. એટલે અમે અધિક લખવું ઉચિત્ સમઝતા નથી.

પાછળની આવૃત્તિ કરતાં આ આવૃત્તિમાં કેટલોક ફેરફાર કર્યો છે અને સારી સજ્ઝાયો, વૈરાગ્યદાયક પદો દાખલ કરવા ઉપરાંત વિશેષમાં આજકાલના સમયને અનુકુળ આવતા એવા યોગનિષ્ઠ મુનિશ્રી બુદ્ધિસાગરજી તથા મહાપુરૂષ શ્રી ગુલાબચંદજી શ્રી મુનિ તથા તેમના શિષ્ય શતાવધાની મુનિશ્રી રત્નચંદજીની તથા મુનિરાજશ્રી હર્ષચંદજી રચીત સજ્ઝાયો દાખલ કરી છે. અને દિલખુશના તખલ્લુસ ( સંજ્ઞા ) થી ઓળખાતા રા. રા. દલસુખભાઇ ગિરધર-

ભાઇ માણેકપુર નિવાસીનાં તથા કવિરાજ્ય સાંકલચંદ મહાસુખરાંમનાં વૈરાગી સારાં સારાં પદો દાખલ કરી વધારો કર્યો છે, તેમજ કાગળો તથા છપામણુ તથા બંધામણુની કિમ્મતમાં ચારથી પાંચ ગણા ચાર્જ વધી જવાથી કિમ્મતમાં વધારે કરવો પડયો છે.

આમાંની સજ્ઝાયો-પદો આદિક ઘણાંજ રસીલાં અને વૈરાગ્યરસપોષક છે. વાંચવાથી કર્ણને મધુરતા ઉપજે છે અને શુભભાવનાઓ ઉદય થવા માંડે છે. પ્રતીતિ માટે બે સજ્ઝાય વાંચવા ભલામણુ છે. વાંચો પૃષ્ટ ૧૯૬-૨૨૫ માં ' આત્માને જાગૃતિ ભાવનો ઉપદેશ "! અને ' આશાની અભિલાષા.'!

## आत्माने जाग्रतिभावनो उपदेश. झुलणा छंद.

જાગરે આતમા જાગરે આતમા, મોહની ઉંઘમાં ચોર લૂંટે;
વિત્ત દારા અને વિષયની વાસના, પાસથી શત્રુઓ ખૂબ કૂટે. જાગ. ૧
વૃત્તિ બાહિર્મુખે કર્મ આઠે ગ્રહે, આત્મા ભ્રાન્તિથી ભાન ભૂલ્યો;
ક્રોધને માનથી લોભ માયાથકી, લક્ષ ચોરાશિમાં ખુબ ઝુલ્યો. જાગ. ૨
પામી માનવપણું પુણ્ય ઉત્કર્ષથી, મુક્તિ સાધન અરે તેં વિસાર્યું;
ખૂબ અપકૃત્યથી પાપ ગાડું ભર્યું, જાવવું નરકમાં કેમ ધાર્યું. જાગ. ૩
શ્વાસ ઉચ્છ્વાસથી જીવ આયુ ધરે, ખબર નહિ કાલની કેમ થાશે;
કાલનું કૃત્ય તે આ ક્ષણે કીજીએ, ધર્મથી આ ભવાબ્ધિ તરાશે. જાગ. ૪
કોટિ ધન આવશે નહિ કદી સાથમાં, પાપ ને પુણ્ય સાથેજ આવે;
દાન કરજે સદા ધર્મ વાટે મુદા, દાનથી આતમા મોક્ષ પાવે. જાગ. ૫
વિગેરે.

## आशानी अभिलाषा.

( રાગ—કાફી. )

વિરમે ન વન્હિ આશા, ઇંધન ધનની પિપાસા; વિરમે ન૦ ટેક.
આશા અગનિ ધન ઇંધનથી, તૃપ્તિ ન પામે પિશાચા;
જો સંતોષ જળે ન બુઝાવે, ભસ્મ કરે ઘરવાસા;
કઠણ એ કર્મ તમાસા. વિરમે ન૦ ૧
સત સહસ્ત્રે લખ કોટિની આશા, રાજ્ય મળે તોય આશા;
સદા જીવાની આશા બાઇને, જીવને ધડપણુ જાસા;
પડે પછી ઉંધા પાસા. વિરમે ન૦ ૨
માય ન સાગર દ્વીપ નગ ભૂમી, થાય ન ગયણે સમાસા;
અમલ અખિલ આલમમાં એનો, જ્યાં ત્યાં આશા નિવાસા;
વધે ધન વધુ અભિલાષા. વિરમે ન૦ ૩
અંગ ગલિત શિર પલીત દંતવિણુ, ખાવાના હોય સાંસા;
વક્ર વળે વપુ નેત્ર નાક મુખ, ચૂવે તોય અતિ આશા;
શ્વાસ તક આશા પ્યાસા. વિરમે ન૦ ૪

આશા મોહરાયની બેટી, લઘુ ગુરૂ જન તસ દાસા;
રહે વિરક્ત વીરલ તસગુણના, સાંકળચંદ રચે રાસા;
સુખી સંતોષી નિરાશા. ત્રમે નં૦ ૫

આ પુસ્તકની પાંચમી આવૃત્તિ સં, ૧૯૬૧ ની સાલમાં છપાવેલી અને છઠ્ઠી આવૃત્તિ સં. ૧૯૬૫ ની સાલમાં છપાવી હતી. તેનો વાંચક વર્ગની તરફથી સારો સત્કાર થવાથી સાતમી આવૃત્તિ સંવત ૧૯૬૯ માં છપાવી હતી આ દ્વિતીય ભાગમાં ( નવકાર વિગેરેના ( ૨ ) છંદો; ચાર શરણાં અને વિનય વગેરેની સજ્ઝાયો; જંબુસ્વામી વિગેરેની લાવણીયો; શાળીભદ્ર વિગેરેના સલોકા; સુધરેલા વિષે વિગેરેના ચાબખા; ચંદરાજા અને ગુણવાળી રાણીનો કાગળ; સત્યબાવીશી વિગેરે બાવીશીઓ; જોબન પચીશી વિગેરે પચીશીઓ; શલ્યછત્રીશી; ગર્ભબહોતેરી; ભરત બાહુબળી વિગેરેનાં ઢીઢાળિયાં; પૃથ્વીચંદ્ર અને ગુણસાગર વિગેરેનાં (૪) ત્રીઢાળિયાં; જંબુસ્વામી વિગેરેનાં ચોઢાળિયાં આષાઢભૂતિ વિગેરેના પંચઢાળિયાં નારકીનું છઢાળિયું; અર્હન્નકમુનિનું અષ્ટઢાળિયું અને અયવંતી સુકુમાળનું તેરઢાળિયું; તથા શ્રીમાન યોગનિષ્ઠ મુનિરાજ શ્રી બુદ્ધિસાગરજી કૃત પ્રભાતીયાં તથા મુનિરાજ શ્રી ગુલાબચંદજી તથા રત્નચંદ્રજી કૃત તથા મુનિરાજશ્રી હર્ષચંદ્રજી કૃત સજ્ઝાયો ને પદો વિગેરે તથા દલસુખભાઇ ગીરધરભાઈ કૃત પદો, વિગેરે વિગેરે સર્વે મળી શાંતદશાને પ્રગટ કરનારા અને કવીરાજ સાકલચંદ મહાસુખ રામની બનાવેલી વૈરાગ્યદશાને જાગૃત કરનારા મ્હોટા મ્હોટા ૧૯૪ વિષયો આવવાથી આ ગ્રંથ અતિ રસિકતાનો પામ્યો છે.

પ્રથમ પ્રકટ કરેલી આવૃત્તિમાં આ પુસ્તકમાં જે જે સ્થળે ભૂલો રહેલી જણાઇ છે તે તે આ આવૃત્તિમાં સુધારી લીધી છે. તોપણ માણસ માત્રને જ્ઞાનદષ્ટિનો અભાવ હોવાથી તે ભૂલને પાત્ર છે. એટલા માટે આ પુસ્તકમાં કોઈ સ્થળે દૃષ્ટિદોષથી અથવા મતિદોષથી જે કાંઇ કાનો, માત્રા અને મીંડી વિગેરેની કાંઇ ભૂલચુક રહી ગઇ હોય, અથવા કોઇ સ્થળે વિશ્વવત્સલ શ્રીસર્વજ્ઞ જિનેંદ્ર પરમાત્માની આજ્ઞા વિરૂદ્ધનું લખાણુ આવી ગયું હોય તો તેને માટે મન, વચન અને કાયાએ કરી ત્રિવિધે ત્રિવિધે, ચતુર્વિધ શ્રી સંઘની સમક્ષ સાક્ષે હું મિથ્યા દુષ્કૃત્ય માગું છું–ક્ષમાયાચના કરૂં છું.

આ પુસ્તકમાં દાખલ કરવા માટે ઉપર જણાવેલા મુનિમહારાજો તથા ગૃહસ્થોએ તથા વકીલ શામજી રતનશી એ તથા કવિરાજશ્રી સાંકલચંદ માહાસુખરામે અમોને સારો સજ્ઝાયાદિકનો સંગ્રહ મોકલી આપ્યો છે તે માટે અમો તેમનો ખરા અંતઃકરણથી આભાર માની આ પ્રસ્તાવનાની પૂર્ણાહૂતિ કરીએ છીએ.

ઇત્યલમ્ વિજ્ઞેષુ.
અસાડ શુદ ૧૫
સં. ૧૯૭૬

લિ. સજ્જનજનાનુરાગી,
**બાલાભાઈ છગનલાલ શાહ.**
ઠે. ફીકાભટ્ટની પોળ–અમદાવાદ.

# अनुक्रमणिका.

## મુખ પૃષ્ટ ઉપર મુકેલા બ્લોકની સમજુતી સારૂ

## ૭ લેશ્યાનું સંક્ષિપ્ત વૃત્તાંત.

કોઇ એક ગામથી બીજા ગામ તરફ જતા માર્ગથી ભુખ્યા થએલા ૭ મુસાફરો મોટા અરણ્યમાં આવ્યા, ત્યાં ભૂખથી પીડાતાં સર્વ દિશાઓમાં કંઇ ખાવાનું શોધવા લાગ્યા, તેવામાં ત્યાં પાકાં ફળોથી લચી પડતું અને પવનથી ઝુલતા પલ્લવો વડે મુસાફરોને પોતાની તરફ બોલાવતું હોય તેવું એક જંબુ વૃક્ષ જોયું તે જોઇને એ ૭ મુસાફરોમાંનાં એક અતીશય ભયંકર કૃષ્ણ લેશ્યાના પરિણામવાળા મનુષ્યે કહ્યું કે જો આપણે આ વૃક્ષને મૂળમાંથી ઉખેડીને નીચે પાડીએ તો નીરાંતે એનાં સ્વાદિષ્ટ ફળો સુખપૂર્વક ખાઇએ.

તેનો એવો અતિ ભયંકર વિચાર જાણીને વૃક્ષ ઉપર જાણે કાંઇક દયા કરતો હોય તેમ બીજા નીલ લેશ્યાના પરિણામવાલા મનુષ્યે તેના કરતાં સ્હેજ કોમળ પરિણામથી પોતાનો અભિપ્રાય જણાવતાં કહ્યું; અરે ભાઇ ! આવડા મોટા આ વૃક્ષના થડને શા માટે કાપી નાખવું જોઇએ ? તેની એક મોટી ડાળી કાપીએ,કે જેથી તે ઉપરથી આપણને જોઇએ તે કરતાં પણ વધારે ફળો મળશે.

બીજાનો અભિપ્રાય જાણીને ત્રીજો કાપોત લેશ્યાવાળો બોલ્યો, એવડી મોટી એક ડાળી આપણે કાપી નાખીશું, તો ફરી પાછી એવડી મોટી તે કયારે થશે ? માટે નાની નાની ડાળીયોજ કાપીએ, કેમકે તે પણ ફળોથી ભરેલી છે, તેથી આપણો નિર્વાહ સારી રીતે થઇ રહેશે. બીજાના કરતાં ત્રીજા એ જરા વધારે દયા ભાવથી પોતાનો અભિપ્રાય જણાવ્યો.

એ સાંભળીને ચોથો તેજો લેશ્યાવાળો બોલ્યો, આપણે એ નાની ડાળીયોનું પણ શું કામ છે ? એ બિચારી ભલે એના ઠેકાણેજ રહી, આપણને ફળોની જરૂર છે, તેથી ફળો લાગેલા ગુચ્છાઓના સમૂહજ મરજી મુજબ તોડીને નીચે નાંખીએ ચોથાએ નાની ડાળીઓ ઉપર પણ દયા બતાવતાં પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો.

એનાથી પણ વધારે દયાર્દ્ર પરિણામવાળો પાંચમો પદ્મલેશ્યા વાલો મનુષ્ય બોલ્યો, આપણને ગુચ્છાઓનું કંઈ પ્રયોજન નથી, આપણે તો ફળોની જરૂર છે, તેથી ઉપર ચડીને ડાળીયો હચમચાવી ફળોનેજ નીચે ખંખેરીએ, તો આપણું કાર્ય સારી રહેશે.

એ સાંભળીને કોઇને પણ પીડા ન કરવાની શિષ્ટમતિવાળા છઠ્ઠા શુક્લ લેશ્યા વાલા ભદ્રિક મુસાફરે નિર્મળ અભિપ્રાય જણાવતાં કહ્યું કે ઉપર ચડીને ફળો નીચે નાંખવાનું શું કામ છે ? કારણ કે એમ કરવાથી તો કાચાં અને પાકાં બધાંએ ફળો નીચે પડશે ને પાપ લાગશે, આપણને કાચાં ફળોની જરૂર નથી, આપણે તો જે પાકાં અને સ્વાદીષ્ટ ફળો હોય તેનું જ કામ છે, તેવાં સારાં ફળો તો અહીંયા નીચે સ્વભાવથીજ પડ્યાં છે, તો તે ખાઇને સંતોષ

પકડીએ તો શું હરકત છે ? માટે એ પાપ કર્મથી વિરમવું જ વધારે લાભદાયી છે.

એ પ્રમાણે તાર તમ્યતા યુક્ત આત્મપરિણામવાળા અનુક્રમે કૃષ્ણાદિ લેસ્યાવાળા જીવો આ દુનીયામાં હોય છે. આવાજ પરિણામ બતાવનારૂં એક બીજું દ્રષ્ટાન્ત ગામ લુંટનારા છ મનુષ્યોનું છે.

કોઇક ગામ ભાંગવા માટે ક્રૂર પરાક્રમવાળા લુંટારાઓ માર્ગમાં જતાં જતાં માંહો માહે વિચાર કરવા લાગ્યાં દરેક જણુ પોતાનો જુદોજુદો અભિપ્રાય કહેતા હતા. તેમાંના એક દુષ્ટ લુટારાએ કહ્યું કે—આ ગામમાં દાખલ થતાં મનુષ્ય કે પશુ જે કોઇ આપણી દ્રષ્ટીએ પડે તેને ઠાર કરી આપણું પરાક્રમ બતાવવું.

એ સાંભળી બીજો બોલ્યો, પશુઓને શા માટે મારવા ?—એ બિચારાંઓએ આપણો કંઈ અપરાધ નથી કર્યો, આપણે તો મનુષ્યોનેજ મારવા, કેમકે તેમની સાથે આપણો વિરોધ છે, પશુઓ સાથે નથી.

એ ઉપરથી ત્રીજો બોલ્યો, આપણે બધાએ મનુષ્યો શા માટે મારવા ? એમાંથી સ્ત્રીયોને ન મારવી, કેમકે સ્ત્રીહત્યા અતિ નીંદનીય છે, માટે પુરૂષોનેજ મારવા, કેમકે પુરૂષોજ ક્રૂર મનવાળા હોય છે, સ્ત્રીયો તો બિચારી કોમળ હોય છે,

ચોથાએ એનાથી વધારે ઉદારતા બતાવવા કહ્યું, કે ભલે પુરૂષોને મારવા, પણ જે આયુધ વિનાના હોય તેઓને શા માટે મારવા જોઇએ ? તેવાઓને મારવાનું આપણને શું પ્રયોજન છે ? જેઓ હથીઆરવાળા હોય તેઓનેજ મારવા. નિઃશસ્ત્રને મારવામાં આપણું પરાક્રમ ન ગણાય.

પાંચમો બોલ્યો, ભલે આયુધવાળા હોય તેને મારો, પણ તેમાંએ જેઓ આપણી સામે લડવા આવે તેમનેજ મારવા જોઈએ, શસ્ત્ર હોવા છતાં પણ જેઓ કાયર થઇને ભાગી જતા હોય તેવાઓને મારવાથી આપણને શું લાભ થવાનો છે ?

પાંચમાનો ઉદાર અભિપ્રાય જાણીને છઠ્ઠો જે સર્વથી વધારે ઉદાર ચિત્ત અને દયાવાળો હતો તે બોલ્યો, ભાઇઓ ! પારકું દ્રવ્ય હરણ કરીને તો એક મોટું પાપ આપણે કરીએ છીએ. અને તે સાથે જો જીવોના પ્રાણ પણ હરણ કરીશું તો આપણી શી ગતિ થશે ? આપણને દ્રવ્યની જરૂર છે, તેથી જે કંઇ દ્રવ્ય લાગે તે લેવું, પણ કોઇને મારવા નહી.

---

## તે છ લેશ્યાનું સંક્ષેપ સ્વરૂપ વિશે કાવ્ય.

**આવો આવો જશોદાના કંથ અમઘેર આવોરે—એ રાગ.**

સંસાર વને એક જાંબુનું વૃક્ષ ફળેલુંરે,
ત્યાં થઇને જાય મુસાફર ષટનું ટોળુંરે;
ષટ પંથીઓ જુદી જુદી લેસ્યા ના જાણુંરે,
કૃષ્ણ નીલ, કાપોત, તેજો, પદ્મ શુકલ પ્રમાણુંરે. ૧
કહે પંથીઓ જાંબુના ફૂલ ખાઇ ભૂખ સમાઇએરે,
કૃષ્ણ લેસ્યાંવાળો કહે મૂળથી ઉખેડીને ખાઇએરે;
ત્યારે નીલ લેસ્યાવાળો સ્હેજ કોમળતા ધારીરે,
કહે કાપીએ થડ પણ મૂળથી ન કાપો વિચારીરે. ૨
મૂળ રાખી થડને કાપીને ભૂખ મટાડે.રે,
જેથી વૃક્ષ રહેને પૂરાય પેટનો ખાડોરે;
પછી કાપોત લેસ્યાનો પંથી દયા જરી લાવેરે,
કહે કાપીએ થડ તો વૃક્ષ ઠુંઠું થઇ જાવેરે. ૩
તે કરતાં ડાળું કાપીને ફળ બહુ ખાઇએરે,
તેને કાપીને ખાતાં વૃક્ષ રહે સ્થીરતાઇએરે;
પછી તેજો લેસ્યાનો પંથા કહે સુણો ભાઇરે,
એવાં ડાળાંઓ કાપતા લાભ કે, કાંઇ ન કમાઇરે. ૪
કામ માત્ર ફળોનું આપણને છે ભાઇ રે,
તેથી ફળના ગુચ્છા તોડીને ખાઇએ સવાઇએ;
પછી પદ્મ લેસ્યાવાળો પાંચમો પંથી દયાળુરે,
કહે કામશું ગુચ્છાનું ફળ શુભ ખાઇએ મયાળુરે. ૫
તરૂ પરથા ચુંટીને ફળ ખાઇએ મળી સર્વેરે,
જેથી વૃક્ષ કે ડાળને થાય ઈજા ન વિખરવેરે;
એમ સાંભળી શુકલ લેસ્યા જે દયાનો દરીયોરે,
બોલ્યો શાંત સુધારસ વાણી સમતા ભરીયોરે. ૬
ભાઈ કામ છે પાકાં મિષ્ટ ફળોનું તમારેરે,
તે વૃક્ષ નીચે છે પડેલાં ફાસુ પ્રકારેરે;
તે ખાઇને ભૂખ સમાવીએ આપણ ભાઇરે,
નાહક કરીએ ન પીડા આ વૃક્ષને કાંઇરે. ૭
સુખે પેટ ભરાય તો પાપે પેટ ન ભરીએરે,
નિર્દોષ ફળો ખાઈ સંતોષ વૃત્તિ આદરીએરે;
જેવા તેવા કોમળ તીવ્ર પ્રણામ માનવનારે,
તેવા તેવા બાંધે બંધ જીવો પરભવનારે. ૮
એમ પ્રકૃતિ જુદી જુદીના જીવો ચૌદ રાજેરે,
જેવા અધવસાય તેવા પુણ્ય પાપ ઉપાજેરે;
જેથી નરક નિગોદના બંધ પડે તેથી ડરીએરે,
એવી કૃષ્ણ નીલ કાપોત લેસ્યા પરહરીએરે. ૯
વળી તેજો પદ્મ ને શુકલ લેસ્યા આદરીએરે,
વરી સહજ સમાધિ ભવેભવ દરીએ તરીએરે;
કહ્યું ષટ લેસ્યાનું સહજ સ્વરૂપ આનંદેરે,
ગુરૂ કપૂરવિજય કૃપાથી સાંકલચંદેરે. ૧૦

ઇતિ સમાપ્તમ.

॥ श्री जीनवरेंद्रायनमः ॥

श्री

# जैनसज्झायमाला.

## भाग २ जो.

---

## तत्र प्रथम पंचपरमेष्ठिने नमस्कार रूप,

## श्री नवकारनो छंद प्रारंभ :

( દોહા. )

વંછિત પૂરે વિવિધ પરે, શ્રી જિનશાસન સાર ॥ નિશ્ચે શ્રીનવકાર નિત, જપતાં જયજયકાર॥૧॥ અડસઠ અક્ષર અધિક ફળ, નવપદ નવે નિધાન॥વીતરાગ સ્વયં મુખ વદે, પંચ પરમેષ્ઠિ પ્રધાન ॥૨॥ એકજ અક્ષર એક ચિત્ત, સમર્યાં સંપતિ થાય॥ સંચિત સાગર સાતનાં પાતક દૂર પલાય ॥૩॥ સકળ મંત્ર શિર મુકુટ મણી, સદ્દગુરૂ ભાખિત સાર ॥ સો ભવિયાં મન શુદ્ધશું, નિત જપીએ નવકાર ॥૪॥

( છંદ હાટકી. )

નવકાર થકી શ્રીપાળ નરેસર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ ॥ સમશાન વિષે શિવ નામ કુમરને, સોવન પુરિસો સિદ્ધ ॥ નવલાખ જપંતાં નરક નિવારે, પામે ભવનો પાર ॥ સો ભવિયાં ભત્તેં, ચોખખે ચિત્તે, નિત જપીએ નવકાર ॥૧॥ બાંધી વડશાખા શિંકે બેસી, હેઠળ કુંડ હુતાશ ॥ તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઉડયો તે આકાશ ॥ વિધિ રીત જપ્યો વિષધર વિષ ટાળે, ઢાળે અમૃત ધાર ॥સો૦॥૨॥ બીજોરાં કારણ રાય મહાબળ, વ્યંતર દુષ્ટ વિરોધ ॥ જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો જક્ષ પ્રતિબોધ ॥ નવલાખ જપંતાં થાયે જિનવર ઇશો છે અધિકાર ॥સો૦॥૩॥ પલ્લિપતિ શીખ્યો મુનિવર પાસે, મહા મંત્ર મન શુદ્ધ ॥ પરભવ તે રાજસિંહ પૃથવિપતિ, પામ્યો પરિગળ ઋદ્ધ ॥ એ મંત્ર થકી અમરાપુર પહોત્યો, ચારુદત્ત સુવિચાર ॥સો૦ ॥૪॥ સંન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાળ ॥ દીઠો શ્રી પાસકુમારે પન્નગ, અધબળતો તે ટાળ ॥ સંભળાવ્યો શ્રી નવકાર

સ્વયંમુખ, ઇંદ્રભુવન અવતાર ાાસોાાપાા મન શુધ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ ાા ઈણુ ધ્યાને કષ્ટ ટળ્યું ઉંબરનું, રક્ત પિત્તનો રોગ ાા નિશ્ચેશું જપતાં નવનિધિ થાએ, ધર્મતણો આધારાા સોાા૬ાા ઘટમાંહી કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત ાા પરમેષ્ટિ પ્રભાવે હાર ફુલનો, વસુધા માંહી વિખ્યાત ાા કમળાપતિયે પિંગળ કીધો, પાપતણો પરિહાર ાાસોાા૭ાા ગયણાપણુ જાતી રાખી ગ્રહીને, પાડી બાણ પ્રહાર ાાપદપંચ સુણંતા પાંડુપતિ ઘર, તે થઈ કુંતા નાર ાા એ મંત્ર અમુલક મહિમા મંદિર, ભવ દુઃખ ભંજણ હાર ાાસોાા૮ાા કંબળને સંબળ કાદવ કાઢયાં. શકટ પાંચશે માન ાા દીધે નવકાર ગયા દેવલોકે, વિલસે અમર વિમાન ાા એ મંત્ર થકી સંપતિ વસુધા તળે; વિલસે જૈન વિહાર ાાસોાા૯ાા આગે ચોવીશી હુઈ અનંતી. હોસે વાર અનંત ાા નવકાર તણી કોઇ આદિ ન જાણે, ઈમ ભાંખે અરિહંત ાા પુરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમર્યા સંપતિ સાર ાાસોાા૧૦ાા પરમેષ્ઠિ સુર પદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર ાાપુંડરગિરિ ઉપર પરતક્ષ પેખ્યો, મણિધરને એક મોર ાા સહગુરુને સનમુખ વિધિ સમરતાં, સફળ જનમ સંસાર ાાસોાા૧૧ાા શુળીકારો પણ તસ્કર કીધો, લોહખરો પરસિદ્ધ ાા તિંહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની ઋદ્ધ ાા શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કર્યા મનોહાર ાા સોાા૧૨ાા પંચ પરમેષ્ટિ જ્ઞાનજ પંચહ, પંચ દાન ચારિત્ર ાા પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સુમતિ સમકિત ાાપંચ પ્રમાદહ વિષય તજો પંચ, પાળો પંચાચાર ાાસોાા૧૩ાા

(કળશ છપ્પય.)

નિત જપીએ નવકાર, સાર સંપતિ સુખદાયક ાા શુદ્ધ મંત્ર એ શાશ્વતો, ઈમ જંપે શ્રી જગનાયક ાા શ્રી અરિહંત સુસિદ્ધ,શુદ્ધ આચાર્ય ભણીજે ાા શ્રી ઉવઝાય સુસાધુ, પંચ પરમેષ્ઠિ થુનીજે ાા નવકાર સાર સંસાર છે, કુશળલાભ વાચક કહે ાા એક ચિતે આરાધતાં, વિવિધ ઋદ્ધિ વંછિત લહે. ાા૧૪ાા ઈતિ. ાા

## अथ श्री शांतिनाथनो छंद

નગર હસ્થિણાપુર અતિરે ભલો, જિહાં જનમ્યા તિર્થંકર ત્રિભુવન તિલો ાા રાહ પ્રરૂપ્યો જૈન ખરો, શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ

કરો ॥ ૧ ॥ એ આંકણી ॥ સર્વારથસિદ્ધ થકીરે ચવી, તવ દેશ નગરમાં શાંતિ હવી ॥ શાંતિજી નામ દિયો સખરો, શ્રી શાંતિ૦ ॥૨॥ વિશ્વસેન પિતા અચિરાં માયા, જેણે ચૌદ સુપન મ્હોટાં પાયા ॥ જનમ્યા તીર્થંકર અમિય ઝરો, શ્રી શાંતિ૦ ॥ ૩ ॥ છપ્પન કુમારિકા ઉલ્લાસ ઘણો, જેણે જનમ મહોચ્છવ કર્યો કુમરતણો ॥ ચોસઠ ઇંદ્ર આવી કળશ ભરો, શ્રી સાંતિ૦ ॥ ૪ ॥ ભણાવી બહોતેર કળા, જેણે સહસ્ત્ર ચોસઠ પરણી મહિલા ॥ છ ખંડ સાધ્યા એણીય પરો, શ્રી શાંતિ૦ ॥ ૫ ॥ સહસ પંચોતેર વરસ રહ્યાં, ચક્રવર્તિ પણે ઘરવાસ રહ્યા ॥ પછે મિટાઇ દિયો સઘળો ઝગડો, શ્રી શાંતિ૦ ॥૬॥ એક સહસ પુરૂષ સાથે શિક્ષા, શ્રી જિનવરજીયે લીધી દીક્ષા ॥ પછે સુરનર આવી પાય પડો, શ્રી શાંતિ૦ ॥ ૭ ॥ એક માસ લગેં છદ્મસ્થ રહ્યા, શુદિ પોશ નોમે દિન કેવળ લહ્યા ॥ ભરણી નક્ષત્ર પ્રભાત ખરો, શ્રી શાંતિ૦ ॥ ૮ ॥ પ્રભુએ મોહજાળ સવિ કાપી, ચતુર્વિધ સંઘ તીરથ થાપી ॥ ચોથો દુસમ સુસમ આરો, શ્રી શાંતિ૦ ॥ ૯ ॥ બાશઠ સહસ મુનિરાજ થયા, વળી સહસ નવ્યાસી હુઈ અજ્જિયાં ॥ પ્રભુ તારો ને વળી આપ તરો, શ્રી શાંતિ૦ ॥૧૦॥ દોય લાખ નેવુ સહસ શ્રાવક ગુણી, ત્રણ લાખ ત્યાસી સહસ શ્રાવિકા સુણી ॥ ઓર ચતુર્વિધ સંઘ ખરો, શ્રી શાંતિ૦ ॥૧૧॥ ચાર હજાર ઉહિ નાણિ જતિ, વળી ત્રણ સહસ હુવા વિપુલમતિ ॥ નેવું ગણધરનો પાપ હરો, શ્રી શાંતિ૦ ॥૧૨॥ ચાર હજાર ત્રણસે રે કહ્યા, મુનિ કેવળ લહીને મુગતિ ગયા ॥ છ હજાર મુનિ વૈક્રેધરો, શ્રી શાંતિ ॥ ૧૩ ॥ ચોત્રીશે રે વાદી ભારી, વળી આઠસે ચૌદ પૂરવધારા ॥ આઠ કરમશું જાઇ લડો, શ્રી શાંતિ ॥ ૧૪ ॥ નવ પદવી મોટી રે કહી, જેણે એકણ ભવમાં છએ લહી ॥ એસો ભરિયો પુણ્ય ઘડો શ્રી શાંતિ૦ ॥ ૧૫ ॥ પા પા લાખ કુમર સાધપણે, વળિ અધલાખ વરસ રાજ્ય પણે ॥ એક લાખ વરસનો સર્વ ઘડો, શ્રી શાંતિ૦॥૧૬॥ ચાળીસ ધનુષ ઊંચી રે દેહી, વળિ હેમવરણી ઉપમા રે કહી ॥ દીઠે દિલ દરિયાવ ઠરો. શ્રી શાંતિ૦ ॥૧૭॥ જો નામ ધરાવો શ્રાવક યતિ, તો અનાચાર સેવો રે મતિ ॥ પરભવથી સેંતી કાંઇ ડરો, શ્રી શાંતિ૦ ॥૧૮॥ ત્રિવિધે ત્રિવિધે જીવ મતિ રે હણો, એ ઉપદેશ છે જિનરાજ તણો ॥ માર્ગ બતાવ્યો શુદ્ધ ખરો, શ્રી શાંતિ૦ ॥૧૯॥ આ જીવ રાય ને રંક થયો, વળિ નરક નિગોદમાં બહુ રે રહ્યો ॥ રડવડિયો

જેમ ગેહિ હડો. શ્રી શાંતિ૦ ॥૨૦॥ ચારગતીનાં રે દુઃખ કહ્યાં, જીવે અનંતિ અનંતી વાર લહ્યાં ॥ પચી રહ્યો જેમ તેલ વડો, શ્રી શાંતિ ॥૨૧॥ શ્રદ્ધા સહિત તુમે તાપ તપો, ભવ્ય જીવો સૌ તુમે જાપ જપો ॥ માર્ગ મળ્યો છે નિપટ ખરો, શ્રીશાંતિ૦ ॥૨૨॥ સંથારો એક માસ તણો, સમ્મેતશિખર સિદ્ધ ઠામ ભણો ॥ નવશે મુનિસેં મુગતિ વરો, શ્રી શાંતિ૦ ॥૨૩॥ મૃગલંછન સેંતિ ધ્યાન રહ્યા, શ્રી શાંતિ જિનેશ્વર મુગતિ ગયા ॥ પછે મેટ દિયો સવિ જન્મ મરો, શ્રીશાંતિ ॥૨૪॥ તુમ નામ લિયાં સવિ કાજ સરે, તુમ નામે મુગતિ મહેલ મળે ॥ તુમ નામે શુભ ભંડાર ભરો, શ્રી શાંતિ૦ ॥૨૫॥ ઋષિ જે મલજી એ એહ વિનંતી કહી, પ્રભુ તોરા ગુણનો પાર નહી ॥ મુજ ભવ ભવનાં દુઃખ દૂર હરો, શ્રી શાંતિ૦ ॥ ૨૬ ॥ ઇતિ. ॥

---

# अथ श्री चारशरणां प्रारंभ.

પ્રહ ઉઠીને સમરિયે, હો ભવિયણ મંગળિક શરણાં ચાર ॥ આપદા મટી સંપદા હુવે, હો ભવિયણ દોલતના દાતાર ॥ હૃદયમાં રાખીએ, હો ભવિયણ મંગળિક શરણાં ચાર ॥૧॥ એ આંકણી ॥અરિહંત સિદ્ધ સાધૂ તણાં, હો૦કેવળી ભાષિત ધર્મ ॥ એ શરણાં નિત ધ્યાવતાં,હો૦ ત્રુટે આઠે કર્મ ॥ હૃ૦ ॥હો૦॥૨॥ વાટે ઘાટે ચાલતાં, હો૦રાત દિવસ મોઝાર ॥ ગામ નગરપુર વિચરંતાં, હો૦ વિઘ્ન નિવારણ હાર ॥ હૃ૦॥ હો૦ ॥૩॥ એ ચારે સુખકારિયાં, હો૦એ ચારે જગ સાર ॥ એ ચારે ઉત્તમ કહ્યાં, હો૦ એ ચારે હિતકાર ॥ હૃ૦॥ હો૦ ॥૪॥ ડાયણ સાયણ ભુતડાં, હો૦ સિંહ ચિત્રાને શૂર ॥ વૈરી દુઃશ્મન ચોર-ટા, હો૦ રહે તે સઘળા દૂર ॥ હૃ૦ ॥ ॥ ૫ ॥ રાખો શરણાંની આસતા, હો૦ નેડો નહિ આવે રોગ ॥ આણંદ વર્ત્તે ઇણ નામથી, હો૦ જે ધ્યાવે નરનાર ॥ પરભવ જાતાં ઇણ જીવને, હો૦ એહ તણો આધાર ॥ હૃ૦॥ હો૦ ॥૭॥ મન ચિંતિત મનોરથ ફળે, હો૦ વર્ત્તે કોડ કલ્યાણ ॥ શુદ્ધે મને ધ્યાવતાં, હો૦ નિશ્ચે પદ નિરવાણ ॥હૃ૦॥ હો૦ ॥૮॥ ઇણ સરિખો શરણો નહી,હો૦॥ ઇણ સરિખો નહિ નામ ॥ ઇણ સરિખો મિત્ર નહિ; હો૦ ગામ નગરપુર ઠામ ॥હૃ૦॥ હો૦ ॥૯॥ દાન શિયળ તપ ભાવના, હો૦ જગમેં તત્ત્વસાર ॥ કરો આરાધો

ભાવશું હો૦ પામો મોક્ષદુવાર ॥ હું૦ ॥ હો૦ ॥૧૦॥ જોડ કીધી છે જુગતીશું, હો૦ પાલી શેખાકાળ ॥ ઋષિ ચોથમલજી ઇમ ભણે, હો૦ સુણજો બાળગોપાળ ॥ હું૦ ॥ ૧૧ ॥ ઇતિ. ॥

## अथ श्री विनयनी सज्झाय.

પવયણ દેવી ચિત્ત ધરી જી,વિનય વખાણીશ સાર ॥ જંબુને પૂછે કહ્યોજી,શ્રી સોહમ ગણધાર ॥ ભવિક જન,વિનય વહો સુખકાર ॥૧॥ એ આંકણી ॥ પહેલે અધ્યયને કહ્યોજી, ઉત્તરાધ્યયન મઝાર ॥ સઘળા ગુણમાં મૂળગોજી,જે જિનશાસન સાર ॥ભ૦॥ વિ ગા૨॥ નાણ વિનયથી પામીયેજી,નાણે દરિસણ શુદ્ધ ॥ ચારિત્ર દરિસણથી હુવેજી,ચારિત્રથી પુણ સિદ્ધ ॥ભ૦॥ વિ૦ ॥૩॥ ગુરૂની આણ સદા ધરેજી,જાણે ગુરૂને ભાવ ॥ વિનયવંત ગુરૂ રાગીયો જી, છે મુનિ સરળ સ્વભાવ ॥ ભ૦ ॥ વિ૦॥૪॥ કણનું કુંડું પરિહરી જી, વિષ્ટાશું મન રાગ ॥ ગુરૂદ્રોહી તે જાણવાજી, સુઅર ઉપમ લાગ ॥ભ૦॥ વિ૦ ॥૫॥ કોહ્યા કાનની કુતરીજી, ઠામ ન પામે રે જેમ ॥ શીળ હીણ અકહ્યાગરા જી, આદર ન લહે તેમ ॥ ભ૦ ॥ વિ૦ ॥૬॥ ચંદ્રતણી પરે ઊજળા જી,કીરતિ તેહ લહંત ॥ વિષય કષાય જીતી કરી જી. જે નર વિનય વહંત ॥ભ૦॥ વિ૦ ॥૭॥ વિજયદેવગુરૂ, પાટવી જી, શ્રી વિજયસિંહ સુરિંદ્ર ॥ શિષ્ય ઉદય વાચક ભણેજી, વિનય સકળ સુખકંદ ॥ ભ૦ ॥ વિ૦ ॥ ૮ ॥ ઇતિ. ॥

## अथ पृथ्वीचंद्र अने गुणसागरनुं त्रिढालियुं.

( દોહા. )

શાસન નાયક સુખકરૂ વંદી વીર જિણંદ ॥ પૃથ્વીચંદ્ર મુનિ ગાયશું, ગુણસાગર સુખકંદ ॥ ઉત્તમના ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ ॥ વાત ઘણી વૈરાગ્યની, સાંભળજો મન રંગ ॥૨॥ શંખ કળાવતી ભવ થકી,ભવ એકવીશ સંબંધ ॥ ઉત્તરોત્તર સુખ ભોગવી, એકવીશમે ભવે સિદ્ધ ॥૩॥ પણ એકવીશમા ભવતણો, અલ્પ કહું અધિકાર ॥ સાંભળજો સનમુખ થઇ, આતમને હિતકાર ॥ ૪ ॥

### ॥ ढाल १ ली. ॥

( કંત તમાકુ પરિહરો. એ દેશી )

નગરી અયોધ્યા અતિ ભલી,રાજ્ય કરે હરિસિંહ ॥ મેરે લાલ ॥

પ્રિયા પદ્માવતી તેહને,સુખ વિલસે ગુણ ગેહ ॥ મેરે લાલ,ચતુર સ્નેહી સાંભળો ॥૧॥ એ આંકણી ॥ સર્વારથથી સુર ચવી, તસ કુખે અવતાર ॥ મે૦ ॥ રૂપ કળા ગુણ આગળો, પૃથ્વીચંદ્ર કુમાર ॥મે૦॥ચ૦॥૨॥ સમ પરિણામી મુનિ સમો, નિરાગી નિરધાર ॥મે॥ પિતા પરણાવે આગ્રહે, કન્યા આઠ ઉદાર ॥મે૦॥ ચ૦ ॥૩॥ ગીત વિલાપની સમ ગણે,નાટક કાય કલેશ ॥મે૦॥ આભુષણ તનુ ભાર છે, ભોગને રોગ ગણેશ ॥મે૦ ॥ ચ૦ ॥૪॥ હું નિજ તાતને આગ્રહે, સંકટ પડિયો જેમ ॥ મે૦॥ પણ પ્રતિબોધું એ પ્રિયા, માત પિતા પણ એમ ॥મે૦॥ચ૦॥૫॥ જો સવિ સંયમ આદરે, તો થાયે ઉપકાર ॥મે૦॥ એમ શુભ ધ્યાને ગુણ નિલો, પહોત્યો ભવન મઝાર ॥મે૦॥ ચ૦ ॥૬॥ નારી આઠને ઇમ કહે, સાંભળો ગુણની ખાણ ॥ મે૦ ॥ ભોગવતાં સુખ ભોગ છે, વિપાક કડુંવા જાણ ॥ મે૦ ॥ ચ૦॥૭॥ કિંપાક ફળ અતિ મધુર છે, ખાધે છંડે પ્રાણ ॥મે૦॥ તેમ વિષય સુખ જાણજો,એહવી જિનની વાણ ॥ મે૦ ॥ ચ૦ ॥૮॥ અગ્ની જો તૃપ્તિ ઇંધણે, નદીએ જળધિ પુરાય ॥મે૦॥ તો વિષયસુખ ભોગથી, જીવ એ તૃપ્તો થાય ॥મે૦॥ચ૦॥૯॥ ભવ ભવ ભમતાં જીવડે, જેહ આરોગ્યાં ધાન ॥ મે૦ ॥ તે સવિ એકઠાં જો કરે, તો સવિ ગિરિવર માન ॥ મે૦ ॥ ચ૦ ॥ ૧૦ ॥ વિષયસુખ પરલોકમેં, ભોગવિયાં ઇણ જીવ ॥ મે૦ ॥ તો પણ તૃપ્તજ નવિ થયો, કાળ અસંખ્ય અતીવ ॥ મે૦ ॥ ચ૦ ॥ ૧૧ ॥ ચતુરાં સમજો સુંદરી, મુઝો મત વિષયને કાજ ॥ મે૦ ॥ સંસાર અટવી ઊતરી, લહિયે શિવપુર રાજ ॥ મે૦ ॥ ચ૦ ॥ ૧૨ ॥ કુમરની વાણી સાંભળી, બુઝી ચતુર સુજાણ ॥ મે૦ ॥ લઘુકર્મી કહે સાહેબા, ઉપાય કહો ગુણખાણ ॥ મે૦ ॥ ચ૦ ॥૧૩॥ કુમર કહે સંયમ ગ્રહો, અદ્ભુત એહ ઉપાય ॥ મે૦ ॥ નારી કહે એમ વિસરજો, સંયમે વાર ન થાય ॥ મે૦ ॥ ચ૦ ॥ ૧૪ ॥ કુમર કહે પડખો તુમે, હમણાં નહિ ગુરૂ જોગ ॥મે૦॥ સદ્દગુરૂ જોગે સાધશું, સંયમ છાંડી ભોગ ॥ મે૦ ॥ ચ૦ ॥ ૧૫ ॥ માત પિતા મન ચિંતવે, નારીને વસ નવિ થાય ॥મે૦॥ ઉલટી નારી વશ કરી, કુમરનું ગાયું ગાય ॥ મે૦ ॥ચ૦॥ ૧૬ ॥ જો હવે રાજા કીજીએ, તો ભળશે રાજ્યને કાજ ॥ મે૦॥ નરપતિ ઇમ મન ચિંતવી, થાપે કુમરને રાજ ॥ મે૦॥ ચ૦ ॥ ૧૭ ॥ પિતા ઉપરોધે આદરે, ચિંતે મોહના ઘાટ ॥ મે૦ ॥ પાળે રાજ્ય વૈરાગિયો, જોતો ગુરૂની વાટ ॥ મે૦ ॥ ચ૦ ॥ ૧૮॥ રાજ્યસભાએ અન્યદા. પૃથ્વીચંદ્ર સોહંત

॥ મે૦ ॥ ઇણુ અવસર૦વ્યવહારિયો, સુધન નામ આવંત ॥ મે૦ ॥ ચ૦ ॥૧૯॥ રાજા પુછે તેહને; કોણુ કોણુ જોયા દેશ ॥મે૦॥ આશ્ચર્ય દીઠું જે તમે, ભાંખો તેહ વિશેષ ॥ મે૦ ॥ ચ૦ ॥ ૨૦ ॥ શેઠ કહે સુણુ સાહીબા, એક વિનોદની વાત ॥ મે૦ ॥ સાંભળતાં સુખ ઉપજે ભાંખુ તે અવદાત ॥ મે૦ ॥ ચ૦ ॥ ૨૧ ॥

( દાહા. )

કૌતક જોતાં બહુ ગયો કાળ અનાદિ અનંત ॥ પણુ તે કૌતક જગ વડું, સુણુતાં આતમ શાંત ॥ ૧ ॥ કૌતુક સુણુતાં જે હુવે, આ તમનો ઉપકાર ॥ વક્તા શ્રોતા મન ગહગહે, કૌતુક તેહ ઉદ્ધાર ॥ ૨ ॥

## ॥ ઢાલ ૨ જી ॥

( ગિરિ વૈતાઢયની ઉપરે. એ દેશી. )

આવ્યા ગજપુર નયરથી, તિહાં વસે વ્યવહારીરે લો॥ અહો તિહાં વસે વ્યવહારી રે લો ॥ રત્ન સંચય તસનામ છે, સુમંગળા તસ નારી રે લો ॥ અહો; સુમંગળા તસ નારી રે લો ॥ ૧ ॥ ગુણુ-સાગર તસ નંદનો, વિદ્યા ગુણુનો દરિયો રે લો ॥ અ૦ ॥ વિ૦ ॥ ગોખે બેઠા અન્યદા, જુએ તે સુખ ભરિયો રે લો ॥ અ૦ ॥ જુ૦ ॥ ૨ ॥ રાજપંથે મુનિ મલપતો, દીઠો સમ ભરિયો રે લો ॥ અ૦ દી૦ ॥ તે દેખી શુભ ચિંતવે; પુરવ ચરણુ સાંભરિયો રે લો ॥ અ૦ ॥ પુ૦ ॥ ૩ ॥ માત પિતાને એમ કહે, સુખીયો મુજ કીજે રે લો ॥ અ૦ ॥ સુ૦ ॥ સંયમ લેશું હું સહી; આજ્ઞા મુજ દીજે રે લો ॥ અ૦ ॥ આ૦ ॥ ૪ ॥ માત પિતા કહે નાનડા; સંયમે ઉમાહ્યો રે લો ॥ અ૦ ॥ સં ॥ તો પણુ પરણો પદમણી, અમ મન હરખાવો રે લો ॥ અ૦ ॥ અ૦ ॥૫॥ સંયમ લેજો તે પછી; અંતરાય ન કરશું રે લો ॥ અ૦ ॥અં૦॥ વિનયી વાત અંગી કરી, પછે સંયમ વરશું રે લો ॥ અ૦ ॥ પ૦ ॥ ૬ ॥ આઠ કન્યાના તાતને, ઇમ ભાંખે વ્યવહારી રે લો ॥ અ૦ ॥ ઇ૦ ॥ અમ સુત પરણુવા માત્રથી, થાશે સંયમધારી રે લો ॥ અ૦ ॥ થા૦ ॥ ૭ ॥ ઇમ સુણી મન ચમકિયા, વર બીજો કરશું રે લો ॥ અ૦ ॥વ૦॥ કન્યા કહે નિજ તાતને આ ભવ અવર ન વરશું રે લો ॥ અ૦ ॥ આ૦ ॥૮॥ જે કરશે એ ગુણુ નિધિ, અમો તેહ આદરશું રે લો ॥અ૦ ॥અ૦॥ રાગ વૈરાગી દોયમેં, તસ આણા શિરે ધરશું રે લો ॥ અ૦ ॥ ત૦ ॥ ૯ ॥ કન્યા આઠના વચનથી; હરખ્યા તે વ્યવહારી રે લો ॥ અ૦ ॥ હ૦ ॥ વિવાહ મહોત્સવ માં-

ડીયા, ધવળ ગાવે નારી રે લો ॥ અ૦ ॥ ધ૦ ॥ ૧૦ ॥ ગુણસાગર ગિરૂઓ હવે, વરઘોડે વર સોહે રે લો ॥ અ૦ ॥વ૦॥ ચોરી માંહે આવીયા, કન્યાનાં મન મોહેરે લો ॥અ૦॥ક૦॥૧૧॥ હાથ મેળાવો હર્ષશું, સાજન જન સહુ મળિયા રે લો ॥ અ૦॥ સા૦ ॥ હવે કુમર શુભ ચિતમેં, ધર્મધ્યાન સાંભરિયાંરે લો ॥અ૦॥ધ૦॥૧૨॥ સંયમ લેઇ સુગુરૂ કને, શ્રુત ભણશું સુખકારી રે લો ॥ અ૦॥ શ્રુ૦॥સમતા રસમાં ઝીલશું, કામ કષાયને વારી રે લો ॥અ૦॥કા૦॥૧૩॥ દોષ બેતાળીશ ટાળશું, માયા લોભ નિવારી રે લો ॥અ૦॥૧૪॥ જીવિત મરણે સમપણું સમ તૃણ મણિ ગણશું રે લો ॥અ૦॥સ૦॥ સંયમ યોગે થિર થઇ, મોહરિપુને હણશુ રે લો ॥અ૦॥ મો૦॥૧૫॥ ગુણસાગર ગુણ શ્રેણિયે, થયા કેવળ નાણી રે લો ॥અ૦॥થ૦॥ નારી પણ મન ચિંતવે, વરિયે અમે ગુણખાણી રે લો ॥અ૦॥વ૦॥૧૬॥ અમે પણ સંયમ સાધશું, નાથ નગીના સાથે રે લો ॥અ૦॥ના૦॥ એમ આઠે થઇ કેવળી, કર પિયુડા હાથે રે લો ॥અ૦॥ક૦॥૧૭॥ અંબર ગાજે દુંદુભી, જય જય રવ કરતા રે લો॥અ૦॥જ૦॥ સાધુ વેષ તે સુરવરા, સેવાને અનુસરતારે ॥અ૦॥સે૦॥૧૮॥ ગુણસાગર મુનિરાજના, માત પિતા તે દેખીરે લો ॥અ૦॥મા૦॥ શુભ સંવેગે કેવળી, ઘાતીચાર ઉવેખીરે લો ॥અ૦॥ ઘા૦॥૧૯॥ નરપતિ આવે વાંદવા, મન આશ્ચર્ય આણીરેલો ॥અ૦॥મ૦ ॥શંખ કળાવતી ભવ થકી, નિજ ચરિત્ર વખાણી રે લો ॥ અ૦ ॥ નિ૦ ॥૨૦॥ ભવ એકવીશ તે સાંભળી, બુઝયા કેઇ પ્રાણી રે લો ॥અ૦॥ બુ૦॥ સુધન કહે સુણો સાહેબા, અત્ર આવ્યો ઉમાહી રે લો ॥અ૦ અ૦॥૨૧॥ પણ તે કૌતુક દેખવા, મનડો મુજ હરખાયો રે લો ॥અ૦ ॥મ૦॥ કેવળજ્ઞાની મુજ કહે, સું કૌતુક ઉલ્લાસે રે લો ॥અ૦॥શુ૦॥૨૨॥ એહથી અધિકું દેખશો, અયોદ્ધા નામા ગ્રામે રે લો ॥અ૦॥અ૦॥તે નિસુણી મુનિ પય નમી, આવ્યો ઇણ ઠામે રે લો ॥અ૦॥અ૦॥૨૩॥ કૌતુમ તુમ પ્રસાદથી, જોશું સુશકામી રે લો ॥અ૦॥ એમ કહીને સુધન તિહાં, ઉભો શિર નામી રે લો ॥અ૦॥ઉ૦॥ ૨૪ ॥

( દોહા. )

પૃથ્વીચંદ્ર તે સાંભળી, વાધ્યો મન વૈરાગ ॥ ધન ધન તે ગુણસાગરૂ, પામ્યો ભવજળ તાગ ॥૧॥ હું નિજ તાતને દાક્ષિણે, પડિયો રાજ્ય મઝાર ॥ પણ હવે નીસરશું કદા, થાશું કબ અણગાર ॥૨॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( પૂજ્ય પધારો હો નગરી અમતણી, એ દેસી. )

ધન ધન જે મુનિવર ધ્યાને રમે, કરતા આતમ શુદ્ધ ॥ મુની- સર ॥ રાજા ચિંતે સદગુરુ સેવના, કરશું નિર્મળ બુદ્ધ ॥ ધન ધન જે મુનિવર ધ્યાને રમે ॥૧॥ એ આંકણી ॥ કબ હું, સમદમ સુમતિ સેવશું, ધરશું આતમ ધ્યાન ॥ મુ૦ ॥ ઇમ ચિંતવતાં અપૂરવ ગુણ ચઢે, શ્રેણીએ શુકલ ધ્યાન ॥ મુ૦ ॥ ધન૦ ॥ ૨ ॥ ધ્યાન બળે સવિ આવરણ ક્ષય કરી, પામ્યા કેવળજ્ઞાન ॥ મુ૦ ॥ હર્ષ ધરી સોહમપતિ આવીયા, વેશવંદે બહુ માન ॥ મુ૦ ॥ ધન ॥ ૩ ॥ સાંભળી માત પિતા મન સંભ્રમે, આવ્યા પુત્રની પાસ ॥ મુ૦ ॥ એ શું એ શું એ- ણી પેરે બોલતા, હરિસિંહ હર્ષ ઉલ્લાસ ॥ મુ૦ ॥ ધન૦ ॥ ૪ ॥ દયિતા આઠ સુણી મન હર્ષથી, ઉલટ અંગ ન માય ॥ મુ૦ ॥ સંવેગ રંગ તરંગમેં ઝીલતી, આઠે કેવળી થાય ॥ મુ૦ ॥ ધ૦ ॥ ૫ ॥ સારથ સુ ધન પણ મન ચિંતવે, કૌતુક અદ્ભૂત દીઠ ॥ મુ૦ ॥ નરપતિ પૂછે મુ- નિં ચરણે નમી, સ્નેહનું કારણ જિઠ્ઠ ॥ મુ૦ ॥ ધન૦ ॥ ૬ ॥ કેવળી કહે પૂરવ ભવ સાંભળો, નયરી ચંપા જયરાય ॥ મુ૦ ॥ સુંદરી પ્રિયમતિ નામે તેહને, કુસુમાયુધ સુત થાય ॥ મુ૦ ॥ ધ૦ ॥ ૭ ॥ સપતિ સયં- મ પાળી શુભ મના, વિજય વિમાન તે જાય ॥ મુ૦ ॥ અનુત્તર સુ- ખ વિલસી સુર તે ચવ્યા, થયાં તુમે રાણી ને રાય ॥ મુ૦ ॥ ધ૦ ॥૮॥ કુસુમાયુધ પણ સંયમ સુરચવી, થયો તુમ સુત તણે નેહ ॥મુ૦॥ માત પિતા પણ પૃથ્વીચંદ્રનાં સુણિ થયાં કેવળી તેહ ॥ મુ૦ ॥ ધન૦ ॥ ૯ ॥ સારથ પૂછે પૃથ્વીચંદ્રને ગુણસાગર તુમે કેમ ॥ મુ૦ ॥ મુનિ કહે પૂરવભવ અમ નંદનો, કુસુમકેતુ તસ નામ ॥મુ૦॥ ધન૦॥૧૦॥ એહિજ દયિતા દોયને તે ભવે, સયમ પાળી તે સાર ॥ મુ૦ ॥ સમ ધર્મેં સવિ અનુત્તર ઉપન્યા, આ ભવ પણ થઇ નાર ॥ મુ૦ ॥ ધન૦ ॥ ૧૧ ॥ સાંભળી સુધન શ્રાવક વ્રત લહે, બીજા પણ બહુ બોધ ॥ મુ૦ ॥ પૃથ્વી વિગેરે પૃથ્વીચંદ્રજી, સાદિ અનંત થયા સિદ્ધ ॥મુ૦॥ધ- ન૦ ॥ ૧૨ ॥ નિત નિત ઉઠી હું તસ વંદન કરૂં, જેણે જગ જીત્યો રે મોહ ॥ મુ૦ ॥ ચડતે રંગે હો સમસુખ સાગરૂ, કરતો શ્રેણી આ- રોહ ॥ મુ૦॥ ધન૦॥૧૩॥ જગ ઉપકારી હો જગ હેતુ વચ્છલુ, દી- ઠે પરમ કલ્યાણ॥મુ૦॥ વિરહ મ પડશો હો એહવા મુનિતણો, જા-

વ લહું નિરવાણું ॥ મુ૦ ॥ ધન૦ ॥ ૪૧ ॥ મુનિવર ધ્યાને હો જન ઉત્તમ પદ વરે, રૂપ કળા ગુણ જ્ઞાન ॥ મુ૦ ॥ કીર્તિ કમળા હો વિમળા વિસ્તરે, જીવવિજય ધરે ધ્યાન ॥ મુ૦ ॥ ધન૦ ॥ ૧૫ ॥ ઇતિ. ॥

---

## अथ श्री अर्जुनमालीनी सज्झाय.

( કિસકે ચેલે કિસકે પૂત. એ દેશી. )

સદગુરૂ ચરણે નમી કહું સાર, અર્જુનમાળી મુનિ અધિકારા ભવિ સાંભળો ॥ રૂડી રાજગૃહી પુરિ જાણ, રાજ કરે શ્રેણિક મણિ રાણ ॥ ભવિ૦॥૧॥ નગરી નિકટ એક વાડી અનુપ, સકળ તરૂ જિહાં શોભે સરૂપ॥ ભવિ૦॥ દીપે મુદગર યક્ષ તિહા દેવ, અર્જુનમાળી કરે તસ સેવ ॥ ભવિ૦॥૨॥ બંધુમતિ ગૃહિણી તસુ જાણ, રૂપ જો વને કરી રંભ સમાન ॥ ભવિ૦ ॥ એકદા અર્જુનને ત્રિયા દેવ ગેહ, ગયા વાડીએ બિહુ ધરી નેહ ॥ ભવિ૦ ॥૩ ॥ ગોઠિલ ષટ્ નર આવ્યા તિવાર, વિકળ ગયા દેખિ બંધુમતિ નાર ॥ભવિ૦॥ અર્જુનને બાંધી એકાંત, ભોગવી બંધુમતિ મનની હો ખાંત ॥ ભવિ૦ ॥ ૪ ॥ અર્જુન ચિંતે મુદગરપાણિ આજ, સેવકની તું કરજે સાજ ॥ભવિ૦॥ ઇમ નિસુણી યક્ષ પેઠો હો અંગ, બંધન ત્રોડી ચાલ્યો મન રંગ ॥ ભવિ૦॥૫॥ ગોઠીલ ષટ નર સાતમી નાર; મુદગરશું મારીને ચાલ્યો તિવાર ॥ભવિ૦॥ દિન દિન ષટ નરને એક નાર, હણ્યા છ માસ લગે એક હજાર ॥ ભવિ૦॥ ૬ ॥ બસ્સેં સાઠ વળી ઉપર જાણ હણ્યા તે માણસ મુદગર પાણિ ॥ ભવિ૦॥ વિસ્તરી નયરી માંહે તે વાત, લોક બ્હીન્યા તે બહાર ન જાત ॥ભવિ૦ ॥ ૭ ॥ ઇણ અવસર રાજગૃહી ઉદ્યાન, સમવસર્યા મહાવીર સુજાણ ॥ભવિ૦॥ શેઠ સુદર્શન સુણિ તતકાળ વંદનને ચાલ્યો સુકુમાળ ॥ભવિ૦ ॥૮॥ દેખી દોડયો યક્ષ હણવાને કાજ, શેઠે પ્રતિજ્ઞા કરી પંથમાંજ ॥ ભવિ૦ ॥ ઉપસર્ગથી જો ઉગરૂં એણીવાર, પાળું નહિતો જાવજીવ ચૌવિહાર ॥ભવિ૦॥ ॥૯॥ કરી નમોત્થુણ ધરે હવે ધ્યાન, ઉપાડયો હણવા મુદગર પાણિ ॥ભવિ૦॥ ધર્મ પ્રભાવે હાથ થંભ્યા આકાશ, ગયો અર્જુન દેહથી યક્ષ નાશ ॥ ભવિ૦॥ ૧૦॥ ધરતી ઉપર પડયો અરજુન દેહ, ચિત્ત વળ્યું ઘડિ એકને છેહ ॥ ભવિ૦ ॥ શેઠ પ્રતિજ્ઞા અર્જુન પેખી; કિંહાં જાશો પૂછે સુવિશેષ ॥ ભવિ૦ ॥ ૧૧ ॥ વાંદવા જાશું શ્રી મહાવીર,

સાંભળી સાથે થયો તે સધીર ॥ભવિ૦॥ વાણી સુણી ઉપજ્યો વૈરાગ, લીધું ચરિત્ર અર્જુન ધરી રાગ ॥ભવિ૦॥૧૨॥ કીધા રે કર્મ ખપાવવા કાંજ, રાજગૃહી પાસે રહ્યા ઋષિરાજ ॥ભવિ૦॥ યક્ષ રૂપે હણીયા જે જીવ, તેહનું વૈર વાળી મારે સદૈવ ॥ભવિ॥૧૩॥ થપાટ પાટુ ને મૂઠીના માર, નિવિઠ જોડા ને પત્થર પ્રહાર ॥ ભવિ૦ ॥ ઝાપટ ઈંટ કોરડા નહિ પાર, હણે લાઠી કેઈ નર હજાર ॥ભવિ॥૧૪॥ શુભ પરિણામે સાધુ સહે સદૈવ, ત્હારા કીધાં તું ભોગવે જીવ ॥ભવિ૦॥ અભ્યાસે આણી શુભ ધ્યાન, કેવળ લહી પામ્યા શિવ થાન ॥ભવિ૦ ॥૧૫॥ સંવત સત્તર સુડતાળે ઉલ્લાસ, શહેર રાણકપુર કહ્યુ ચોમાસ ॥ભવિ૦॥ કહે કવિયણ કરજોડી હેવ. મુક્તિ તણા ફળ દેજ્યો દેવ॥ ભવિ૦ ॥૧૬ ઇતિ ॥

---

# अथ श्री कृष्णवासुदेवनी सज्झाय.

નગરી દ્વારકામાં નેમિ જીણેસર, વિચરંતાં પ્રભુ આવે ॥કૃષ્ણ નરેસર વધાઇ સુણીને, જીત નિશાન બજાવે ॥હો પ્રભુજી નહિ જાઉં નરક ગેહે ॥નહિ જાઉં નહિ જાઉં હો પ્રભુજી, નહિ જાઉં નરક ગેહે ॥૧॥ એ આંકણી॥ અઢાર સહસ સાધુજીને વિધિશું, વાંધા અધિકે હરખે ॥પછિ નેમિ જીણેસર કેરાં, ઉભા મુખડાં નિરખે॥ હો૦ ॥નહિ॥૨॥ નેમિ કહે તુમે ચાર નિવારી, ત્રણ્ય તણાં દુઃખ રહીયાં॥ કૃષ્ણ કહે હું ફરિ ફરિ વાંદુ, હર્ષ ધરી મન હઇયા ॥હો૦॥ નહિ૦॥ ॥૩॥ નેમિ કહે એહ ટાળ્યા ન ટળે, સો વાતે એક વાત॥ કૃષ્ણ કહે મ્હારા બાળ બ્રહ્મચારી, નેમિ જીણેસર ભ્રાત ॥હો૦ ॥ નહિ૦॥૪॥ મ્હોટા રાજાની ચાકરી કરતાં, રાંક સેવક બહુ રળશે॥ સુરતરુ સરીખા અફળ જશે ત્યારે, વિષ વેલડી કેમ ફળશે ॥હો૦॥ નહિ૦॥૫॥ પેટે આવ્યો તેહ ભોરંગ વેઠે, પુત્ર કપુત્રજ જાયો॥ ભલો ભૂંડો પણ જાદવ કુળનો, તુમ બંધવ કહેવાયો ॥હો૦॥ નહિ૦॥૬॥ છપ્પન કોડ જાદવનો રે સાહેબો, કૃષ્ણજ નરકે જાશે ॥ નેમિ જિણેસર કેરોરે બંધવ, જગમાં અપજશ થાશે ॥હો૦॥નહિ૦॥૭॥ શુદ્ધ સમકિતની પરીક્ષા કરીને, બોલ્યા કેવળ વાણી ॥ નેમિ જીણેસરે હિયેરે દિલાસો, ખરો રૂપૈયો જાણી ॥ હો૦ ॥ નહિ૦ ॥ ૮ ॥ નેમિ કહે તુમે ચિંતા ન કરશો; તુમ પદવી અમ સરખી ॥ આવતી ચોવીશીમાં હોશો તીર્થં

કર, હરી પોતે મન હરખી ॥ હો૦ ॥ નહિં૦ ॥૯ ॥ જાદવકૂળ અ-જવાળ્યુંરે નેમિજી, સમુદ્રવિજય કૂળ દીવો ॥ ઇંદ્ર કહેરે શિવાદેવીના નંદન, કોડ દીવાળી જીવો ॥હો૦॥ નહિં૦ ॥૧૦॥ ઇતિ. ॥

## अथ श्री इषुकार कमलावतीनी सज्झाय.

મહોલે તે બેઠાં રાણિ કમળાવતી, ઉડે છે ઝેણેરી ખેહા સાં-ભળ હો દાસી ॥ જોઇને તમાસો ઇષુકાર નગરીનો, મનમાં તે ઉપન્યો સંદેહ ॥ સાંભળ હો દાસી, આજ રે નગરીમાં ખેપટ અતી ઘણી ॥૧॥ કાંતો દાસી પ્રધાનનો દંડ લીયો, કાં લુટયાં રાજાએ ગામ ॥ સાંભળ હો દાસી ॥ કાં કેહનાં ધનના ગાઠા નીસરયાં, કાં કોઇની પાડી રાજાએ મામ ॥ સાંભળ હો દાસી, આજરે નગરીમાં ખેપટ અતિ ઘણી ॥ ૨ ॥ નથિરે બાઇજી પ્રધાનનો દંડ લીયો, નથિ લુટયાં રાજાએ ગામ ॥ સાંભળ હો બાઇજી ॥ નથી કેહેનાં ધનનાં ગાડાં નીસરિયાં, નથી કોઈની પાડી રાજાએ મામ ॥ સાંભળ હો બાઇજી, હુકમ કરો તો ગાડાં આંહિ ધરૂં ॥ ૩ ॥ ભૃગુ પુરોહિતને જસા ભા-રજા, વળિ તેહનાં દોય કુમાર ॥ સાંભળ હો બાઇજી ॥સાધુ પાસે જઈ સંયમ આદરે, તેહનો ધન લાવે છે આજ ॥ સાંભળ હો બાઇ જી, હુકમ કરો તો ગાડાં આંહિ ધરૂં ॥૪॥ વયણ સુણીને માથું ધુણાવી યું, બ્રાહ્મણ પામ્યો વૈરાગ્ય ॥સાં૦॥દા૦॥ તેહની ઋદ્ધિ લેવી જુગતી નહિ, રાજાનાં મોટા છે ભાગ્ય ॥ સાંભળ હો દાસી, રાજાતો મત એહ જુગતો નહી ॥૫॥ મહોલેથી ઉતરયાં રાણિ કમળાવતી, આ-વ્યા ત્યાંઇ ઠેઠ હજુર ॥ સાંભળ હો રાજા॥ વચન કહે છે ઘણાં આકરાં, જિમ કોપેથી ચઢીયો બોલે સુર ॥સાંભળ હો રાજા, બ્રાહ્મણ છંડી ઋદ્ધિ મત આદરો ॥૬॥ વમ્યા તે આહારની ઇચ્છા કુણ કરે, કરે વળિ શ્વાન ને કાગ ॥સાંભળ હો રાજા॥ પહેલું જે દાન દીધું હાથ શું, તે પાછું ન લેતાં આવે લાજ ॥ સાંભળ હો રાજા, બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો ॥૭॥ કાંતો રાણી તને ઝોલો લાગીયો, કાં કોઇયે કીધી મતવાળ ॥સાંભળ હો રાણી॥ કાં કોઇએ ભૂત વ્યંતરે છળી, કાં કોઇએ કીધી વિકરાળ ॥ સાંભળ હો રાણી, રાજાને કઠણ વયણ નવિ કીજીએ ॥૮॥ નથિ રે મહારાજા ઝોલો લાગીયો, નથી કોઇએ કીધી મતવાળ ॥ સાંભળ હો રાજા ॥ નથી કોઈ ભુત વ્યંત-

રે છળી, નથી કોઇએ કીધો વિકરાળ ॥ સાંભળ હો રાજા, બ્રા૦ ॥ ૯ ॥ જગ સઘળાનું ભેળું કરી, લાવે તોરા ઘર માંય ॥ સાંભળ હો રાજા ॥ તોપણ તૃષ્ણા છીપે નહી, એક ત્હારે ધર્મ સુહાય ॥ સાંભળ હો રાજા, બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો. ॥૧૦॥ અગ્ની થકી વન પરજળે, પશુ બળે તેહને માંયે ॥ સાંભળ હો રાજા ॥ દુષ્ટ પંખી એમ ચિંતવે, આહાર કરૂં ચિત્ત લાય ॥ સાંભળ૦ ॥ બ્રા ॥૧૧॥ એમરે અજ્ઞાની આપણું, રાગ દ્વેષ ચિત્ત લાય ॥ સાંભળ હો રાજા ॥ કામભોગને વશ થઇ, ધન લેવા લપટાય ॥ સાંભળ હો રાજા, બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો ॥૧૨॥ એક દિન એહ ધન છાંડવું, પરભવ સગું નહી હોય ॥ સાંભળ હો રાજા ॥ પરભવ જાતાં ઈણ જીવને, ધર્મ સખાઈજ હોય ॥ સાંભળ હો રાજા, બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો ॥૧૩॥ તન ધન જોવન થિર નહિ, ચંચળ વીજળી સમાન ॥ સાંભળ હો રાજા ॥ ક્ષણમાંરે આઉખું ઘટે જિહાં-મુરખ કરેંરે ગુમાન ॥ સાંભળ હો રાજા, બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો ॥૧૪॥ ખગ મુખ માંસ લેઇ નીસરે, ઈર્ષ્યા કરે ખગ તામ સાંભળ હો રાજા ॥ તિમ પરધન ઋદ્ધિ દેખને, લોભી ચિત ધરે રે ગુમાન ॥ સાંભળ હો રાજા ॥ બ્રાહ્મણ છંડી ઋદ્ધિ મત આદરો ॥૧૫॥ ગરૂડ દેખી જીમ સર્પહી, ભયે સંકોચેરે દેહ ॥ સાંભળ હો રાજા ॥ તેમ અનિત્ય ધન જાણીને, લાલચ છંડોરે એહ ॥ સાંભળ હો રાજા ॥ બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો ॥૧૬॥ આરે સંસાર અસાર છે, કાળ ચપેટારે દેત ॥ સાંભળ હો રાજા ॥ ઓચિંતાનો લેઈ જાયશે, ચેતી શકે તો ચેત ॥ સાંભળ હો રાજા, બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો ॥૧૭॥ એવા વયણ સમજાવતાં, રાણી વૈરાગ્યનાં આય ॥સાંભળ હો રાજા॥ સંયમ લેવાને ઉતાવળી, આકૂળ વ્યાકૂળ થાય ॥ સાંભળ હો રાજા ॥ આજ્ઞા આપો તો સંયમ આદરૂં ॥૧૮॥ હાથી રે જિમ બંધન તજે, તિમ તજું કુટુંબ પરિવાર ॥ સાંભળ હો રાજા॥ જો અનુમતિ ઘો રાજવી, ઢીલ ન ક્ષણ લગાર ॥ સાંભળ હો રાજા, આજ્ઞા આપો તો સંયમ આદરૂં ॥૧૯॥ રત્નજડિત રાય તારૂં પાંજરૂં, માંહી સૂડલો મને જાણ ॥ સાંભળ હો રાજા ॥ હું રે બેઠી તિમ ત્હારા રાજમાં, રહેતાં ન પામુ કલ્યાણ ॥ સાંભળ હો રાજા, આજ્ઞા આપો તો સંયમ આદરૂં ॥૨૦॥ મેળવ્યું ધન રહેશે ઇહા, થોડું પણ આવે ન સાથ ॥ સાંભળ હો રાજા ॥ આગળ જોશો તો પાધરૂં, સં-

બળ લેજો રે સાથ ॥ સાંભળ હો રાજા, આજ્ઞા આપો તો સંયમ આદરે ॥૨૧॥ રાણીનાં વયણ સુણી કરી, બુઝયા કવ ઈષુકાર ॥ સાંભળિ એક ચિત્તે ॥ તન ધન જોવન જાણ્યાં કારમાં, જાણ્યો સંસાર અસાર ॥ સાંભળિ૦ છએ જીવે તે સંયમ આદર્યો ॥૨૨॥ ભૃગુ પુરોહિત, જશા ભારજા, વળિ તેહના દોય કુમાર ॥ સાંભળો એક ચિત્તે ॥ રાજા સહિત રાણી કમળાવતી, લીધો કાંઇ સંયમ ભાર ॥ સાંભળો એક ચિત્તે, છએ જીવે તે સંયમ આદર્યો ॥૨૩॥ તપ જપ કરી સંયમ પાળતા, કરતા કાંઇ ઉગ્ર વિહાર ॥ સાંભળો એક ચિત્તે, કર્મ ખપાવી કેવળ પામીયા, પહોત્યા કાંઇ મુગતિ મોઝાર ॥ સાંભળો એક ચિત્તે, છએ જીવે તે સંયમ આદર્યો ॥૨૪॥ ઇતિ. ॥

---

# अथ श्री बलभद्रमुनिनी सज्झाय.

શા માટે બંધવ મુખથી ન બોલો, આંસુડે આનન ધોતાં મોરારી રે ॥ પુન્ય જોગે હડીઓ એક પાણી, જડ્યો છે જંગલ જોતાં મોરારી રે ॥ શા૦ ॥૧॥ એ આંકણી ॥ ત્રીકમ રીસ ચઢી છે તુજને વનમાંહે વનમાળી મોરારી રે ॥ વડી રે વારનું મનાવું છું વ્હાલા, તું તો વચન ન બોલે ફરીવાળી મોરારી રે ॥ શા૦ ॥ ૨॥ નગરીરે દાઝીને શુદ્ધ ન લીધી, મ્હારી વાણી ન સુણુ વ્હાલા મોરારીરે ॥ આ વેળામાં લીધો અબોલો, કાનજી કાં થયા કાલા મોરારી રે ॥શા૦॥ ॥૩॥ શી શી વાત કહું સામળિયા, વિઠ્ઠલજી આ વેળા મોરારી રો શાને કાજે મુજને સંતાપો, હરિ હશી બોલોને હેલાં મોરારી રે ॥ શા૦ ॥ ૪ ॥ પ્રાણ હમારા જાશે પાણી વિણ, અધઘડીને અણબોલે મોરારી રે ॥ આરતી સઘળી જાએ અળગી, બાંધવ જો તું બોલે મોરારી રે ॥ શા૦ ॥ ૫ ॥ ષટ માસ લગે પાળ્યો છબીલો, હૈયા ઉપર અતિ હિતે મોરારી રે ॥ સિંધુતટે સુરને સંકેતે, હરિ દહન કરમ શુભ રીતે મોરારી રે ॥ શા૦ ॥ ૬॥ સંયમ લેઈ ગયો દેવલોકે, કવિ ઉદયરતન ઈમ બોલે મોરારી રે ॥ સંસાર માંહે બળદેવ મુનિને, કોઈ નવ આવે તોલે મોરારી રે ॥ શા૦ ॥ ૭ ॥ ઇતિ. ॥

---

# अथ श्री मौनएकादशीनी सज्झाय.

આજ મ્હારે એકાદશી રે, નણદલ મૌન કરી મુખ રહીએ ॥

પૂછયાનો પડુત્તર પાછો, કેહને કાંઈ ન કહીએ ॥ આજ૦ ॥૧॥ એ આંકણીા મ્હારો નણદોઇ તુજને વ્હાલો, મુજને ત્હારો વીરો ॥ ધુમાડાના બાચકા ભરતાં, હાથ ન આવે હીરો ॥ આજ૦ ॥૨॥ ઘરનો ધંધો ઘણો કર્યો પણ, એક ન આવ્યો આડો ॥ પરભવ જાતાં પાલવ ઝાલે, તે મુજને દેખાડો ॥ આજ૦ ॥૩॥ માગશર શુદિ અગીયારશ મ્હોટી, નેવુ જીનનાં નિરખો ॥ દોઢસો કલ્યાણક મ્હોટાં, પોથી જોઇને હરખો ॥આજ૦॥૪॥ સુવ્રત શેઠ થયો શુદ્ધ શ્રાવક, મૌન ધરી મુખ રહીયો ॥ પાવકપુર સઘળો પરજાળ્યો, એહનો કાંઈ નદહીયો ॥આજ૦॥૫॥ આજ પહોર પોશો તે કરીએ, ધ્યાન પ્રભુનું ધરીએ॥ મન વચ કાયા જો વશ કરીએ, તો ભવસાગર તરીએ ॥આજ૦॥૬॥ ઇર્યાસમિતિ ભાષા ન બોલે, આડું અવળું પેખે ॥ પડિક્કમણાશું પ્રેમ ન રાખે, કહો કેમ લાગે લેખે ॥ આજ૦ ॥૭॥ કર ઉપર તો માળા ફિરતી, જીવ ફરે વનમાંહી ॥ ચિત્તડું તો ચિહું દિશિયે ડોલે, ઇણ ભજને સુખ નાંહિ ॥ આજ૦ ॥૮॥ પૌષધશાળે ભેગાં થઇને, ચાર કથા વળી સાંધે ॥ કાંઈક પાપ મિટાવણ આવે, બારગણું વળિ બાંધે ॥ આજ૦ ॥ ૯ ॥ એક ઉઠંતી આળસ મોડે, બીજી ઊંઘે બેઠી ॥ નદિયોમાંથી કાંઈક નિસરતી, જઇ દરિયામાં પેઠી ॥ આજ૦ ॥૧૦॥ આઈબાઇ નણંદ ભોજાઇ, ન્હાની મ્હોટી વહુને ॥ સાસુ સસરો મા ને માસી, શીખામણ છે સહુને ॥ આજ૦ ॥ ૧૧ ॥ ઉદય રતન વાચક ઉપદેશે, જે નરનારી રહેશે ॥ પોસામાંહે પ્રેમ ધરીને, અવિચળ લીલા લહેશે ॥ આજ૦ ॥ ૧૨ ॥ ઇતિ૦ ॥

---

## अथ श्री मनभमरानी सज्झाय.

ભુલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો, ભમિયો દિવસ ને રાત ॥ માયાનો બાંધ્યો પ્રાણિયો, ભમે પરિમલ જાત ॥ ભુલ્યો ॥૧॥ કુંભ કાચો રે કાયા કારમી, તેહનાં કરો રે જતન ॥ વિણસતાં વાર લાગે નહી, નિર્મળ રાખોરે મન ॥ભુલ્યો૦ ॥૨॥ કેનાં છોરૂ કેનાં વાછરૂ, કેનાં માય ને બાપ ॥ અંતે જાવું છે એકલું, સાથે પુન્ય ને પાપ ॥ભુલ્યો૦॥૩॥ જીવને આશા ડુંગર જેવડી, મરવું પગલાં રે હેઠ ॥ ધન સંચી સંચી કાંઇ કરો, કરો દવની વેઠ ॥ભુલ્યો૦॥૪॥ ધંધો કરી ધન મેળવ્યું, લાખો ઉપર ક્રોડ ॥ મરણની વેળા માનવી, લીધો કંદોરો

છોડ ॥ ભુલ્યો ॥૫॥ મુરખ કહે ધન માહરૂં, ધોખે ધાન ન ખાય ॥ વસ્ત્ર વિના જઇ પોઢવું, લખપતિ લાકડા માંય ॥ભુલ્યો૦ ॥૬॥ ભવસાગર દુઃખ જળ ભરચો; તરવો છે રે તેહ ॥ વિચમાં ભય સબળો થયો, કર્મ, વાયરો ને મેહ ॥ભુલ્યો૦॥૭॥ લખપતિ છત્રપતિ સવિ ગયા, ગયા લાખ બે લાખ ॥ ગર્વ કરી ગોખે બેસતા, સર્વ થયા બળી રાખ ॥ભુલ્યો૦॥૮॥ ધમણ ધખંતી રે રહી ગઇ, બુજ ગઈ લાલ અંગાર ॥ એરણુકો ઠબકો મટચો, ઉઠ ચાલ્યો રે લોહાર ॥ભુલ્યો૦॥૯॥ ઉવટ મારગ ચાલતાં, જાવું પેલેરે પાર ॥ આગળ હાટ ન વાણીયો, સંબળ લેજો રે સાર ॥ ભુલ્યો૦ ॥ ૧૦ ॥ પરદેશી પરદેશમેં, કુણશું કરો રે સ્નેહ ॥ આયા કાગળ ઉઠ ચલ્યા, ન ગણે આંધી ને મેહ ॥ભુલ્યો૦॥૧૧॥ કેઈ ચાલ્યારે કેઈ ચાલશે, કેઈ ચાલણહાર ॥ કેઈ બેટારે બુઢા બાપડા, જાએ નરક મઝાર ॥ભુલ્યો૦॥૧૨॥ જે ઘેર નોબત વાગતી, થાતા છત્રીસે રાગ ॥ ખંડેર થઇ ખાલી પડયાં, બેસણ લાગ્યાં છે કાગ ॥ભુલ્યો૦॥૧૩॥ ભમરો આવ્યો રે કમળમાં, લેવા કમળનું ફુલ ॥ કમળની વાંછાયે માંહિ રહ્યો,જિમ આથમતે સુર ॥ભુલ્યો૦ ॥૧૪॥ રાતનો ભુલ્યો રે માનવી, દિવસ મારગ આય ॥ દિવસનો ભુલ્યો રે માનવી, ફિર ફિર ગોથાં ખાય ॥ભુલ્યો૦॥૧૫॥ સદ્દગુરૂ કહે વસ્તુ વોરિયે, જે કાંઇ આવે રે સાથ ॥ આપણો લાભ ઉગારીએ, લેખું સાહિબ હાથ ॥ ભુલ્યો૦ ॥૧૬॥

---

## अथ श्री वैराग्यनी सज्झाय.

ઊંચા તે મંદિર માળીયાં, સોડય વાળીને સુતો ॥ કાઢો કાઢોરે એને સહુ કહે, જાણે જનમ્યોજ ન્હોતો ॥ એક રે દિવસ એવો આવશે ॥૧॥ એ આંકણી ॥ મને સબળોજી સાલે ॥ મંત્રી મળ્યા સર્વે કારમા, તેનું કાંઈ નવ ચાલે ॥ એક રે ॥૨॥ સાવ સોનાનાં રે સાંકળાં, પહેરણ નવ નવા વાઘા ॥ ધોળું વસ્તર એના કર્મનું, તે તો શોધવા લાગ્યા ॥ એકરે૦ ॥ ॥ ચરૂ કઢાઈઆ અતિ ઘણા, બીજાનું નહી લેખું ॥ ખોખરી હાંડી એના કર્મની, તે તો આગળ દેખું ॥ એકરે૦ ॥૪॥ કેનાં છોરૂ ને કેનાં વાછરૂ, કેનાં માય ને બાપ ॥ અંતકાળે જાવું (જીવને) એકલું, સાથે પુન્ય ને પાપ ॥ એક રે૦॥૫॥ સગી રે નારી એની કામિની, ઊભી ડગમગ જુવે ॥ તેનું પણ કાંઈ ચાલે

નહી, બેઠી પ્રસકે રૂવે ॥ એક રે૦ ॥ ૫ ॥ વ્હાલાં તે વ્હાલાં શું કરે, વ્હાલાં વોળાવી વળશે ॥ વ્હાલાં તે વનનાં લાકડાં, તેતો સાથે જી બળશે ॥ એક રે૦ ॥ ૭ ॥ નહીં ત્રાપો નહી તુંબડી, નથી તરવાનો આરો ॥ ઉદયરતન પ્રભુ ઇમ ભણે, મને પાર ઉતારો ॥ એક રે૦ ॥ ૮ ॥

---

# अथ श्री अमृतवेलीनी सज्झाय.

ચેતન જ્ઞાન અજુઆળીએ, ટાળીએ મોહ સંતાપરે ॥ ચિતડું ડમડોળતું રાખીએ, પાળીએ સહજ ગુણ આપરે ॥ ચે૦ ॥૧॥ એ આંકણી ॥ ઉપશમ અમૃત રસ પીજીએ, કીજીએ સાધુ ગુણ ગાન રે ॥ અધમ વયણે નવિ ખીજીએ, દીજીએ સજ્જનને માનરે ॥ ચે૦ ॥ ૨॥ ક્રોધ અનુબંધ નવિ રાખીએ, ભાંખીએ વયણ મુખ સાચરે ॥ સમકિત રત્ન રુચિ જોડીએ, છોડીએ કુમતિ મતિ કાચરે ॥ ચે૦॥૩॥ શુદ્ધ પરિણામને કારણે, ચારનાં શરણ ધરે ચિત્ત રે ॥ પ્રથમ તિહાં શરણ અરિહતનું જેહ જગદીશ જગ મિત્ત રે ॥ ચે૦ ॥૪॥ જે સમોસરણમાં રાજતા, ભાંજતા ભવિક સંદેહ રે ॥ ધર્મનાં વચન વરસે સદા, પુષ્કરાવર્ત્ત જિમ મેહ રે ॥ ચે૦ ॥ ૫ ॥ શરણ બીજું સિદ્ધનું, જે કરે કર્મ ચકચૂર રે ॥ ભોગવે રાજ્ય શિવ નગરનું, જ્ઞાન આનદ ભરપૂર રે ॥ ચે૦ ॥૬॥ સાધુનું શરણ ત્રીજું ધરે, જેહ સાધે શિવ પંથ રે ॥ મૂળ ઉત્તર ગુણ જે વર્યા, ભવ તર્યા ભાવ નિગ્રંથ રે ॥ ચે૦ ॥૭॥ શરણ ચોથુ ધરે ધર્મનું, જેહમાં વર દયા ભાવરે ॥ જેહ સુખ હેતુ જિનવરે કહ્યું, પાપ જળ તારવા નાવરે ॥ ચે૦ ॥૮॥ ચારનાં શરણ એ પડિવજે, વળિ ભજે ભાવના શુદ્ધ રે ॥ દુરિત સવિ આપણાં નિંદિયે, જેમ હોયે સંવર વૃદ્ધિ રે ॥ ચે૦॥૯॥ ઇણ ભવ પરભવ આચર્યા, પાપ અધિકરણ મિથ્યાતરે ॥ જે જિનાશાતનાદિક ઘણાં, નિંદિયે તેહ ગુણ ઘાત રે ॥ ચે૦ ॥૧૦॥ ગુરુતણાં વચન તે અવગુણી, ગુંથીઆ આપ મત જાળરે ॥ બહુ પરે લોકને ભોળવ્યા, નિંદિએ તેહ જંજાળ રે ॥ ચે૦ ॥૧૧॥ જેહ હિંસા કરી આકરી, જેહ બોલ્યા મૃષાવાદ રે ॥ જેહ પરધન હરિ હરખિયા, કીધલો કામ ઉનમાદ રે ॥ ચે૦ ॥ ૧૨ ॥ જેહ ધન ધાન્ય મૂર્છા ધરી સેવિયા ચાર કષાય રે ॥ રાગ ને દ્વેષને વશ હુવા, જે કિયો કલહ ઉપાય રે ॥ ચે૦ ॥૧૩॥ જૂઠ જે આળ પરને દિયાં, જે કર્યાં પિશુ-

નતા પાપરે ॥ રતિ અરતિ નિંદ માયામૃષા, વળિય મિથ્યાત્વ સંતાપ રે ॥ચે૦૧૪॥ પાપ જે એહનાં સેવિયાં, તેહ નિંદિયે ત્રિહું કાળ રે ॥ સુકૃત અનુમોદના કીજીએ, જિમ હોયે કર્મ વિસરાળ રે ॥ ચે૦॥૧૫॥ વિશ્વ ઉપગાર જે જિન કરે, સાર જિન નામ સંયોગ રે ॥ તે ગુણ તાસ અનુંમોદિયે, પુણ્ય અનુબંધ શુભ યોગ રે ॥ચે૦ ॥ ૧૬॥ સિદ્ધની સિદ્ધતા કર્મના, ક્ષય થકી ઉપની જેહ રે ॥ જેહ આચાર આચાર્યનો, ચરણ વન સિંચવા મેહ રે ॥ ચે૦॥૧૭॥ જેહ ઉવઝાયનો ગુણ ભલો, સૂત્ર સજ્ઝાય પરિણામ રે ॥ સાધુની જે વળી સાધુતા, મૂળ ઉત્તર ગુણ ધામ રે ॥ ચે૦ ॥ ૧૮ ॥ જેહ વિરતિ દેશ શ્રાવક તણી, જેહ સમકિત સદાચાર રે ॥ સમકિતદૃષ્ટિ સુર નરતણો તેહ અનુમોદિયે સાર રે ॥ ચે૦ ॥ ૧૯॥ અન્યમાં પણ દયાદિક ગુણા, જેહ જિનવચન અનુંસાર રે ॥ સર્વ તે ચિત્ત અનુમોદિયે, સમકિત બીજ નિરધાર રે ॥ ચે૦॥૨૦॥ પાપ નવિ તીવ્રભાવે કરે, જેહને નવિ ભવ રાગરે ॥ ઉચિત સ્થિતિ જેહ સેવે સદા, તેહ અનુમોદવાં લાગ રે ॥ ચે૦॥૨૧॥ થોડલો પણ ગુણ પરતણો, સાંભળી હર્ષ મન આણરે ॥ દોષ લવ પણ નિજ દેખતાં, નિજ ગુણ નિજાતમા જાણ રે ॥ ચે૦ ॥૨૨॥ ઉચિત વ્યવહાર અવલંબને; ઈમ કરી સ્થિર પરિણામ રે ॥ ભવિયે શુદ્ધ નય ભાવના, પાપ નાશકતણું ઠામ રે ॥ ચે૦ ॥૨૩॥ દેહ મન વચન પુદ્ગલ થકી, કર્મથી ભિન્ન તુજ રૂપ રે ॥ અક્ષય અકલંક છે જીવનું, જ્ઞાન આનંદ સરૂપ રે ॥ ચે૦ ॥ ॥૨૪॥ કર્મથી કલ્પના ઉપજે, પવનથી જિમ જળધિ વેલરે ॥ રૂપ પ્રગટે સહજ આપણું, દેખતાં દૃષ્ટિ સ્થિર મેલ રે ॥ ચે૦॥૨૫॥ ધારતાં ધર્મની ધારણા, મારતાં મોહવડ ચોરરે ॥ જ્ઞાનરુચિવેલ વિસ્તારતાં, વારતાં કર્મનું જોર રે ॥ ચે૦॥૨૬॥ રાગ વિષ દોષ ઉતારતાં, જારતાં દ્વેષ રસ શેષ રે ॥ પૂર્વ મુનિ વચન સંભારતાં, સારતા કર્મ નિશેષ રે ॥ ચે૦॥૨૭॥ દેખીએ માર્ગ શિવ નગરનો; જે ઉદાસિન પરિણામ રે ॥ તેહ અણછોડતાં ચાલિયે, પામિયે જિમ પરમ ધામરે ॥ ચે૦॥૨૮॥ શ્રી નયવિજય ગુરુ શિષ્યની, શીખડી અમૃતવેલ રે ॥ એહ જે ચતુર નર આદરે, તે લહે સુજસ રંગરેલ રે ॥ચે૦॥૨૯॥

---

## अथ श्री जीव हितशीखनी सज्झाय.

જોઈ જતન કર જીવડા, આયુ અજાણ્યું જાયરે ॥ લે લ્હાવો

લક્ષ્મી તણો, પછી કાંઇ નવિ થાય રે ॥ જો૦ ॥૧॥ એ આંકણી ॥ દુલહો ભવ માણુસ તણો, દુલહો દેહ નિરોગો રે ॥ દુલહો ધર્મ વાસના, દુલહો સુગુરુ સંયોગો રે ॥જો૦॥૨॥ દિન ઊગે દિન આથમે, ન વળે કોઇ દિન પાછોરે ॥ અવસરે કાજ ન કીધલું, તે મનમાં રહેશે લાછો રે ॥ જો૦ ॥૩॥ લોભ લગે લખ રંચિયા, તેં પર ધન હરિ લીધાં રે ॥ કેડે ન આવે કોઇને, કેડે કરમ રહ્યાં કીધાં રે ॥ જો૦॥ ૪॥ માતા ઉદરે ઉંધો રહ્યો, કોડિ ગયે દુઃખ દીઠાંરે ॥ યોનિ જનમ દુઃખ જે હુવે, તે તુજ લાગે છે મીઠાં રે ॥જો૦॥૫॥ હૈ હૈ ભવ એળે ગયો, એકો અરથ ન સાધ્યો રે ॥ સદ્ગુરુ શીખ સુણી ઘણી, તો પણ સંવેગ ન વાધ્યો રે ॥જો૦॥૬॥ માંન મને કોઈ મતિ કરો, જમ જીત્યો નવિ કેણે રે ॥ સુકૃત કાજ ન કીધલું, બે ભવ હારિયો છે તેણે રે ॥જો૦॥૭॥ જપ જગદીશનાં નામને, કાંઈ નિચંતો તું સુવે રે ॥ કાજ કરે અવસર લહી, સવિ દિન સરિખા ન હુવે રે ॥જો૦॥૮॥ જગ જાતો જાણી કરી, તિમ એક દિન તુંજ જાવો રે ॥ કર કરવો જે તુંજને હુવે, પછી હોશે પસતાવો રે ॥ જો૦ ॥ ૯॥ તિથિ પરવે તપ નવિ કર્યો, કેવળ કાયા તેં પોષિ રે ॥ પરભવ જાતાં ઈણ જીવને, સંબળ વિણુ કિમ હોસિ રે ॥ જો૦ ॥૧૦॥ સુણ પ્રાણી પ્રેમે કહી, લબ્ધિ લહી જીમવાણી રે ॥ સંબળ સાથેરે સંગ્રહો, ઈમ કહે કેવળનાણી રે ॥ જો૦ ॥ ૧૧ ॥ ઈતિ૦ ॥

## अथ श्री मनोरमा सतीनी सज्झाय.

મોહનગારી મનોરમા, સેઠ સુદર્શન નારીરે ॥ શીળ પ્રભાવે શાસન સુરી, થઇ જસ સાન્નિધ્યકારી રે ॥ મો૦ ॥ ૧ ॥ એ આંકણી દધિવાહન નૃપની પ્રિયા, અભયા દીએ કલંકરે ॥ કોપ્યો ચંપાપતિ કહે, શુળી રોપણુ વંકરે ॥ મો૦ ॥૨॥ તે નિસુણીને મનોરમા, કરે કાઉસગ ધરી ધ્યાનરે ॥ દંપતી શીળ જો નિર્મળુ, તો વધો શાસન માન રે ॥ મો૦॥૩ ॥ શુળી સિંહાસન થઇ, શાસન દેવી હજુર રે ॥ સંયમ ગ્રહી થયાં કેવળી, દંપતિ દોયે સનુર રે ॥મો૦॥૪॥ જ્ઞાનવિમળ ગુણ શીળથી, શાસન શોભે ચઢાવે રે ॥ સુર નર સવિ તસ કિંકરા, શિવ સુંદરી તે પાવે રે ॥ મો૦॥૫॥ ઈતિ.

## अथ श्री सोल सतीनी सज्झाय.

સરસતિ માતા પ્રણમુ મુદ્દા, તું તુઠી આપે સંપદાા સોળ સતીનાં લીજે નામ, જિમ મનવંછિત સીઝે કામ ।। ૧ ।। બ્રાહ્મી સુંદરી સુળસા સતી, જપતાં પાતક ન રહે રતી ।। કૌશલ્યા કુંતિ સતિ સાર, પ્રભાવતી નામે જયકાર ।।૨।। ભગવતી શીળવતી ભય હરે, સુખ સંપતિ પદ્માવતી કરે ।। દ્રૌપદી પાંડવ ઘરણી જેહ, શિયળ અખંડ વખાણ્યું તેહ ।।૩।। ચુલા દમયંતિ દુઃખ હરે, શિવાદેવી નિત્ય સાન્નિધ્ય કરે ।। ચંદનબાળા ચઢતી કળા, વીરયાત્ર દીધા બાકુળા ।।૪।। રાજિમતી નવી પરણ્યા નેમ, તોયે રાખ્યો અવિહડ પ્રેમ ।। સીતાતણું શીયળ જગ જયો, અગ્નિ ટળીને પાણી થયો ।।૫।। ધન્ય ધન્ય સતી શુભદ્રા ધીર, કાચે તાંતણે ચાલણી નીર ।। ચંપાપોળ ઉઘાડી ચંગ, મૃગાવતી પ્રણમું મનરંગ ।।૬।। પ્રહ ઉઠી સતી જપિયે સોળ, જિમ લહિયે ઋદ્ધિ વૃદ્ધિ ઘૃત ગોળ ।। શ્રી વિનયવિજય વાચક સુપસાય, રૂપવિજય ભાવે ગુણ ગાય ।।૭।। ઇતિ. ।।

---

## अथ श्री जीवदयानी सज्झाय.

આદિ જિણેસર પાય પ્રણમેવ, સરસતી સામિની મન્ન ધરેવા। જીવદયા પાળો નર નાર, જે તરો નિશ્ચે સંસાર ।।૧।। પાણી ગળતાં જયણા કરો, ખારાં મીઠાં જુદાં ધરો ।। જેહને મને દયા પરધાન, તે ઘર દીસે બહુ સંતાન ।।૨।। મારે જુને ફોડે લીખ, નરનારીને એહ જ શીખ ।। તેહને ઘેર નહીં સંતાન, દુઃખ દેખે તે મેરૂ સમાન ।।૩।। પક્ષી ઉંદર માણુસના બાળ, જે પાપી મારે ચિરકાળ ।। તેહને પરભવે એહજ દુઃખ, છોરૂતણું નવિ હોયે સુખ ।।૩।। માખણ મધુ બીલી અથાણું, આદુ સુરણ વર્જો જાણુ ।। ગાજર મુળા રતાળુ જેહ, શુદ્ધ શ્રાવક તે છંડે એહ ।।૫।। ફોગટ કુડે માયા કરે, કહો કેમ તે ભવસાગર તરે ।। જેહને દેવગુરુશું દ્વેષ, સુખ ન પામે તે લવલેશ ।।૬।। બહુ દહાડાનું મેળી કરી, માખણ તાવે અગ્નિયે ધરી ।। તેહ મરીને નરકે જાય, માનવ હોય તો દાવજ્વર થાય।।૭।। દૂધતણે વળી લોભે જેહ, પાડા ભૂખે મરે તેહ।।ફરતા ઢોરમાંતેજાયે વળી, ભુખે તરશે મરે ટળવળી।।૮।।આંખ ફુટી દીએ જે ગાળ, પરભવ અંધો થાયે બાળ ।। મરો ફીટો દીયે જે ગાળ, પરભવ સુખ ન પામે બાળ ।।૯।। પાટ પાટલા ને વસ્ત્રદાન,

સવિ શેકયું વળિ રાંધ્યું ધાન ॥ મુનિવર દે મન ઉલ્લાસ, તસ ઘર લક્ષ્મી રહે થિરવાસ ॥૧૦॥ દેતાં દાન વિમાસણ કરે, દેઈ દાન મન ચિંતા ધરે ॥ સુખ સંપતિ પામે અભિરામ; છેહડે ન હોયેં વસવા ઠામ ॥૧૧॥ ધન થોડું ને દિયે દાન, મહિયલ તેહને વાધે વાન ॥ ઋષિને દેઈ કરે રંગરોળ, તસ ઘર લક્ષ્મી કરે કલ્લોલ ॥૧૨॥ સુખ સંપતિ જો આવી મળી, ડોસાની દેવા મતિ ટળી ॥ ધન ઉપર રાખે જે નેહ, પરભવ સાપ પણે થાય તેહ ॥૧૩॥ અધિકો ઓછો બાંધે તોલ, દે વાચા નવિ પાળે બોલ ॥ તેહની લોકમાં ન હોયે લાજ, પરભવ તેહનાં ન સરે કાજ ॥૧૪॥ પોથી બાળે બોળે જેહ, પરભવ મૂરખ થાયે તેહ ॥ ભણે ગુણે દે પોથી દાન, પરભવ નર તે વિદ્યાવાન ॥૧૫॥ ન્હાના મ્હોટા કુવલા હરી, ખાંતે ચુંટે લીલા કરી॥ કીધાં કર્મ નવિ ઠેલાય, મરિને નર તે કોઢિયો થાય ॥૧૬॥ પાંખ પંખીની કાઢે જેહ, પરભવ ઠુંઠો થાયે તેહ ॥ પગ કાપે ને કરે ગળગળો, મરિ નર તે થાયે પાંગળો ॥૧૭॥ પાડોશીશું વઢે દિન રાત, પરભવે તે ન પામે સંઘાત ॥ માત પિતા સુત બૈયર ઘણી, પરભવ તેહને વઢાવઢ ઘણી ॥૧૮॥ અણદીઠું અણસાંભળ્યું કહે જેહ, પરભવ બ્હેરો થાયે તેહ ॥ પારકી નિંદા કરે નર નાર, જશ નવિ પામે તેહ લગાર ॥૧૯॥ પરના અવગુણ ઢાંકે જેહ, નર નારી જશ પામે તેહ ॥ નિંદા કરે ને દિયે જે ગાળ, પરભવ નર તે પામે આળ ॥૨૦॥ રાત્રિભોજન કરે નર નાર, તે પામે ઘુઅડ અવતાર ॥ રાતે પંખી ન ખાયે ધાન, માણસ હૈયે ન દીસે સાન ॥૨૧॥ સૂર્ય સરિખો આથમે દેવ, માનવને ખાવાની ટેવ ॥ ધર્મી લોકજ હોયે જેહ, રાત્રિભોજન ટાળે તેહ ॥૨૨॥ ગૌતમ પૃચ્છાને અનુસાર, એ સજ્ઝાય કરી શ્રીકાર ॥ પંડિત હર્ષસાગર શિષ્ય સાર, શિવસાગર કહે ધર્મ વિચાર॥

---

## અથ શ્રી મ્હોટી હોંશ ન કરવાની સજ્ઝાય.

હોંશીડા ભાઈ, હોંશ ન કીજે મ્હોટી, વાવી છે બટી બાજરી, તો શાળિ કેમ લહિયે મ્હોટી રે ॥ હોં૦ ॥૧॥ એ આંકણી ॥ જેણે દીધું તેણે લીધું, જે દેશે તે લેશે ॥ જેણે નવિ દીધું તેણે નવિ લીધું, દીધા વિના કેમ લેશેરે ॥ હોં૦ ॥૨॥ વાવ્યા વિના કેમ કર્ષણ લહિયે, સેવ્યા વિના કેમ ઠરિયે ॥ પુણ્ય વિના મનરથ મ્હોટા, દીધા

વિણુ કેમ કરિશેરે ॥ હોં૦ ॥ ૩ ॥ શીસાની એકોટી આપી, આપી તરૂઆની ત્રોટી ॥ તે સોનાર કને કેમ માગીશ, સોનાની કરી મ્હોટીરે ॥ હોં૦ ॥૪॥ શાળિભદ્ર ધન્નો કયવન્નો, મૂળદેવ ધનસાર ॥પુન્ય વિશેષે પ્રત્યક્ષ પામ્યા, અલવેશર અવતાર રે ॥ હોં૦ ॥૫॥ એવું જાણી રૂડું પામી, કરજો, ધર્મ સખાઇ॥ સાધુ હર્ષ કરજોડી વિનવે, દીધું લેશે ભાઈ રે ॥ હોં૦ ॥ ૬ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી અભવ્યને ઉપદેશ ન લાગવાની સજ્ઝાય.

ઉપદેશ ન લાગે અભવ્યને, બહુ વિષશું બુઝવે કોયરે ॥ ગંગા જળે ન્હવરાવીએ, પણ વાયસ હંસ ન હોય રે ॥ ઉ૦ ॥ ૧ ॥એ આંકણી ॥ જેમ જેમ પ્રતિબોધીએ, તેમ તેમ ભમણો થાયરે ॥ હાંજી કુટિલ અશ્વતણી પરે અવળો અવળો ઉજાય રે ॥ ઉ૦ ॥ ॥ ૨ ॥ પય ને સાકર પાતાં થકાં, વિષધરને વધે વિષ પૂરરે ॥ હાંજી હાણુ કરે હિત દાખતાં, તે માટે વસીએ દુર રે ॥ઉ૦॥૩॥ અજાણુ દુઃખે સમજાવીએ, સુજાણુ ઘણું સુલભ રે ॥ હાં જી દાધારંગા માનવી, બુઝવતાં મહા દુર્લભ રે ॥ઉ૦॥૪॥ મારક ઉદાઈ રાયનો, નમુચી નામે પ્રધાનરે ॥ તેતો બાર વરસ લગેં બુઝવ્યો, પણ ન વળી તસ સાનરે ॥ઉ૦॥૫॥ શીખામણ દેતાં થકાં, જે સમજે નહી કલ્પાંતરે ॥ હાં જી અવગુણકારી જાણવો, સુગ્રીવ વાનર દૃષ્ટાંતરે ॥ઉ૦॥૬॥ કુસંગા શંગ ન કીજીએ, ધરિયે નવપદ ધ્યાન રે ॥

---

## અથ શ્રી સ્રીયોના કથલાની સજ્ઝાય.

( આધા આમ પધારો પૂજ્ય, અમ ઘર વોહરણ વેળા. એ દેશી. )

આઠમ પાખી પરવ દિવસે, ઉપાશરામાં આવે ॥ નારી વીશ પચીશ મળીને, વખાણ સુણવા ભાવે ॥ રૂડે રંગ ધરીને રાજ, સુણજો વાત સયાણી ॥૧॥ એ આંકણી ॥ પાટે બેસી પૂજ્ય તિવારે, ધર્મકથા ઉપદેશે ॥ શ્રાવિકા મળિને માંહો માંહે, કથલો કરવા બેસે ॥રૂ૦ ॥૨॥ એક કહે સાંભળ રે સજની, મ્હારી સાસુ મ્હોટી ॥ મ્હારા ઉપર મન નવિ રાખે, એ વાતો છે ખોટી ॥રૂ૦॥૩॥ બીજી નારી કહે સુણ બાઇ, મુજ સાસુ મુખ મીઠી ॥ પણ સારી વસ્તુ સંબ લેઇ,

આપે જઈને બેઠી ॥રૂ૦॥૪॥ ત્રીજી નારી તુરત કહે તવ, મુજ સાસુ શુકુલીણી ॥ મ્હારી ઉપર કદિય ન કોપે, જતન કરે મન ઝીણી ॥રૂ૦॥૫॥ ચોથી નારી બોલે બાઈ, મુજ વહુઅર ગુણવંતી ॥ ઘરનું કામ ઉપાડી લીધું, મુજને કરી નિચિંતી ॥રૂ૦॥૬॥ પાંચમી નારી પ્રેમ ધરીને, બોલે સાંભળ બાઇ ॥ વિનયવતી છે મ્હારી વહુઅર, રીસ નહી તિલ રાઈ ॥ રૂ૦ ॥ ૭ ॥ છઠ્ઠી નારી બોલે નાની, તુજ વહુઅર ગુણ ભારી ॥ વાતો કરતી કિમહિ ન થાકે, બેસે પર ઘર બારી ॥રૂ૦॥૮॥ સાતમી નારી કહે સુણ સજની, શી કહું મુજ ઘર વાતો ॥ મ્હારી સાસુ મ્હારી સાથે, વઢયા કરે દિન રાતે ॥ રૂ૦ ॥૯॥ આઠમી નારી કહે સુણ બાઈ, મુજ પ્રિતમને નચાવે ॥ મુજ સાસુ છે અતિ અણખીલી, તે દેખી દુઃખ પાવે ॥રૂ૦॥૧૦॥ નવમી નારી બોલે નેહે, મુજ સુત મુજને ઠારે ॥ વહુઅર કયારે વેઢ કરે તો, આવી તેહને વારે ॥રૂ૦॥૧૧॥ દશમી દયિતા બોલે દેખી, બાઈ તુમ બલિહારી ॥ વહુઅરને હું રીશ કરૂં તો, પુત્રથી થાઉં ખારી ॥રૂ૦॥૧૨॥ એકાદશી ઇણિપરે આખે, મુજ વહુઅર વિકરાળી ॥ શીખ દિયંતાં શૂળિ દે છે, ચપળ મહા ચંડાળી ॥રૂ૦॥ ૧૩ ॥ દ્વાદશમા ઇમ બોલે બાળા, મુજ વહુ ઘણીજ સયાણી ॥ સઘળી ઘરની ત્રેવડ સમજે, પણ આંખે છે કાણી ॥ રૂ૦ ॥ ૧૪ ॥ એ કહે સાંભળ રે અંબા, મુજ પાડોશણ પાપી ॥ વિના સવારથ વેઢ કરાવે, થોભી વાતો થાપી ॥ રૂ૦ ॥ ૧૫ ॥ એક કહે બાઈ હું શું આવું, ઉપાશરે, ઇણિ વેળા॥ ભૂખ્યો છૈયો ભોજન માગે, ટળે જો રાંધણ વેળા ॥રૂ૦॥૧૬॥ એક કહે મુજ વહુઅર ભોળી, હઠ ઘણી તે તાણે ॥ એકલે હાથે કામજ કરવું, તે પરમેશ્વર જાણે ॥રૂ૦॥૧૭॥ એક કહે સુણ સજની મ્હારી, દુખની શી કહું વાતો ॥ સાસુ શુણી નણંદ હઠીલી, તિમ દિયરિયો તાતો ॥ રૂ૦ ॥૧૮॥ એક કહે સુણ મ્હારી માતા, મેં હવે કેમ રહેવાય ॥ સાસુ સસરો પિયુ પનોતો, સઘળાં ખાવા ધાય ॥ રૂ૦ ॥૧૯॥ એક કહે સુણ સાથણ આપણે, એકજ લગને પરણી ॥ ત્હારે છૈયે છાકમ છોળા, મ્હારે નહી અધરણી ॥ રૂ૦ ॥ ૨૦ ॥ એક કહે મ્હારે પાડો આવ્યો, એક કહે મ્હારે પાડી ॥ બાઈ તું લેવાને આવજે છાશ કરે શું જાડી ॥ રૂ૦ ॥ ૨૧ ॥ એક કહે ઇમ મારી સાસુ, મુજને લાડ લડાવે ॥ વરે વાવરે સારો સુધારો, મુજ વિણ મુળ ન ભાવે ॥રૂ૦॥૨૨॥ એક કહે તું વહુઅર વારૂ, તુજને ભલેજ જાઇ ॥ મ્હારી

વહુઅર મુજને વિગોવે, ખટરસ ભોજન ખાઈ ॥રૂ૦॥૨૩॥ એક કહે સાંભળ તું ફોઈ, સખરબાઈની વાતું ॥ મ્હારે લ્હાણું ઓછું મળિયું, મેં જોવરાવ્યું ખાતું ॥રૂ૦॥૨૪॥ એક કહે સુણ અમુકી બાઈ, આ ધરણીને ખોળે ॥ સાત સોપારી મુજને નાપી, મેં આપીતી સોળે॥ રૂ૦॥૨૫॥ જોઈતીબાઈએ જમવા તેડયાં, શીરો સઘળો ખુટયો ॥ સાઠ દિવસની સુખડી આણી, ખવરાવી કરી કુટો ॥રૂ૦॥ ૨૬॥ એક કહે મુજ માંચો ત્રુટયો, પાયો એકજ ભાંગ્યો ॥ સજ્જ કરયા વિણ કેમ સુવાયે, અણચિંત્યો દુઃખ લાગ્યો ॥ રૂ૦॥ ૨૭॥ એક કહે મુજ અંગ અકળાયે, આળસ અધિક આવે ॥ માંકડ મુઆ કરડે રાતે, તેહથી ઊંઘજ નાવે ॥ રૂ૦॥૨૮॥ એક કહે મુજ ચુલો ભાગ્યો, તે જઈ કરાવો રૂડો ॥ એક કહે મુજ પ્રિતમ પ્યારે, ચૂંપે આણ્યો ચૂડો ॥ રૂ૦॥ ૨૯॥ એક કહે મારે રેંટીયાનો, ત્રાકલડો ત્રટકાણો ॥ એક કહે મુજ માળજ કાપી, કિશુ નહિ કંતાણો ॥ રૂ૦॥ ૩૦॥ એક કહે ઉપાશરે આવ્યાં, કહો કિશું કોઈ આલે ॥ બે કોકડી કાંતું જો બાઈ, ઘરમાં શાકજ ચાલે ॥રૂ૦॥૩૧॥ એક કહે ધોવાને જઈએ, જો બાઈ તું આવે ॥ એક કહે મુજ ધાન્ય સડ્યો તે, ઘર ધંધે મન ધાવે ॥ રૂ૦ ॥ ૩૨ ॥ એક કહે છે મ્હારી સાથણ, જો તું મુજ ઘર આવે ॥ માથું ગુંથીને મન ગમતી, કરશું વાતો ભાવે ॥ રૂ૦ ॥ ૩૩ ॥ એક કહે મેં કળથી રાંધી, એક કહે મેં ચોળા ॥ એક કહે મેં વાલ વઘારયા, તે થયા છાકમ છોળા ॥રૂ૦॥૩૪॥ એક કહે મુજ ઘેબર મીઠાં, એક કહે દળ ખાજાં ॥ એક કહે મુજ લાડુ ભાવે, સખર જલેબી ગાજાં ॥રૂ૦॥૩૫॥ એક કહે દેશ માળવ મીઠો, એક ગુજરાત વખાણે ॥ એક કહે છે મરૂધર મ્હોટો, સોરઠ સકળ સુણજો ॥રૂ૦॥ ૩૬॥ એક તો આપણું રાજ્ય વખાણે, અપર રાજ્ય એક નિંદે ॥ એક કહે રાજા તો તેહજ, નહી વરો નહી દંડે ॥રૂ૦॥૩૭॥ એહવે એક બુદ્ધિવંતી બોલી, શું બાઈયો તુમ કહિયે ॥ કચપચ કરીને કાનજ ફોડયા, વખાણ કેણીપરે સુણિયે ॥રૂ૦॥૩૮॥ ધર્મસ્થાને આવો ધાઈ, વાતો કરવા માંડો ॥ પાપ પોટલા બાંધો માથે, કાર્ય ધર્મનાં છાંડો ॥રૂ૦॥ ॥૩૯॥ એહવે અકાળ થયો ઇમ જાણી, ઉપદેશ પુરો કીધો ॥ શ્રાવિકા, સરવે વાંદી ગુરૂને, મારગ ઘરનો લીધો ॥રૂ૦॥૪૦॥ રે બાઈઓ તમે ઇણ વિધ આવી, વિકથા વાતજ વારો ॥ મનશુદ્ધિ વિણ સુગતિપુરિનો કારજકિણિ વિધિ સારો ॥રૂ૦॥ ૪૧॥ વળિ કહે ગુરૂજી સુણો શ્રાવિકા,

કથલો કાંઇ ન કીજે ॥ શ્રુતવાણી મન શુદ્ધે સુણતાં, સઘળાં કારજ સીઝે ॥ ૩૦ ॥ ૪૨ ॥ પરનો દોષ દેખાડી પોતે, નિજ આતમ નવિ વાંચે ॥ દોષ પોતાનો દેખી દ્રષ્ટે, સુકૃત ધણિપરે સાચો ॥ ૩૦ ॥૪૩॥ દશ દ્રષ્ટાંત દુર્લભ એહવો, મનુષ્યપણો જે પાયો ॥ દેવ ગુરુ ધર્મ તત્વ એ ત્રણે, સેવો સદા સુખદાયો ॥ ૩૦॥૪૪॥ કથલો સુણીને કથલો વારો ગુરૂ વાણી રસ ચાખો ॥ પરનિંદાથી દુર્ગતિ પામે, નિજ મન નિર્મળ રાખો ॥૩૦॥૪૫ ત્રિકરણ શુદ્ધે તીર્થંકરની, શુદ્ધ કથા જે સુણશે ॥ મહાનદ કહે મનને રંગે, તે ભવસાગર તરશે ॥ ૩૦ ॥ ૪૬ ॥ સંવત ૧૮ સત દશને વર્ષે, આસો માસ ઉદારે ॥ પાલણ પુરમાં પ્રાતે કિધો, વિકથાનો વિસ્તારો ॥ ૩૦ ॥ ૪૭ ॥ ઇતિ. ॥

---

## अथ श्री चेतनने शीखमणनी सज्झाय.

ચેતન અબ કછુ ચેતીયે, જ્ઞાન નયન ઉઘાડી ॥ સમતા સહજ પણું ભજો, તજો મમતા નારી ॥ ચે૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ યા દુનિયા હે બાબરી, જેસી બાજીગર બાજી ॥ સાથ કીસીકે ના ચલે, જ્યું કુલટા નારી ॥ ચે૦॥૨॥ માયા તરુ છાયા પરે, ન રહે થિરકારી ॥ જાનત હે દિલમેં જની, પણ કરી બિગારી ॥ ચે૦॥ ૩ ॥ મેરી મેરી તું કયા કરે, કોણશું યારી ॥ પલટે એકણ પલકમાં, જ્યું ધન અંધીયારી ॥ ચે૦ ॥૪॥ પરમાતમ અવિચળ ભજો, ચિંદાનદ અકરી ॥ નય કહે નિયત સદા કરો, સબ જન સુખકારી ॥ચે૦॥૫॥

---

## अथ श्रीएलाची कुमारनी सज्झाय.

નામ એલાપુત્ર જાણીએ, ધનદત્ત શેઠનો પુત્ર ॥ નટવી દેખીને મોહિયો, નવિ રાખ્યું ઘર સૂત્ર ॥ કર્મ ન છુટે રે પ્રાણીયા ॥૧॥ એ આંકણી ॥ પૂરવ નેહ વિકાર ॥ નિજકુળ છંડીરે નટ થયો, નાણી શરમ લગાર ॥ કર્મ૦ ॥૨॥ માત પિતા કહે પુત્રને, નટ નવિ થઇએ રે જાત ॥ પુત્ર પરણાવું રે પદમણી, સુખ વિલસો તે સંઘાત ॥કર્મ૦ ॥૩॥ કહેણ ન માન્યું રે તાતનું, પૂરવ કર્મ વિશેષ ॥ નટ થઇ શીખ્યો રે નાચવા, ન મટે લખિયા રે લેખ ॥ કર્મ૦ ॥૪॥ એક પુર આવ્યોરે નાચવા, ઉંચો વંશ વિશેક ॥ તિહાં રાય જોવાને આવિયો, મળિયા લોક અનેક ॥ કર્મ૦॥૫॥ ઢોલ વજાવે રે નટવી, ગાંવે કિ-

ન્નર સાદ ॥ પાય તળ ઘુઘરા ઘમઘમે, ગાજે અંબર નાદ ॥કર્મ૦॥૬॥ ઢોય પગ પહેરીરે પાવડી, વંશ ચડયો ગજ ગેત ॥ નોધારો થઈ નાચતો, ખેલે નવ નવા ખેલ॥ કર્મ૦ ॥ ૭ ॥ નટવી રંભારે સારિખી, નયણે દેખરે જામ ॥ જો અંતે ઉરમાં એ રહે જનમ સફળ મુજ તામ ॥ કર્મ૦॥૮॥ તવ તિહાં ચિંતે રે ભુપતિ, લબધ્યો નટવીની સાથ ॥ જો નટ પડેરે નાચતો, તો નટવી કરૂ મુજ હાથ ॥ કર્મ૦ ॥૯॥ કર્મ વશે રે હું નટ થયો, નાચું છું નિરધાર ॥ મન નવિ માનેરે રાયનું, તો કોણ કરવો વિચાર ॥ કર્મ૦॥ ૧૦॥ દામ ન આપે રે ભુપતિ, નટે જાણી તે વાત ॥ હું ધન વંછું છું રાયનું, રાય વંછે મુજ ઘાત ॥ કર્મ૦॥૧૧॥ દાન લહું જો હું રાયનું, તો મુજ જીવિત સાર ॥ એમ મનમાંહેરે ચિંતવી, ચઢીયો ચોથીરે વાર ॥ કર્મ૦ ॥૧૨॥ થાળ ભરી શુદ્ધ મોદકે, પદ્મણી ઉભી છે બાર ॥ લ્યો લ્યો કહે છે લેતા નથી, ધન ધન મુનિ અવતાર ॥ કર્મ૦ ॥ ૧૩ ॥ એમ તિહાં મુનિવર વહોરતા, નટે દેખ્યા મહાભાગ ॥ ધિક ધિક વિષયા રે જીવને, એમ નટ પામ્યો વૈરાગ ॥ કર્મ૦ ॥૧૪॥ સંવર ભાવે રે કેવળી થયો તે કર્મ ખપાય ॥ કેવળ મહિમા રે સુર કરે, લબ્ધિવિજય ગુણ ગાય ॥ કર્મ૦ ॥ ૧૫ ॥ ઇતિ ॥

---

# अथ श्री साधुवंदनानी सज्झाय.

સાધુજીને વંદણા નિત નિત કીજે, પ્રહ ઉગમતે સૂર રે ॥ પ્રાણી ॥ નીચ ગતિમાં તે નવિ જાવે, પામે ઋદ્ધિ ભરપૂરરે ॥ પ્રાણી॥ સાધુજીને૦ ॥૧॥ મ્હોટાં તે પંચ મહાવ્રત પાળે, છકાયના પ્રતિપાળ રે ॥પ્રા૦॥ ભ્રમર ભિક્ષા મુનિ સુઝતિ લેવે, દોષ બેતાળીશ ટાળરે ॥પ્રા૦॥ સાધુ૦॥૨॥ ઋદ્ધિ સંપદા મુનિ કારમી જાણી, દીધી સંસારને પૂંઠ રે ॥ પ્રા૦॥ એહ પુરૂષોની સેવા કરતાં; આઠે કરમ જાવે તુટ રે ॥ પ્રા૦ ॥સાધુ૦॥૩॥ એકેકા મુનિવર રસના ત્યાગી, એકેકા જ્ઞાન ભંડારરે ॥ પ્રા૦ ॥ અેકેક મુનિવર વૈયાવચ્ચ વૈરાગી. એના ગુણનો નાવે પાર રે ॥ પ્રા૦॥ સાધુ૦ ॥ ૪॥ ગુણ સત્તાવીશે કરી દીપે, જીત્યા પરીસા બાવીસ રે ॥પ્રા૦॥બાવન તો અનાચારજ ટાળે, તેહને નમાવું મ્હારૂં સીશ રે ॥ પ્રા૦ ॥ સાધુ૦ ॥ ૫ ॥ ગજ સમાન તે સંત મુનીસર; ભવ્ય જીવ બેસે આય રે ॥ પ્રા૦ ॥ પર ઉપકારી મુનિ

હામ ન માગે, હેવે તે મુગતિ પહોચાયરે ॥ પ્રા૦ ॥ સાધુઓ દાઇણ ચરણે પ્રાણી શાતા રે પાવે, પાવે તે લીલ વિલાસરે ॥ પ્રા૦ ॥ જન્મ જરા ને મરણ મિટાવે, નાવે તે ગર્ભાવાસરે ॥ પ્રા૦॥સાધુ૦ ॥ ૭ ॥ એક વચન તે સદગુરૂ કેરે, જો બેસે દિલ માંય રે ॥પ્રા૦॥ નરક ગતિમાં તે નવિ જાવે, ઇમ કહે શ્રીજીનરાય રે ॥પ્રા૦॥સાધુ૦ ॥ ૮ ॥ પ્રહ ઉઠી તુમે ઉત્તમ પ્રાણી, સુણો સાધુનું વ્યાખ્યાન રે ॥ પ્રા૦ ॥ તે પુરુષોની સેવા કરતાં, પામે તે અમર વિમાનરે ॥પ્રા૦॥ સાધુ૦ ॥૯॥ સંવત અઢારને વર્ષ અડત્રીશે, બુસી તે ગામ ચોમાસ રે ॥ પ્રા૦ ॥ મુનિ આશકરણજી ઇણિ પરે જંપે, હુંતો ઉત્તમ સાધુનો દાસ રે ॥ પ્રા૦ ॥ ૧૦ ॥ ઇતિ. ॥

# अथ श्री जंबूस्वामीनी लावणी.

સજી સોળ શૃંગાર બદન પર, આઠ બની સુંદરિ પ્યારી ॥ જી હો આઠ બની સુંદરી પ્યારી ॥ કહ્યું માનો મ્હારા શામ છબીલા, અરજ કરે આઠે નારી ॥ સુંદરિ સારી ગુણકી ભારી, ઝાંઝરકા કરે ધમકારા ॥ જી હો ઝાં૦ ॥ કહીં કાંબી અણુવટ બિછુઆ, નેઉરકા બહુ ઠમકારા ॥ છલા છવી ટિચો ને ફુલ ફુદડિયો, ધુધરીઓ ઘમકે ઝાઝી । જી હો૦ ॥ કાળીગાંઠી જુવારી અકોટી, ચળક રહી તુંળશી તાજી ॥ કંઠે એકાવળિ હાર અનોપમ, નેનુમેં કાજળ સારા ॥ જી હો નેં૦॥ લીલા તે બહુ સુરત દામણી, ભરજોબન શોભે બાળા ॥ ઘુઘરી પોંચી બાજુબંધ બેરખા, હાથે પહેરી ચંદનચૂડી ॥ જી હો હા૦ ॥ કહી કંકણ સોના સાંકળાં, શોભા બની હે અજબ રૂડી ॥ તનમનિયું ને મોહનમાદળિયું, ચળક ચળક ચમકે ભારી ॥ જી હો ચ૦ ॥ કહ્યું માનો મ્હારા શામ છબીલા, અરજ કરે આઠે નારી ॥૧॥એઆંકણી॥ વિધ વિધના શૃંગાર સજીને, આઠે નાર તિહાં હુઈ ભેળી ॥ જી હો આ૦ ॥ આસપાસ અલબેલી ઉભી, બિચમેં લિયા વાલમ ઘેરી ॥ ઘેરી કામિની કુહે પિયુજી, સુખ ભોગવો અપની સાથે ॥ જી હો॥ સુ૦ ॥ દીક્ષા દોહિલી નાથ માહરા, સ્વામીકું યું સમજાતે ॥ છોટી ઉમ્મર બાળપણામેં, સંયમકી બાતાં કરતા ॥ જી હો સં૦॥પરણીને કયાં જાઓ પિયુડા, લાજ લગારે નહિ ધરતા ॥ ખાઓ પીયો ને કરો સાહેબી, કમી નહી અપને ઘરમેં ॥જીહોક૦॥ નહિ રળના ઓર નહી કમાના, ફીકર મત કરો દિલમેં ॥ ડરતા નહિ તુમે જંબુ દિલમાં,

કહેતી ઈમ વારંવારી ॥ જી હો કં૦ ॥ કહ્યું૦ ॥૨॥ કઠણ પંથ હે સાધુ કેરા, એસી ધીરા ચલશકિત ॥ જી હો એ૦ ॥ જેસા બોજા મેરૂ કેરા, એસી હે સંયમ ભકિત ॥ તજી પલંગને કરી સંથારો, ઉઘાડે પાઊંસે ચલના ॥ જી હો ઉ૦॥ કરમાં ઝોળી ઘર ઘર ફિરના, માગીને ભોજન મિલના ॥ શરીર સુકુમાળ સુંદર કાયા, ઊંના નિત્ય પીના પાણી ॥ જી હો ઊ૦ ॥ ધોળા કપડા ધરી અંગ પર, મુખસે વદવિ નિર્વદ્ય વાણી ॥જીતવા પરિસહ બાવીશ આકરા, સિંહ નાદ જેસા ગાજે ॥ જીહો સિં૦॥ એસી કરણી દુક્કર કરવી, શીશ જલે ને પાઉં દાઝે ॥ શીયાળે શીત પડે આકરી, ઉનાળે અગ્નો ભારી ॥ જી હો ઉ૦ ॥ કહ્યું૦ ॥૩॥ આશા પૂરો અલબેલા હમારી, સરખી સૈયરકી ટોળી ॥ જી હો સ૦॥ એક ૮ વરને વરવું આઠે, એવી કીધી પહેલી બોલી। જંબૂ કાંતિ જોઇ અનોપમ, મગન બોત હુઇ મનમેં ॥ જી હો મ૦ ॥ મન ભંગ કેમ કરો પિયુડા, મુકો છો અમને વનમેં ॥ એક નારીને કાજે રામે, રાવણને નાંખ્યો મારી ॥ જી હો રા૦ ॥ લંકાગઢ ઉત્થાપન કીધો, ઘર લાયા અપની નારી ॥ નારી એસી નરને વ્હાલી તુમે તજો છો અબ અમને ॥જીહોતુ૦॥ હસી ખુશી બોલાવો હમને, પાય પડું સ્વામી તમને ॥ જંબૂ કહે તુમે સુણો નારિયો, ધર્મ ધ્યાન હૃડે ધારી ॥ જી હો ધ૦ ॥ કહ્યું૦॥૪॥ જન્મ મરણનો ભય છે મ્હોટો, અનંત દુઃખ છે દિલ ધરના ॥જીહો અ૦॥ ફેરા લાખ ચોરાશી ફિરના, પ્રભુ જ્ઞાન હૈડે ધરના ॥ સુધર્માસ્વામીને વાંદિયા, મેં સૂણી ઉનકી વાણી ॥ જી હો મેં૦॥ નરક નિગોદકી સુણી વેદના, માયા સબ જુઠી જાણી ॥ શીલ વ્રત તુમે લ્યો સો-ભાગી, બીજી બાધા બહુ ઝાઝી ॥ જી હો બી૦ ॥ કિનકી માડી કિનકી લાડી, મતલબકો હે સબ બાજી ॥ પતિ તણી જો રાખો પ્રીતડી, સંયમ લ્યો સ્વામી સાથે ॥ જી હો સં૦ ॥ અનંત સુખને વરિયે પ્રેમદા, મુગતિ મળે સુંદર સાથે ॥ રામા રીઝી વાણી સુણીને, મમતા સબ નાંખી મારી ॥ જી હો મ૦ ॥ કહ્યું ॥૫॥ સાસુ બૂઝવી સસરા બૂઝવ્યા, બૂઝવિયાં પિતા માડી ॥જીહોબુ૦॥ તેવાસમયમાં પ્રભવો આવિયો, ચોરી કરી ખાતર પાડી ॥ ધન માલકી બાંધી ગાંઠડિયો, શૂરો પૂરો બહુ બણિયો ॥ જીહો શૂ૦ ॥ વાણી સુણી શ્રી જંબુ કુમારની કરજોડી પાયે પડીયો॥પાંચશે ને સત્તાવીશ બુઝવ્યા, ત્યાગ દિયો સંસાર તહીં ॥ જી હો ત્યા૦ ॥ કરજોડી સુધર્મની પાસે, મહાવ્રત

લીધાં પંચ સહા ॥ સંવત ઓગણીશે એકત્રીશ, જેઠ માસ પુનમ શાસી ॥ જી હો જે ॥ ચુનિલાલ કરજોડી વંદે, સારંગપુરનો રહેવાસી ॥ મહેર કરો મહારાજ મુજ પર, નમું પાય વારંવારી॥ જી હો ન૦ ॥ કહ્યું ॥ ૬ ॥ ઇતિ. ॥

## अथ श्री कामदेवनी सज्झाय.

એક દિન ઇંદ્રે પ્રસંશિયો જી, ભરિ રે સભાને માંય ॥ અતિ દ્દઢતાઇ કામદેવની, જાકું દેવ ન શકે ચળાય ॥ શ્રાવક શ્રી વીરનાં, ચંપાના વાસીજી ॥૧॥ એ આંકણી ॥ સરધ્યો નહી એક દેવતા જી, રૂપ પિસાચ બનાય ॥કામદેવ પાસે આવીને, એતો વચન કહે દુઃખ દાય ॥ શ્રાવકગારા॥ હંભોરે કામદેવ તુજને, કલપે નહી છે કોય॥ ત્હારે ધરમ નહી છોડવો પણ, મેં છોડાવશું તોય ॥ શ્રા૦ ॥ ૩ ॥ રૂપ પિસાચનું દેખિને જી, ડરીયા નહી મન માંય ॥ જાણ્યો મિથ્યાતી દેવતા, દિયો ધ્યાનમેં ચિત્ત લગાય ॥ શ્રા૦ ॥ ૪ ॥ એક વાર મુખશું કહે, એમ દેવ કહે વારંવાર ॥ તો પણ તે બોલ્યા નહીં, ત્યારે દેવ આવ્યો બહાર ॥ શ્રા૦ ॥ ૫ ॥ હાથી રૂપ વૈક્રેય કિયો જી, પિસાચપણો કિયો દૂર ॥પોષધશાળામાં આવિને, એ તો બોલે છે વચન કરૂર ॥શ્રા૦॥૬॥ મને ડરી ચળીયા નહીં તવ, હાથીએ સુંઢમાં ઘાલ ॥ પોષધશાળા બહાર આવીને, દિયો આકાશ માંહી ઉછાળ ॥ શ્રા૦ ॥૭॥ દંતુસળ પર ઝાલીને જી, કમળની પેરે રોળ ॥ ઉજળી વેદના ઉપની પણ, નવિ ચળ્યા ધ્યાન અડોળ ॥ શ્રા૦ ॥ ૮ ॥ ગજતજીને સર્પજ હુઓજી, કાળો મહા વિકરાળ॥ ડંક દિયો કામદેવને એ તો ક્રોધી મહા ચંડાળ ॥શ્રા૦॥૯॥ ઉજળી વેદના ઉપની, પણ ડરીયા નહી તિલ માત ॥ સુર થાકી પ્રગટ હુઓ, થયો દેવતા રૂપ સાક્ષાત ॥શ્રા૦॥૧૦॥ કરજોડી એમ વીનવે, ત્હારાં સુરપતિ કિયા રે વખાણ ॥ મેં મુઢમતિ સરધ્યો નહી, તુને ઉપસર્ગ દિયો અથાગ॥ શ્રા૦॥૧૧॥ તન મનશું ડગીયા નહી જી, તેં ધર્મ પાયો પરમાણ॥ ખમજ્યો અપરાધ માહરો, ઇમ કહીને ગયો સુર ઠામ ॥શ્રા૦ ॥૧૨॥ વીર જિણંદ સમોસરયા જી, કામદેવ વંદન જાય ॥ વીર કહે ઉપસર્ગ દિયો, તમે દેવ મિથ્યાતીએ આય ॥ શ્રા૦ ॥૧૩॥ હા સ્વામી સાચું અછે જી, તવ શ્રમણ શ્રમણિને બોલાય ॥ ઘર બેઠાં પરિસહ સહ્યાં, ઇમ પરસંશો જિનરાય ॥શ્રા૦॥ ૧૪ ॥ વીશ વરસ શુદ્ધ પાળીયાજી,

શ્રાવકનાં વ્રત બાર ॥ પહેલા દેવલોકમાં ઉપન્યા, ચવિ જાશે મોક્ષ મોઝાર ॥શ્રા૦॥૧૫॥ મરુધરદેશ સોહામણોજી,જયપુર કિયોરે ચોમાસા॥ અષ્ટાદસ શત છાશીએ, ખુશાલચંદજીએ જોડ પ્રકાસિ ॥શ્રા૦॥૧૬॥

---

## અથ શ્રી રેવતિ શ્રાવિકાની સજ્ઝાય.

( આવી રે પનોતી જશસંગને. એ દેશી. )

સોનાને સિંહાસન બેઠા રેવતી, બેઠાં બેઠાં મંદિર મોઝાર રે॥ ગજગતિ દીઠા મુનિ આવતા, સુંદર સિંહ અણગાર રે ॥ મંદિર પધારો મેરે પુજ્ય જી ॥૧॥ એ આંકણી ॥ આજ સુરતરૂ ફળ્યો આંગણે, મોતીડે વુઠિયા મેહરે ॥ સિંહ અણગાર પધારતાં પ્રકટ્યો ધર્મ સનેહ રે ॥ મંદિર૦ ॥૨॥ ગંગા રે જળમાં જેમ કમલડી, મધુકર કેળિ કરંત રે॥ તેજ મુજ મન મધુકર પરે, ઉલટ્યો રાગ અત્યંત રે ॥ મંદિર૦॥ ૩॥ પુજ્યજી ને વાંદિ નિહાળત્તાં, તેમ તેમ રાગની રેલ રે ॥ શાંત સ્વભાવિ સોહામણા, સુરત મોહનવેલ રે ॥ મંદિર. ॥ ॥૪॥ આદર માન દીધાં ઘણાં. પુછે કાંઇ સિંહ અણગાર રે ॥ કહો પુજ્ય કેમ પધારીયા॥ આદેશ દ્યો સુવિચાર રે ॥ મંદિર. ॥૫॥ મુજ ગુરૂયે તુમ ઘેર મોકલ્યો, માનુની પાક વહોરાય રે ॥ રેવતિ કહે પૂજ્ય કેમ લહું, કેવળ જ્ઞાન પસાય રે ॥ મંદિર૦ ॥૬॥ શુભ પ્રણામે કરી આપીયો, બીજોરા પાક ઉદાર રે ॥ મણી માણેક મોતી તણી વૃષ્ટિ હુઈ તેણીવાર રે ॥ મંદિર. ॥૭॥ દેવ આયુષ્ય તિહાં બાંધીયું, રેવતીએ તેણીવાર રે ॥ વીર પ્રભુ સુખ સંપદા, સફળ કર્યો અવતારરે ॥ પરિત કીધો સંસાર રે ॥મંદિર. ॥૮॥ પુરૂષ ભલા રે સંસારમાં, તેમ વળી નારી સંસાર રે ॥ રાજીમતિ સીતા કુંતા દ્રૌપદી, મૃગાવતી ચંદનબાળા રે॥ મંદિર. ॥૯॥ ઈત્યાદિયે જૈન ધર્મ આદર્યો ધન ધન તે નર નાર રે ॥વિર કિંકર એમ ઓચરે, દાનથી જયજય કાર રે ॥ મંદિર. ॥ ૧૯ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી હરિકેશી મુનિની સજ્ઝાય.

સોવાંગ કુળમાં ઉપન્યા, હો મુનિવર ગુણ તણા ભંડાર ॥ સમતાધારી સાધુ જી, હો મુનિવર ॥ લીધો સંયમ ભાર ॥ ધન ધન ત-

પસી જી, હો મુનિવર ॥ હરિકેશી અણગાર ॥ ૧ ॥ એ આંકણી ॥ ઈંદ્રિ મન તપ આદર્યો, હો મુ૦ ॥ ધ્યાવે અરિહંત દેવ ॥ તિંદુક વૃક્ષ વાશી દેવતા, હો મુ૦ ॥ સારે નિત નિત સેવ ॥ ધન૦ ॥ હો મુ૦ ॥૨॥ માસખમણને પારણે, હો મુ૦ ॥ જગન પાડાને રે માંય ॥ મેલાં કચૂલાં લુગડાં, હો મુ૦ ॥ સમોસર્યા ઋષિ ત્યાય ॥ ધન૦ ॥ હો મુ૦ ॥ ૩ ॥ બ્રાહ્મણે દ્વેષે પાછા વાળિયા, હો મુ૦ ॥ જાઓ અનેરે ઠામ ॥ તુજ લાયક ભોજન નહી, હો મુ૦ ॥ આંહી દ્વીજનો કામ ॥ ધન૦ ॥ હો મુ૦ ॥ ૪ ॥ યક્ષ પ્રભાવે મુનિ બોલિયા, હો બ્રાહ્મણ મેં જીવ તણા રખવાળ ॥ તુજ અર્થે અન્ન નીપજે, હો બ્રા૦ ॥ મ્હારે ભિક્ષા તણો છે કાળ ॥ ધન૦ ॥ હો મુ૦ ॥ ૫ ॥ ઊંચ નિચ વરસે ભુમિકા, હો બ્રા૦ ॥ જીહાં નીપજે ધાન ॥ ઊંચ નિચ સમ ગણે નહી, હો બ્રા૦ ॥ દાતાર દેવે દાન ॥ ધન૦ ॥ હો મુ૦ ॥૬॥ હેળે નિંદે સાધુને હો૦ બ્રા૦ ॥ ક્રોધી પેલે પાર ॥ કુશળરાયની દીકરી, હો બ્રા૦ ॥ બેઠી મહોલ મોઝાર ॥ ધન૦ ॥ હો મુ૦ ॥૭॥ જક્ષ પ્રભાવે મુજ પિતા, હો બ્રા૦ ॥ પરણાવી ઇણ સાથ ॥ મને કરી વંછી નહી, હો બ્રા૦ ॥ મત કરજો વિષવાદ ॥ ધન૦ ॥ હો મુ૦ ॥૮॥ ગિરિ મતિ ખણો નખ થકા, હો બ્રા૦ ॥ પગે મતિ ફરસો આગ ॥ લોહ જવ ખાયા દાંત ભાગશે, હો બ્રા૦ ॥ મતિ છેડો મહાભાગ ॥ ધન૦ ॥ હો મુ૦ ॥૯॥ સાધુ મારણને ઉઠીયા, હો બ્રા૦ ॥ જક્ષ કોપ્યો તેણિવાર ॥ મારી કૂટી કીધા પાધરા, હો બ્રા૦ ॥ મુખ વહે રૂધિરની ધાર ॥ ધન૦ ॥ હો મુ૦ ॥૧૦॥ કીધાનાં ફળ પામીયા, હો બ્રા૦ ॥ જક્ષ પહોંચ્યો નિજ ઠામ ॥ બ્રાહ્મણ મળી સબ વીનવે, હો મુ૦ ॥ પર ઉપગારી સ્વામ ॥ધન૦॥ હો મુ૦॥૧૧॥ વિપ્ર કહે મુનિરાયને, હો મુ૦॥ જોડી દોનું હાથ॥ જગન આજ સફળ કરો, હો મુ૦॥ તરણ તારણ ઋષિ આજ ॥ ધન૦॥ હો મુ૦ ॥૧૨॥ વળતા મુનિવર બોલિયા, હો બ્રા૦ ॥ મેં પાળું ષટ્કાય ॥ કીડી કુંજર સમ ગણું, હો બ્રા૦ ચાલું મારગ ન્યાય ॥ ધન૦ ॥ હો મુ૦ ॥૧ ॥ અવસર દેખી મુનિ વહોરિયો, હો મુ૦ તરણ તારણ જીહાજ ॥ પંચ દિવ્ય પ્રગટ હુવા, હો મુ૦॥ વાજે દેવદું-દુભી નાદ ॥ધન૦॥ હો મુ૦ ॥૧૪॥ બ્રાહ્મણને પ્રતિબોધીયા, હો મુ૦ ટાળી આતમ દોષ ॥ સબળદાસજી ઇમ વીનવે, હો મુ૦ ॥ જાઈ બિરાજ્યા મોક્ષ ॥ ધન. ॥ હો મુ૦ ॥ ૧૫ ॥ ઇતિ૦ ॥

---

# अथ श्री चित्त अने ब्रह्मदत्तनी सज्झाय.

ચિત્ત કહે બ્રહ્મરાયને, કછુ દિલમાં આણો જી ॥ પુરવ ભવની પ્રીતડી, તે તો મુજથી મ તોડો હો ॥ બંધવ બોલ માનો હો ॥ કતિયારીનો સૂત્ર જયું, ત્રટેત્યું જોડે હો ॥બં૦॥ એ આંકણી ॥૧॥ દેશ દર્શાણુનો રાજીયો, ભવે પહેલે દાસો જી ॥ બીજે ભવ કાળિંજરે, આપણ મૃગ વનવાસો હો ॥ બં૦ ॥૨॥ ત્રીજે ભવગંગા નદી, આપણે બેહુ હંસ હુતા જી ॥ ચોથે ભવ ચંડાળને, ઘેર જનમ્યા પૂતા હો ॥ બં૦॥ ૩ ॥ ચિત્ત સંભુતિ બેહુ જણા, સબહી ગુણ પુરા જી ॥ જગ સહુ તિહાં મોહિ રહ્યું, ધરણીધર સુરા હો ॥ બં૦ ॥ ૪ ॥ વિપ્રો અણુખ કરે ઘણી ॥ રાજાને ભરવાવે જી ॥ દેશવટો તિહાંથી દિયો, ગયા મરવાને ભાવે હો ॥ બં૦ ॥ ૫ ॥ પર્વત ઉપર મુનિ મળ્યા, પગે લાગ્યા ધાઇ જી ॥ અકામ મરણ મુનિ ભાંખીયો, ધર્મદેશના સુણાઇ હો બં૦ ॥ ૬ ॥ ધર્મ સુણી ઘર છોડીયો, આપણે બેહુ સંયમ લીધો હો ॥ નીયાણો તેં આદર્યો, કર્મ ભુંડો તેં કીધો હો ॥ બં૦ ॥ ૭ ॥ નારી રત્નને નિરખતા, તપનો ફળ હાર્યો જી ॥ મેં તુને વાર્યો ઘણો, તેં કાંઈ ન વિચાર્યો હો ॥ બં૦ ॥૮॥ પાકયો ક્ષેત્ર જયું વેચાયો, શીરામણ સાટે જી ॥ બેતારિની પરે ઝુરશો, કહું છું તે માટે હો ॥બં૦ ॥૯॥ પદમગુલ્મ વિમાનમાં, ભવ પાંચમો કીધો જી ॥ તિહાંથી ચવિને ઉપન્યો, કંપિલપુર પ્રસિધ્ધે હો ॥ બં૦ ॥૧૦॥ ચક્રવર્તી પદવી તેં લહી, સબ હી અહંકાર જી ॥ કીધાનાં ફળ પામીયો, ત્હારી કરણી સારી હો ॥ બં૦ ॥૧૧॥ પુરિમંતાળે હું ઉપન્યો, શ્રાવક દીઆચારી જી ॥ સંયમ મારગ આદર્યો, મેં નારી નિવારી હો ॥બં૦ ॥૧૨॥ મેં પણ રૂદ્ધિ લીધી, બહુ વિધ પ્રકારે જી ॥ શુભ માનવ ભવ પામીને, કોણ મૂરખ હારે હો ॥ બં૦ ॥૧૩॥ ઇણ સંસારમાં રાચીયા, વિષયા રસનાં ભલે જી ॥ તારણ નાવ તણી પરે, ધર્મ કોઈ ન તોલે હો ॥ બં૦ ॥૧૪॥ ચિત્ત કહે બ્રાહ્મરાયને, કછુ દિલમાં આણો જી ॥ આ અવસર છે દોહિલો, ધર્મ મારગ જાણો હો ॥ બં૦ ॥૧૫॥ નિયાંણું કરી સુખ લહ્યાં, માનવ ભવ કેરાં જી ॥ ઇણ કારણથી જાણજે, ત્હારા નરકમાં ડેરા હો ॥ બં૦ ॥૧૬॥ છઠે ભવે જુજૂ આ, આપણ બે ભાઇ જી ॥ હવે મળવું છે દોહલું, જિમ પર્વત રાઇ હો ॥ બં૦ ॥૧૭॥ સાધુ કહે સુણો રાય જી, અબ આ ઋદ્ધિ ત્યાગો જી ॥

આ અવસર છે પરવડો, સંયમ મારગ લાધો હો ।।બં૦ ।।૧૮।। રાય કહે સુણો સાધુજી, કછુ અવર બતાવો જી।। આ ઋદ્ધિ તો છુટે નહિ, મુજ હોવે પસ્તાવો હો ।। બં૦ ।।૧૯।। ચિત્ત કહે બ્રહ્મદત્તને ત્હારી, ભવ સ્થિતિ નાઇ જી।। મ્હારા વારયા નહિ વળો, ત્હારાં કર્મ સખાઇ હો ।।બં૦।।૨૦।। ચિત્તે વચન કહ્યાં ઘણાં, નિજ મનને રાગેજી।। ભારે કરમી જીવડો, કહો કિણિ પરે જાગે હો ।। બં૦ ।।૨૧।। ચિત્ત મુનિ તિહાંથી વળ્યા, કઠિણ કર્મને ધોતા જી ।। જ્ઞાન લહી મુગતે ગયા, ચક્રી સાતમી પહોત્યા હો ।। બં૦ ।।૨૨।। મન વચ કાયાએ કરી, જે કોઇ જિન ધર્મ કરશે જી ।। ટાળી કર્મ પરંપરા, તે શિવપુરી વરશે હો ।।બં૦।। ૨૩ ।। ઉત્તરાધ્યયનને તેરમે, એહ અરથ વખાણ્યા જી ।। રૂપ મુનિ સુપસાયથી, જેઠમલ્લજીએ જાણ્યા હો ।। બં૦ ।। ૨૪ ।।

---

# अथ श्री जीवदयानी सज्झाय.

( કપૂર હોય અતિ ઉજળોરે. એ દેશી. )

ચતુર નર, જીવ દયા ધર્મ સાર ।। જેથી પામીએ ભવનો પાર ।।ચ૦।। જીવ દયા ધર્મ સાર ।। ૧।। એ આંકણી ।। ગજભવે સસલો ઉગારીયો રે, કરૂણા આણી અપાર ।। શ્રેણિકને ઘેર ઉપન્યોરે અંગજ મેઘ કુમાર ।।ચ૦।।જીવ૦।।૨।। વીર વાંદી વાણી સુણી રે, લીધો સંયમ ભાર ।। વિજય વિમાને ઉપન્યો રે, સિધશે મહાવિદેહ મઝાર ।।ચ૦।। જીવ૦ ।।૩।। નેમિ પ્રભુ ગયા પરણવા રે, સુણિ પશુડાનો પોકાર ।। પશુડાની કરૂણા ઉપની રે, તજ્યા રાજીમતી નાર ।।ચ૦।। જીવ૦।। ।।૪।। શરણે પારેવો ઉગારીયો રે, જુઓને મેઘરથ રાય ।। સાંતિનાથ ચક્રી થયા રે, દયા તણે સુપસાય ।। ચ૦।।જીવ૦।।૫।। માસખમણને પારણે રે, ધર્મરૂચી અણગાર ।। કીડીયોની કરૂણા ઉપની રે. કીધો કડવા તુંબાનો આહાર ।।ચ૦।।જીવ૦।। ૬।। સર્વાર્થ સિદ્ધમાં ઉપન્યા રે, સિધ્યા વિદેહ મોઝાર ।। ધર્મઘોષના શિષ થયારે, રૂડી દયા તણા એ પસાય ।। ચ૦।। જીવ૦ ।।૭।। અર્જુનમાળી જાણજો રે. લીધો સંયમ ભાર ।। કર્મ છ માસે ક્ષય કરી રે, પહોત્યા મુગતિ મઝાર ।।ચ૦।। જીવ૦ ।।૮।। દેવકીનંદન સોહામણા રે, નામે તે ગજસુકુમાળ ખિખ ખિખતી સઘડી સહીરે, આણી દયારે અપાર ।।ચ૦।।જીવ૦।।૯।। એ ધર્મ છે સુરતરૂ સમો રે, જેહની શીતળ છાંય ।। સેવક જન નિત

સેવજો રે, એહ છે મુગતિનો હાથ ॥ ચ૦ ॥ જીવ૦ ॥ ૧૦ ॥ ઈતિ. ॥

## अथ श्री बारव्रतना छप्पा.

જીવદયા નિત્ય પાળીએ, વ્રત પહેલું કહીએ ॥ સૂક્ષ્મ બાદર જીવને, અભયદાનજ દઈએ ॥ સાધારણ પ્રત્યેકમાં બહુ પાપ જાણો, અનંતકાયને ઓળખી, દયા મન આણો॥ છકાયની રક્ષા કરો, સર્વ કુટુંબ જાણો આપણું ॥ પ્રકાશસિંહ વાણી વદે, તો ખરૂં તુજ ડાહ્યાપણું॥૧॥

મૃષાવાદ નવિ બોલિયે, વૃત બીજું કહીએ ॥ ભરવી કૂડી સાખ, તેથી અળગા રહીએ ॥ પંચમાં પૂછે વાત ત્યાં નવિ બોલિયે ખોટું ॥ આ ભવ પામે માન, પરભવ સુખજ મ્હોટું ॥ એહવું જાણી પ્રાણિયા, મૃષાવાદ નવિ ભાંખીએ ॥ પ્રકાશસિંહ વાણી વદે, તો જિભા જતન કરી રાખીએ ॥૨॥

અદત્તાદાન ન લીજીએ, ચોરિ નવિ કીજે ॥ વસ્તુ પરાઇ હાથ જડે તો, પાછી દીજે ॥ કૂડાં તોલા ત્રાજુઆં, વળી માપજ મ્હોટું॥ મીઠું બોલે મુખ થકી, પણ ચાલે ખોટું ॥ એહવી માયા કેળવી, મલકાણો મનમાં ઘણું ॥ પ્રકાશસિંહ વાણી વદે, કે રાજ્ય નથી બાઇ પોપાતણું ॥૩॥

પરનારીનો સંગ નિવારો, તમે ઉત્તમ પ્રાણી ॥ શિયળ પાળો નિર્મળ, આતમ હિત જાણી ॥ પરનારીના સંગ થકી. તમે નિર્ધન થાશો ॥ આ ભવ દંડે રાજ્ય, પરભવ નરકે જાશો ॥ એહવું જાણી પ્રાણિયા, શિયળ વ્રત સોહામણો ॥ પ્રકાશસિંહ વાણી વદે, કે મહિમા વ્રત ચોથાતણો ॥૪॥

સોનું રૂપું ધન માલ, તું તો પામ્યો કોડી ॥ કુડ કપટ છળભેદ કરી, તેં માયા જોડી ॥ આશા તૃષ્ણા નવિ મરે, મન વાજે ભેરી ॥ તૃપ્તિ ન પામ્યો આતમાં, મન હોંશ ઘણેરી ॥ અંત સમય મુકી કરી, એકલડા જાઉં સહી ॥ પ્રકાશસિંહ વાણી વદે; કે મનની મમતા મનમાં રહી ॥૫॥

ઊંચિ નિચી જળવાટની, તું જયણા કરજે ॥ છઠ્ઠા વ્રતની વાત, ત્હારે હૈડે ધરજે ॥ અધિકી રાવઇ એહની, તું ટાળે આણી ॥ તો સુખ પામીશ શાશ્વતાં, ઇમ બોલ્યા નાણી ॥ એહવું જાણી પ્રાણિયા, રાવઇ (ટાળ) દેશ પરદેશની ॥ પ્રકાશસિંહ વાણી વદે, સો ભું-

ગળ ભાગે કષ્ટની ॥૬॥

સાત વ્યસન નવિ સેવિયે, નવિ પીજે તાડી ॥ છવ્વીશ બોલની ધારણા, તું ધરજે દહાડી ॥ પાપ તણો વ્યાપાર પ્રાણી, તું પરિહરજે ॥ ધન ધાન્ય કુવિય જાતની, મર્યાદા કરજે ॥ સંખ્યા દુપદ ચૌપદ તણી, દઢ રાખે ત્હારો આતમા ॥ પ્રકાશસિંહ વાણી વદે કે, એ વ્રત પાળો સાતમા ॥૭॥

વશ રાખજે ત્હારી જીભડી, અનર્થા દંડે ॥કાજ ન સીઝે આપણું, તું શિદને મંડે ॥ જેથી લાગે પાપ. તેથી અળગો રહેજે॥ ધર્મ ધ્યાનની વાતમાં, તું વળગ્યો રહેજે ॥ પોતાથી પળતું નથી, ને પારકું તું કયાં લહો પ્રકાશસિંહ વાણી વદે, કે ત્હારાં કર્યા તું સહો॥૮॥

નિત્ય સામાયિક કીજિયે, સુણ ઉત્તમ પ્રાણી ॥ લાભ ઘણો છે એહમાં, ઈમ બોલ્યાં નાણી ॥ મેરૂ કંચનથી અધિક, કોઇ દાનજ આપે ॥ તોલ ન આવે તેહને, ઈમ જિનવર થાપે ॥ એહવું જાણી પ્રાણિયા, નિત્ય સામાયિક કીજીએ ॥ પ્રકાશસિંહ વાણી વદે, તો મુગતિ તણાં સુખ લીજીએ ॥૯॥

વહેલો ઉઠી આતમાં, તું ધ્યાનજ ધરજે॥ દશમાં વ્રતની વાતો, તું હૈડે ધરજે ॥ ઘણા દ્રવ્ય નવિ ધારિએ, ગૃદ્ધિ નવિ થઇએ ॥ સાધુ સાધવિને વાંદવા, દિન પ્રત્ય જઇએ ॥ એવું જાણી પ્રાણિયા, ઘણા દ્રવ્ય નવિ ધારિએ॥ પ્રકાશસિંહ વાણી વદે,કે ઈંદ્રિનો રસ ગાળિઓ॥૧૦॥

પૌષધ કીજે ભાવશું; આતમ વશ રાખી ॥ જિમ કીધા દશ શ્રાવકે, સુત્રની સાખી ॥ જતના કરજે જીવની, સુક્ષમને બાદર ॥ ધ્યાન ધરો નવકારનું, એવું વ્રત આદર ॥ ક્રોધ માન માયા તજી, સમતાનો રસ પીજિયે ॥ પ્રકાશસિંહ વાણી વદે, કે એહવા પૌષધ કીજિયે॥

હવે કહું વ્રત બારમું, સુણ ઉત્તમ પ્રાણી ॥ જમવા વેળા આતમા, ચિંતવના આણી ॥ જો આવે મુનિરાજ, પંચ મહાવ્રત ધારી॥ દોષ રહિત દેઉ દાન, હૈડે હર્ષ વધારી ॥ દ્વાદશ વ્રત શ્રાવક તણાં, શુદ્ધ સમકિતથી પાળશે ॥ પ્રકાશસિંહ વાણી વદે, તે મુગતિના સુખ મ્હાલશે ॥૧૨॥

સંવત અઢાર પંચોતરાની શુકલ પક્ષે ॥ માસ અષાઢો શોભતો આઠમને દિવસે ॥ સઝાય કીધી શોભતી, ગામ ગોંડળ વાસે ॥ સેવક વિનવે ભાવશું, મન હર્ષ ઉલાસે ॥ એહ બારવ્રત શ્રાવક તણાં, શુદ્ધ સમકિતથી પાળશે॥ ઉત્કૃષ્ટા પંદરેભવે, મુગતિપુરીમાં મ્હાલશે ॥૧૩॥

## अथ श्री धर्मरुचि अणगारनी सज्झाय.

સુણીં શીશ સુગુરુ તણી, હો મુનિવર ॥ ચાલ્યા પરઠણ કાજ ॥ ગયવરની પેઠે મલપંતા હો મુ૦ ॥ તરણ તારણ ઋષિ રાજ ॥ ધન ધન તપસી જી, હો મુનિવર ધર્મરુચિ અણગાર ॥૧॥ એ આંકણી ॥ ઇંટ નિભાડે જાઇને, હો મુ૦ ॥ ટપકો પાડયો જામ ॥ વાસ થકી આવી કીડીયો, હો મુ૦॥ મરણ પામી તિણ ઠામ ॥ ધન૦ ॥ હો મુ૦ ॥૨॥ મુનિવર મનમેં ચિંતવે, હો મુ૦॥ કીધો ખોટો કામ ॥ કીડિયોની દયા વશે, હો મુ૦॥ મરણ લિયો તિણ ઠામ ॥ધન૦॥ હોમુ૦ ॥૩॥ સઘળો આહાર પરઠવ્યા થકી, હો મુ૦॥ અનરથ હોશે અપાર ॥ નિરવધ ઠોઠો માહરો, હો મુ૦॥ એસો નહિ કોઇ ઠાર ॥ ધન૦ ॥ હો મુ૦ ॥૪॥ થોડી વાર હુવા પછે, હો મુ૦॥ પીધો આપ શરીર ॥ દયા ભાવ દીલમાં વશો, હો મુ૦॥ છકાય જીવના પીર॥ ધન૦ ॥ હો મુ૦॥૫॥ થોડી વાર હુવા પછે, હો મુ૦ ॥ વેદન હુઇ અપાર ॥ નકે સર ઘાલ્યો નહી, હો મુ૦॥ તરણ તારણ સુખકાર ॥ ધન૦ ॥હો મુ૦ ॥૬॥ પૃથ્વી સામું જોઇને, હો મુ૦ ॥ ક્ષમાસાગર ગુણ ધીર ॥ બલિહારી ઇણ સાધુને હો મુ૦॥ ઝુઝયા કર્મ શુરવીર ॥ધન૦॥ હો મુ૦॥૭॥ સંથારો શુધ મને કરી, હો મુ૦॥ કીધો તેણે ઠામ ॥ આયુષ પૂર્ણ કરી ગયા, હો મુ૦ ॥ સર્વાર્થ સિદ્ધ વિમાન ॥ ધન૦ ॥ હો૦ મુ૦॥૮॥ તેત્રિશસાગરના આઉખે, હો મુ૦॥ ચ્યવિને મુગતિસિધાય ॥ઋષિ ચોથમલજી ઇમ ભણે, હો મુ૦ ॥ નિત્ય પ્રણમી જેપાય ॥ધન૦॥ હો૦ ॥૯॥

---

## अथ श्री भरत बाहुबलीनुं ढोढालियुं.

સ્વસ્ત શ્રી વરવા ભણી, પ્રણમી ઋષભ જિણંદ ॥ ગાશું તસ સુત અતિબળી, બાંહુબળિ મુની ચંદ ॥ ૧ ॥ ભરતે સાઠ સહસ વરસ, સાધ્યા ષટ ખંડ દેખ ॥ અતિ ઉચ્છવ આણંદશું, વનિતા કીધ પ્રવેશ ॥ રાયચક્રરત્ન આવે નહી, આયુદ્ધશાળા માંહ ॥ મંત્રીશ્વર ભરતને તદા, કહે સાંભળ તું નાહ ॥૩॥ સ્વામી તેં નિજ ભુજ બળે, વશ કીધા ષટ ખંડ ॥ પણ બાહુબળિ ભ્રાતનો, નવિ દીઠો ભુજ દંડ ॥૪॥ સુર નર માંહે કો નહી, તસ જીપણ સમરત્થ ॥ તો પ્રભુ તુમ બળ જાણશું, જો સહિશો તુજ હત્થ ॥ ૫ ॥ સુણતાં

મંત્રી વચણું ઈમ, ચક્રી હુવો સતેગ ॥ બાહુબળિ ભણી મોકલ્યો, નામે દુત સુવેગ ॥૬॥ ભટ રથ હયવર ઠાઠશું, દુતે કીધ પ્રયાણુ ॥ શુકન હુવા બહુ વંકઠા, પિણ સ્વામિની આણ ॥૭॥ ધરા ઓલંઘી અતિ ઘણી, આવ્યો બહોળી દેશ ॥ જિહાં કોઈ બાહુબળિ વિના, જાણે નહી નરેશ ॥૮॥ તક્ષશિલા નગરી જિહાં, બાહુબળિ ભૂમિંદ ॥ દુત સુવેગ જઈ તિહાં, પ્રણમ્યો પય અરવિંદ ॥૯॥ બાહુબળિ પુછે કુશળ, ભરતતણો પરિવાર ॥ ચતુરાઈ શું દૂત તવ, બોલે બોલ વિચાર ॥૧૦॥ આસન અર્ધું બેસવા, આપે સુરપતિ જાસ ॥ લક્ષ જક્ષ સેવા કરે, જગત કરે જસ આશ ॥ ૧૧ ॥ હેલે જીત્યા ખંડ ખટ, ખેદ ન હુતો કોય ॥ ઋષભદેવ સાન્નિધ્ય કરે, તસ કિમ કુશળ ન હોય ॥૧૨॥ પણ પ્રભુ તુમ આવ્યા વિના, માને સકળ નિરત્થ ॥ કામ નહી હવે ઢીલનું, સેવો પ્રભુ સમરત્થ ॥ ૧૩ ॥ નહિ તો જો તે કોપશે, કોઈ ન રહેશે તીર ॥ તસ ભુજ દંડ પ્રહાર એક, સહેસે તુજ શરીર ॥૧૪॥ એ સેના વળી એ ઋદ્ધિ, તિહાં લગેં જાણો સર્વ ॥ જિહાં લગેં એ કોપ્યો નહી, મૂકો તે ભણી ગર્વ ॥ ૧૬ ॥

## ઢાલ ૧ લી.

### ( રાગ બંગાળી. )

જારે શું તુજ મારૂ દૂત, બાહુબળિ બોલે થઈ ભૂત ॥ રાજા નહી નમે ॥ કોપે ચઢયો હું ત્હારો રે નાંહિ, એક મુઠિયે ધરૂ ધરતી માંહિ ॥ રાજા૦ ॥૧॥ એ આંકણી ॥ હું તો જાણતો તાત જી જેમ, ભાઈપણાનો હવે જાણ્યો પ્રેમ ॥રાજા૦॥ એહજ માહરો કહેજે ગુજ, જો બળ હોય તો કરજે ઝુજ ॥ રાજા૦ ॥૨॥ દેઇ ચપેટા કાઢયો દુત, વિલખો થઈ વનિતાયે પહુંત ॥ રાજા૦ ॥ સંભળાવ્યો સઘળો વિરતાંત, કોપ્યો ભરતપતિ જેમ કૃતાંત ॥ રાજા૦ ॥ ૩ ॥ રણભંભા વજડાવી જામ, સેનાસજ હુઈ સઘળી તામ ॥ રાજા૦ ॥ ક્રોડ સવાનિજ પુત્ર સકજજ, રણના રસિયા હુવા સજજ ॥ રાજા૦ ॥ ૪ ॥ લાખ ચોરાશી વર ગજરાજ, ઘોડા લાખ ચોરાશી સાજ ॥ રાજા૦ ॥ લાખ ચોરાશી રથ વાળ જાણુ, લાખચોરાશી ધૂરે નિશાણુ ॥ રાજા૦ ॥૫॥ પાયક છન્નુ કોડિ ગુઝાર, વિદ્યાધર કિન્નર નહી પાર ॥રાજા૦॥ એમ સુભટની કોઠા, કોડ, રણ રસે બાંધી હેડા હોડ ॥ રાજા૦ ॥૬॥ પૃથ્વી કંપી સેનાને પૂર, રજશું છાયો અંબર સુર ॥ રાજા૦ ॥ સોળ લાખ

વાજે રણતુર, ચક્રી ચાલ્યો સેનાને પૂર ॥રાજા૦॥૭॥ પહોંચ્યો બહેલી દેશની શીમ, સુણી બાહુબળી થયો અતિ ભીમ ॥ રાજા૦ ॥ ત્રણ લાખ બાહુબળિના રે પૂત, ક્રોધે ચઢયા જેણે જમના રે દૂત ॥રાજા૦ ॥૮॥ સેના સમુદ્ર તણે અનુહાર, કહેતાં કિમહી ન આવે પાર ॥રાજા૦ ॥ ચક્રીશ્વરની સેના સર્વ, તૃણ જેમ ગણાતો મ્હોટો ગર્વ ॥રાજા૦ ॥૯॥ પહેરી કવચ અસવારી કીધ, બાહુબળી રણ ડંકા દીધ ॥રાજા૦॥ ભરતે પહેર્યો વજાસનાહ, ગજ રતને ચઢયો અધિક ઉચ્છાહ ॥રાજા૦॥ ॥૧૦॥ બેહુ સામા આવ્યાં સેન, કંપ્યા ગગને પૃથ્વી જેણ ॥રાજા૦॥ ઘોડે ઘોડા ગજે ગજરાજ, પાળે પાળા અડે રણ કાજ ॥રાજા૦॥૧૧॥ ઝળકે ભાલા ભીમ ખડગ્ગ, તીરે છાયો ગગનનો મગ્ગ ॥ રાજા૦ ॥ શુર સુભટ લડે છે તેમ, નાંખે ઉલાળી ગજ કાંકરી જેમ ॥ રાજા૦ ॥૧૨॥ રૂધિર નદીયો વહે ઠામો ઠામ, બાર વરસ એમ કીધો સંગ્રામ ॥રાજા૦॥ બેહુમાં કોઈ ન હારયા જામ, ચમર સુધર્મેન્દ્ર આવ્યા તમામ ॥રાજા૦॥૧૩॥ તાતજી સૃષ્ટિ કરી છે એહ, કાંઇ પમ.ડો તેહનો છેહ ॥રાજા૦॥ ભાઇ દોય ગ્રહો રણ ભાર, જેમ ન હોય જનનો સંહાર ॥રાજા૦॥૧૪॥ માન્યું વચન બે ભાઇએ જામ, દેવે થાપ્યાં ત્યાં પાંચ સંગ્રામ ॥રાજા૦॥ દૃષ્ટિ વચન બાહુ મૂઠી ને દંડ, બેહુ ભાઇ કરે યુદ્ધ પ્રચંડ ॥ રાજા૦ ॥૧૫॥

( દોહા. )

અનિમિષ નયણે જોવતાં, ઘડી એક થઇ જામ ॥ ચક્રીને નયણે તુરત, આવ્યાં આંસુ તામ ॥૧॥ સિંહનાદ ભરતે કિયો, જાણે ફુટયો બ્રહ્માંડ ॥૨॥ ખેડા નાદ બાહુબળે, તે ઢાંકયો અતિ ચંડ ॥ ભરતે બાહુ પસારિયો, તે વાળ્યો જિમ કંબ ॥ વાનર જિમ હીંચે ભરત, બાહુબળિ ભુજ લંબ ॥૩॥ ભરતે મારી મુષ્ઠિકા, બાહુબળિ શિર માંય ॥ જાનુ લગે બાહુબળી, ધરતી માંહી જાય ॥૪॥ ગગન ઉછાળી બાહુબળે, મૂકી એહવી મૂઠ ॥ પેઠો ભરતેશ્વર તુરત, ધરતી માંહે આકંઠ ॥૫॥ ભરત દંડે બાહુતણો, ચૂર્યો મુગટ સહેર ॥ ભરત તણો બાહુબળે, કિયો કવચ ચકચુર ॥ ૬ ॥ બોલ્યા સાખી દેવતા, હાર્યો ભરત નરેશ ॥ બાહુબળિ ઉપર થઇ, પુલ વૃષ્ઠિ સુવિશેષ ॥૭॥ ચક્રી અતિ વિલખો થયો, વાચા ચૂકયો તામ ॥બાહુબળિ ભાઇ ભણી, મૂકયું ચક્ર ઉદ્દામ ॥ ૮ ॥ ઘરમાં ચક્ર ફરે નહી, કરી પ્રદક્ષિણા તાસ ॥ તેજે ઝળહળતું ચક્રું, આવ્યું ચક્રી પાસ ॥ ૯ ॥ બા-

હુબળિ કોપે ચઢયો, જાણે કરૂં ચકચુર ॥ મૂઠી ઉપાડી મારવા, ત ત ઉગ્યો દયા અંકૂર ॥૧૦॥ તામ વિચારે ચિત્તમેં, કિમ કરી મારૂં ભ્રાત ॥ મૂઠી પણ કિમ સંહરૂં, આવી બની દોય વાત ॥ ॥૧૧॥ હસ્તી દંત જે નીકળ્યા, તે કિમ પાછા જાય ॥ ઇમ જાણી નિજ કેશનો, લોચ કરે નર રાય ॥૧૨॥

---

## ॥ ઢાલ ૨ જી ॥

( જન વચને વૈરાગિયો હો ધ્રંના. એ દેશી. )

તવ ભરતેશ્વર વીનવે રે ભાઇ, ખમો ખમો મુજ અપરાધ ॥ હું ઓછો ને ઉછાંછળો રે ભાઇ, તું છે અતિહિ અગાધ રે॥ બાહુ બાળ ભાઇ, યું કયું કીજે એ ॥૧॥ એ આંકણી ॥ તું મુજ શિરનો શેહરો રે ભાઈ, હું તુજ પગની રે ખેહ ॥ એ સવિ રાજ્ય છે તાહરે રે ભાઇ, મન માને તસ દેય રે॥ બાહુ૦॥ યું ॥ ૨ ॥ હું અપરાધી પાપીયો રે ભાઈ, કીધાં અનેક અકાજ ॥ લોભ વશે મૂકાવિયા રે ભાઇ, ભાઇ અઠાણુંનાં રાજ રે ॥ બાહુ૦ ॥ યું૦ ॥ ૩ ॥ એક બંધવ તું માહરે રે ભાઇ, તે પણ આદરે એમ ॥ તો હું અપજશ આગળો રે ભાઈ, રહેશું જગમાં કેમ રે ॥ બાહુ૦॥ યું ॥૪॥ ક્રોડ વાર કહું તુજને રે ભાઇ, તાતજી ઋષભની આણ॥ એક વાર હસી બોલને રે ભાઇ, કર મુજ જન્મ પ્રમાણ રે ॥બાહુ૦॥ યું૦ ॥૫॥ ગુનોહ ખમો છે માહરો રે ભાઇ, બક્ષીસ કરીય પસાય ॥ રાખો રખે દુભણ કિશી રે ભાઈ, લળિ લળિ લાગું છું પાયરે ॥બાહુ૦॥ યું૦ ॥૬॥ ચક્રીને નયણે ઝરે રે ભાઈ. આંસુઢા કેરી ધાર ॥ તે દુઃખ જાણે તે ઉરે રે ભાઈ, કે જાણે કીરતાર રે ॥ બાહુ૦ ॥યું૦ ॥૭॥ નિજ વૈરી વનિતા ભણી રે ભાઈ, જાતાં ન વહે પાયા॥ હા? મૂરખ મેં શું કિયું રે ભાઈ, ઇમ ઉભો પસ્તાય રે ॥ બાહુ૦ ॥યું૦॥૮॥ વિવિધ વચન ભરતેશનાં રે ભાઇ, સુણિ નવિ રાચ્યા તેહ॥ લીધું વ્રત તે કયું ફિરે રે ભાઈ, જિમ હાથેળીમાં રેહ રે ॥બાહુ૦ ॥ યું૦ ॥ ૯ ॥ કેવળ લહી મુગતેં ગયા રે ભાઇ, બાહુબળી અણગાર ॥ પ્રાત સમય નિત્ય પ્રણમીએ રે ભાઇ, જિમ હોય જય જયકાર રે ॥ બાહુ૦ ॥યું॥ ૧૦॥ કળશ ॥ શ્રી ઋષભજિના સુપસાય ઇણિ પરે, સંવત સત્તર એકોતરે ॥ ભાદ્રવા શુદિ પડવાતણે દિન, રવીવાર ઉલટ ભરે ॥ વિમળવિજય ઉપઝાય સદ્ગુરૂ, શીશ તસ શ્રી શુભવરે ॥

બાહુબળિ મુનિરાજ ગાતાં, રામવિજય જયશ્રી વરે ॥ ૧૧॥ ઇતિ.

---

# अथ श्री गौतमपृच्छा.

પ્ર૦—શ્રી ગૌતમસ્વામી પૂચ્છા કરે કહોને સ્વામી વર્દ્ધમાન જી ॥ કેણે કર્મે નિરધન નિરવંશી, કેણે કર્મે નિષ્ફળ હોય ॥ કહોને સ્વામી વર્દ્ધમાન જી ॥૧॥

ઉ૦—પરધન ભાગે ને પર દમે, તેણે કર્મે નિરધન હોય ॥ હો વચ્છ ગોયમા સાંભળો ॥૨॥ થાપણુ મોસો રે જે કરે, તેણે કર્મે નિરવંશી હોય ॥ હો વચ્છ૦ ॥ ૩॥ ઘાત ઘાલે ગર્ભાવાસની, તેણે કર્મે નિષ્ફળ હોય ॥ હો વચ્છ૦ ॥૪॥

પ્ર૦—કેણે કર્મે વેશ્યા ને વીધવા, કેણે કર્મે નપુંસક હોય ॥ કહોને સ્વામી૦ ॥૫॥

ઉ૦—દુગંછા કરે જિન ધર્મની, તેણે કર્મે વેશ્યાજ હોય॥ હો વચ્છ૦ ॥૬॥ શિયળ ખંડીને ભોગ ભોગવ્યા, તેણે કર્મે વીધવા હોય॥ હો વચ્છ૦ ॥૭॥ વેશ્યાનો સંગજ જે કરે, તેણે કર્મે નપુંસક હોય ॥ હો વચ્છ૦ ॥૮॥

પ્ર૦—કેણે કર્મે ગર્ભથી ગળી જાવે, કેણે કર્મે પિઠી ભરયા જાય ॥ કહોને સ્વામી૦ ॥૯॥

ઉ૦—વાડી વેઠાવે કુણા મોગરા, તેણે કર્મે ગરભથી જાય ॥ હો વચ્છ૦ ॥૧૦॥ કુલ વિંધાવી કર્મ બાંધિયાં, તેણે કર્મે પિઠી ભર્યો જાય ॥ હો વચ્છ૦ ॥૧૧॥

પ્ર૦—કેણે કર્મે હુંઠાં ને પાંગળાં, કેણે કર્મે જાતિ અંધ હોય॥ કહોને સ્વામી૦ ॥૧૨॥

ઉ૦—જે જીવ કરે રે ચોરંગમાં, તેણે કર્મે પાંગળા હોય ॥ હો વચ્છ૦ ॥૧૩॥ આંખો કાઢે રે પર જીવની, તેણે કર્મે જાતિ અંધ હોય ॥ હો વચ્છ૦ ॥૧૪॥

પ્ર૦—કેણે કર્મે શોકય જ ઉપજે, કેણે કર્મે કલંક ચડંત ॥ કહોને સ્વામી૦ ॥૧૫॥

ઉ૦—વેરો ને વંચો રે જે કરે; તેણે કર્મે શોકય ઉપજંત ॥ હો વચ્છ૦ ॥૧૬॥ શાખ ભરીને કર્મ બાંધીયાં, તેણે કર્મે કલંક ચડંત ॥ હો વચ્છ૦ ॥૧૭॥

પ્ર૦—કેણે કર્મે વિષધર ઉપજે, કેણે કર્મે જશ હીણુ હોયા॥ કહોને સ્વામી૦ ॥૧૮॥

ઉ૦—રીસ ભર્યો મરે રે અણુઓલેડે, તેણે કર્મે વિષધર હોય ॥ હો વચ્છ૦ ॥૧૯॥ જે જીવ રાગેરે વ્યાપિયો, તેણે કર્મે જશ હીણુ હોય ॥ હો વચ્છ૦ ॥૨૦॥

પ્ર૦—કેણે કર્મે જીવ નિગોદમાં, કેણે કર્મે તિર્યંચમાં જાય ॥ કહોને સ્વામી૦ ॥૨૧॥

ઉ૦—જે જીવ મોહરે વ્યાપિયો, તેણે કર્મે નિગોદમાં જાય ॥ હો વચ્છ૦ ॥૨૨॥ જે જીવ માયામાં વ્યાપિયો, તેણે કર્મે તિર્યંચમાં જાય ॥ હો વચ્છ૦ ॥૨૩॥

પ્ર૦—કેણે કર્મે જીવ એકેંદરી, કેણે કર્મે પંચઇંદ્રિ હોયા॥ કહોને સ્વામી૦ ॥૨૪॥

ઉ૦—પંચઇંદ્રિ વશ નવી કરી, તેણે કર્મે એકેંદ્રિ હોય ॥ હો વચ્છ૦ ॥૨૫॥ પંચ ઇંદ્રિ જેને વશ કરી, તેણે કર્મે પંચઇંદ્રિ હોય ॥ હો વચ્છ૦ ॥૨૬॥

પ્ર૦—કેણે કર્મે જીવડો બહુ ભમે, કેણે કર્મે થોડેરો સંસાર ॥ કહોને સ્વામી૦ ॥૨૭॥

ઉ૦—જે જીવ મોહ મચ્છર કરે, તેણે કર્મે સંસાર ફરંત ॥ હો વચ્છ૦ ॥૨૮॥ જે જીવ વિનય ભગતિ કરે, તેણે કર્મે સંસાર તરંત ॥ હો વચ્છ૦ ॥૨૯॥

પ્ર૦—કેણે કર્મે જીવડો નીચ કુળે, કેણે કર્મે ઉંચ કુળે હોય ॥ કહોને સ્વામી૦ ॥૩૦॥

ઉ૦—દાન દીધાં રે અસૂઝતાં, તેણે કર્મે નીચ કુળે હોય ॥ હો વચ્છ૦ ॥૩૧॥ દાન દીધારે સુપાત્રને, તેણે કર્મે ઉંચ કુળે હોય ॥ હો વચ્છ૦ ॥૩૨॥

પ્ર૦—કેણે કર્મે જીવડો નરકમાં, કેણે કર્મે સ્વર્ગ વૈમાન ॥ કહોને સ્વામી૦ ॥૩૩॥

ઉ૦—જે જીભ લોભેરે વ્યાપિયો, તેણે કર્મે નરક મોઝાર ॥હો વચ્છ૦ ॥૩૪॥ દાન શીયળ તપ ભાવના, તેણે કર્મે સ્વર્ગ વૈમાન ॥હો વચ્છ૦ ॥૩૫॥

પ્ર૦—ગૌતમે કેવળ માગીયું, દોને સ્વામી વર્દ્ધમાન ॥ ઘોરે સ્વામી વર્દ્ધમાનજી ॥૩૬॥

ઉ૦---એણે મોહે કેવળ ન પામીએ, મોહથી ન હોય નિરવાણ ॥ હો વચ્છ૦ ॥૩૭॥

ગૌતમ કેવળ પામીયા, મહાવીરસ્વામી પોત્યા નિર્વાણ ॥ હો વચ્છ ॥ ૩૮॥



# અથ શ્રી મરુદેવીમાતાનું ચોઢાળિયું.

## ઢાલ ૧ લી.

( જોબનીયાનો લટકો રે દહાડા ચારનો. એ દેશી. )

માતાજી મરુદેવી રે ભરતને ઇમ કહે, ધન ધન પુત્ર મુજ કુળ તુજ અવતાર જો ॥ પણ દાદીનાં દુખડાં તેં નવિ જાણીયાં, કેઇ વિધ કરી તુજ આગળ કરૂં પોકારજો ॥ માતાજી મરૂદેવી રે, ભરતને ઇમ કહે ॥૧॥ એ આંકણી ॥ જે દિનથી ઋષભજીએ દીક્ષા આદરી, તે દિનથી મુજ આ સઘળું ન ખમાય જો ॥ આંખલડી અલુણી રે થઇ ઉજાગરે, રાત દિવસ મુજ નિદ્રા વિહુણા જાય જો ॥ માતા૦ ॥૨॥ તુજ સરિખો કાંઇ પુત્રજ માંહરે લાડકો, તાતની ખબર ન લેતો દેશ પરદેશ જો ॥ અનેક સુખ વિલસે તું રંગ મહોલમાં, ઋષભજી તો વનમાં વિરુએ વેષ જો ॥ માતા૦ ॥ ૩ ॥ ખરા રે બપોરે ફરતો ગૌચરી, શિર ઉઘાડે પાય અણુવાણે જાયજો ॥ અરસ નિરસ ઉનાં જળ મેલાં કપડાં, ઘર ઘર આંગણ ફરતો હીંડે સોય જો ॥ માતા૦ ॥૪॥ બાળલીલા મંદિરિયે રમતો આંગણે, યક્ષ વિદ્યાધર સોહમ ઇંદ્રને સંગ જો॥ હું દેખી મનમાંહી હૈડે હીસતી, ચોસઠ ઇંદ્ર આવી કરતા ઉલંગ જો ॥માતા૦ ॥૫॥ મ્હારાં રે સુખડાં તે સુત સાથે ગયાં, દુઃખનાં હૈડે ચઢી આવ્યાં છે પૂરજો ॥ પૂર્વની અંતરાય તે આજ આવી નડી, કેઈ વિધ કરીને ધીરજ રાખું ઉરજો ॥ માતા૦ ॥૬॥ પુરી અયોદ્ધા કેરો સુત તું રાજીયો, રાજ ઋદ્ધિ મંદિર બહોળો પરિવાર જો ॥ રાજધાનીના સુખમાં વાત ન સાંભરે, રાત દિવસ રહેતો રંગમહોલ મોઝાર જો ॥માતા૦॥૭॥ સહસ વરસ ઋષભજીને ફરતાં વહિ ગયાં, હજુ ખબર નહિ સંદેશો નવિ નામ જો॥ એવું તે કઠણ રે હૈડું કેમ થયું, સુગુણ સુતનાં એહવાં નવિ હોય કામજો ॥ માતા૦ ॥ ૮ ॥ ખબર કહાવો સુભટ બહુળા મોકલી, જુઓ તાત તણી ગતિ શી શી હોય જો ॥ સેવકના સ્વામી રે એહવું કહાવજો, નિજ માતા દિન

દિન વાટલડી જોય જો ॥ માતા૦॥૯॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( દેશી ઉપર પ્રમાણે. )

ઓલંભા એહિ વિધ સુની દાદી તણા, ભરત લળી લળી બોલે મધુરી વાણજો ॥તુંજ સુતની વાતો રે દાદી શી કહું, કેઈ વિધ કરી હું મુખથી કરૂં વખાણ જો ॥ ઓલંભા એહિ વિધ સુણી દાદી તણા ॥૧॥ એ આંકણી॥ પંચ મહાવ્રત સુધાં તુજ સુતે આદર્યાં, ટાળ્યા મનના ક્રોધાદિક જે ચાર જો ॥વૈર વિરોધ ઇંદ્રિ રે પાંચે વશ કરી, નવ વાડે શુદ્ધ પાળે છે બ્રહ્મચાર જો॥ ઓ૦ ॥ ૨॥ પંચ આચાર ને વળી પંચ સુમતી ગ્રહી, ત્રણ ગુપતિ આતમ વશ કીધો સોય જો ॥ સતાવીશ ગુણે રે કરીને શોભતાં, નિર્દોષી અણગાર મુનીશ્વર હોય જો ॥ઓ૦॥૩॥ બારે ને મસવાડા તપપૂરો તપ્યા, સંચિત કર્મ કિયાં તે સઘળા ચુર જો ॥ મોહ માયાનાં દળ સઘળાં ચુરણ કર્યાં, ચઢતે પ્રણામે વડિયો જેર રણ શુર જો ॥ઓ૦॥૪॥ સજન કટુંબની તેહને મન ઈચ્છા નહી, રાજ ઋદ્ધિ સિદ્ધિ તસ સકળ અકામ જો ॥અંતે તે અળગું એ સઘળું જાણિયું, તે છંડી જઈ વિચર્યાં અનેરે ધામ જો॥ઓ૦॥૫॥ ધન તે દેશ ને ધન તે નગર સોહામણું, ધન તેહની વન વાડી ધન શુભ ઠામ જો ॥ધન્ય ભૂમિ જિહાં પ્રભુજી પગ માંડતાં, જેણે વાંદ્યા તેનાં સિદ્ધ હુઆં સવિ કામ જો ॥ઓ૦ ॥૬॥ ઋદ્ધિ અનંતી આગળ તુમ સુત પામશે, શાશ્વતાં સુખ મુગતિ કેરાં જોય જો॥ થોડા રે દહાડામાં દાદી જાણજો, કેવળ મહોચ્છવ તુમ સુત કેરો હોય જો ॥ ઓ૦ ॥૭॥ ઇમ દાદીને ધીરજ દેતો દિન પ્રતે, સુણી સુણી દાદી ધીરજ ધરતી મન્ન જો ॥ આશાને વિલુદ્ધિ રે માડી નિત રહે, રોતી ઋષભનું ધ્યાન સુમનને તન્ન જો ॥ ઓ૦ ॥૮॥ સહસ વરસ ફરતાં ઇમ ઇણ વિધે થયાં, કર્મ ખપાવી સમવસરયા ઉદ્યાન જો॥ ઉગમતે સુરે રુખતણે ઉપન્યું, ઝળામળ જ્યોતિ નિર્મળ કેવળજ્ઞાન જો ॥ઓ૦ ॥૯॥ ઇણ અતસરમાં ભરત સભામાં વધામણી, પુરિમતાળે પિતાને કેવળનાણ જો ॥ કરજોડી સેવક જન માગે વધામણી, ભવ બંધનથી છોડી કરો નિરવાણ જો ॥ઓ૦ ॥૧૦॥

## ઢાલ ૩ જી.

( દેશી ઉપર પ્રમાણે )

નગરી અયોદ્ધામાં રે આણંદ ઉપન્યો, સુણિ સુણિ શ્રી આદી-

શ્વર સમવસરણ જો ।। ભરતેશ્વરે દાદીને જઈ વધાવિયાં, મુખથી કહેતા મીઠી અમૃત વાણુ જો ।। નગરી અયોદ્ધામાંરે આણંદ ઉપન્યો ।।૧।। એ આંકણી ।। સુણો દાદી વધાઈ આજ છે માહરી, પુરિમતાળે પિતાને કેવળજ્ઞાન જો ।। ત્રિગડું રે રચિયું મળી ચોસઠ દેવતા, ઇંદ્ર ઇંદ્રાણી ગંધર્વ કરતા ગાન જો ।। ન૦।।૨।। ચોસઠ ઇંદ્ર ત્રિગડે જિન પદ સેવતાં, દેવદુંદભીના નાદ હુવે છે રસાળ જો ।। દેવ ઘંટા ઝણુકારની આલે ગર્જના, છપ્પન કુંમારી મંગળ બોલે વિશાળ જો ।। ન૦ ।।૩।। ત્રિગડા કેરી રચના દાદી શી કહું, જોજનમાંહી દીસે ઝાકઝમાળ જો ।।સોવનમય કોશીશા રત્ન હીરે જડયા, રતને તોરણ દીસે રંગ રસાળ જો ।। ન૦ ।।૪।। કનક સિંહાસન મધ્યે મણિરત્ને જડયું, તિહાં બિરાજે ત્રિભુવન કેરો નાથ જો ।। બારે તે પર્ષદા મિલી કાંઈ એકઠી, નાચે અપચ્છરા ઓચ્છવ હુવે ઠાઠ જો ।।ન૦ ।।૫।। માતાજી વધાઇ ઇણ વિધ સાંભળી, આરતિ છાંડી ઉલટ હૈડે થાય જો।। સાત આઠ પગ સામા જઈ નીચે નમી, લળિ લળિ વાંદે ઋષભ જિણંદના પાય જો ।। ન૦ ।। ૬ ।। સહસ વરસનાં દુઃખડાં સમી ગયાં, ઉમંગ અંગે આનંદ રંગના રોળ જો ।। ભરતેશ્વરનાં દાદી લેતી વારણું, પુત્ર હુઓ એ સાચો તાહરો બોલ જો ।। ન૦ ।।૭।। માતાજી વંદન ઋષભ જિન કારણે, પાખરિયો ઐરાવત હસ્તિ સાર જો ।।બહુ મૂલાં આભરણને વસ્ત્રજ પહેરિયા, સાથે સખી મળી સુભટને અસવાર જો ।।૮।। બહુ આડંબરે વંદન કારણ સંચર્યાં, પંચ શબ્દ તણા આગળ હોય અવાજ જો ।। એક જીભે મુખથી કેમ જાએ વર્ણવ્યા, ધન્ય જેણે તે નિરખ્યા સર્વે સાજ જો ।। ન૦।। ૯।। ભાવે ચઢયાં માતાજી ચઢતે પ્રણામશું, તુટી જાળી કર્મ તણી જે ચૂર જો ।।દૂરેથી ત્રિગડું રે નયણે નિરખતાં, કેવળ લહ્યું જેમ ઉગ્યો અંબર સુર જો ।।ન૦ ।। ૧૦ ।। જન્મ મરણનાં દુઃખડાં રે સર્વ મટી ગયાં, શાસવતાં સુખ મુગતિ કેરાં પાય જો ।। ગુણી પુરુષના ગુણ ગાવે શુદ્ધ ભાવથી ઋષિ રાયચંદ વંદે તેહ મુગતિ જાય જો ।। ન૦ ।। ૧૧ ।।

## ઢાલ ૪ થી.

( સહજ સોભાગી હો, રાગી નંદન સાંભળો—એ દેશી. )

જંબૂદ્વીપે હો ક્ષેત્ર ભરતમાં, વિરહો મુગતિનો હોય ।। અઢાર

કોડાકોડી હો સાગર માંહેરે કહ્યો, મુગતિ ગયા નહી કોય ।। માતાજી મરૂદેવી હો મુગતિનો ખોલ્યો બારણો ।।૧।। એ આંકણી ।। પહેલાં પહોત્યાં નિરવાણુ ।। અંતક્રિયા તિહાં ભાંખી હો સુત્ર ઠાણુંગમાં, આગમ વચન પ્રમાણુ ।। માતાજી ।।૨।। ક્રોડપૂરવ લગેં હો સુવાસણુ રહ્યાં સતી, નિત નિત નવલારે વેષ ।। ભરજોવન માંહી રહ્યાં હો માતાજી જીવ્યાં જ્યાં લગેં, કાળાં ભમર રહ્યાં કેશ ।।માતાજી ।।૩।। કેળ સરિખી કાયા હો ઊંચી ધનુષ પાંચશે, સોવન વરણુ શરીર ।। સુપ્રાની માંહી હો કહિય ન જાણ્યું સાસરૂ, નહિ કોઈ જાણ્યું પીયેર ।।માતાજી।।૪।। ઔષધ એક ન લીધું હો માજી જીવ્યાં જ્યાં લગેં, કદિ કસર ન હુઈ પેટ, માંથું હાથ પગ પલક એક દુખ્યાં નહી, ક્રોઠ પૂર્વ લગેં ઠેઠ ।। માતાજી ।।૫।। પાંશઠ હજાર પેહેડી હો નજરે નિરખી આપણી, દાદીજીએ દીધાં નામ ।। એકહિ મુઓ કાને હો કોઇ નવિ સાંભળ્યો, મુખ દીઠો સવિ ઠામ ।। માતાજી ।। ૬ ।। ક્રોડ પૂરવ માંહી હો એકજ જણીયું જોઠલું, શ્રી મરુદેવીજી માત ।। ત્હારા સરીખા બેટા હો કિણુહીએ જનમ્યા નહી, તીન ભુવનકે નાથ ।। માતાજી।।૭।। દોય તો સુંદર હો સોવન વરણી શોભતી, પરણી ઋષભ જિણુંદ ।। ભરતક્ષેત્ર માંહી હો વિવાહ પહેલો હુવો, સૂત્રમાં સર્વ સંબંધ ।।માતાજી૦।।૮।। એકસો પોત્રા હો દાદીએ નયણે નિરખીયા બ્રાહ્મી સુંદરી દોય ।। સર્વ કબીલો સુખીયો હો દુઃખીયો એક ન દેખીયો, એહવું પુણ્ય કેહનું ન હોય ।। માતાજી૦ ।।૯।। ષટખંડ કેરો સ્વામી હો ભરત ભરતનો ધણી, અરજ કરે કરજોડ ।। દાદીને પાયે લાગે હો મુજરો લેજયો માહરો, મુખ આગેં મદ મોદ ।। માતાજી૦ ।। ૧૦ ।। હસ્તી હોદે બેઠાં હો નજરે નિરખી પુત્રને, હરખે ઋષભને જોય ।। મરૂદેવી માતા હો મનશુ જીત્યા મોહની, કેહનું સગું નહી કોય ।। માતાજી૦।।૧૧।। કેવળ જ્ઞાન પામી હો,માતાજી મુગતેં ગયાં ।। હસ્તિ હોદે વીતરાગ ।। પછે શિવ પહોત્યા હો, અસંખ્યાતા કેવળી, ખોલ્યો મુગતીનો માગ ।। માતાજી૦ ।।૧૩।। સાધુ સાધવી હો તીર્થંકર ચોવીશના, પહોત્યા મુગતિ મોઝાર ।। મરૂદેવીમાતા હો મુગતિનો ખોલ્યો બારણો જડીયો જંબુકુમાર ।।માતાજી૦।।૧૨।। તીર્થંકર ચક્રી હો હળધર કેશવા, વળી રાણા ને રાય ।। એહવી માતા હો સ્ત્રી ન હુઇ ભરતમેં, એહ ચોતીશની માય ।। માતાજી૦ ।।૧૪।। માજી સરીખાં સુખીયાં હો કાને કોઇ ન સાંભળ્યાં, જોયું સુત્રે ઠેરઠેર ।। ઋષિરાયચંદજી હો ઢાળો જોડી

જુગતિશું, આછો સેહેર અજમેર ॥ માતાજી૦ ॥ ૧૫ ॥ સંવત અઢારશે હો વરસ પંચાવને, ગ્રીષ્મ જેઠજ માસ ॥ પૂજ્ય જેમલજી હો પુન્ય પસાયથી, જ્ઞાન અભ્યાસ ॥ ૧૬ ॥ ઇતિ. ॥

---

# अथ श्री अइमुत्तानी सज्झाय.

વીર જિણંદ વાંદીને ગૌતમ, ગૌચરિયે સંચરિયા ॥ પોલાસપુર નગરીમાં મુનિવર, ઘર ઘર આંગણ ફરિયા ॥ આઘા આમ પધારો પૂજ્ય, અમ ઘર વહોરણ વેળા ॥૧॥ એ આંકણી ॥ ઇણે અવસરે અઇમુત્તે રમતાં, મન ગમતા મુનિ દીઠા ॥ કંચન વરણી કાયા દેખી, મનમાં લાગ્યાં મીઠાં ॥ આઘા૦ ॥૨॥ બોલે કુમર અમિરસ વાણી એહ, કહો અભિરામે ॥ ખરે બપોરે પાય અણવાણે, ભમવું તે કિણ કામે ॥આઘા૦ ॥૩॥ સાંભળ રાજકુમાર સોભાગી, શુદ્ધ ગવેષણા કીજે ॥ નિર્દૂષણ ને નિરતિચારી, ભાવે ભીક્ષા લીજે ॥આઘા૦॥૪॥ આવો આજ અમારે મંદીર, કહેશો તે વિધિ કરશું ॥ જે જોઇએ તે જુગતિ કરીને, ભાવે ભિક્ષા ધરશું ॥ આઘા૦ ॥૫॥ એમ કહી ઘર તેડીં ચાલ્યા, આવ્યા મન આણંદે ॥ અઇમુત્તાશું ગૌતમ દેખી, શ્રી વીપય વંદે ॥આઘા૦॥૬॥ આજ અમારે રત્ન ચિંતામણિ, મેહ અમીરસ વુઠયા ॥ કે અમ આંગણ સુરતરૂ ફળિયા, અમ પર ગૌતમ તુઠયા ॥આઘા૦॥૭॥ રે બાલુડા બહુ બુદ્ધિવંતા, ગૌતમ ગણધર આવ્યા ॥ થાળ ભરી મીઠા મોદક, ભાવ સહિત વહોરાવ્યા ॥ આઘા૦ ॥ ૮ ॥ પય પ્રણમી અઇમુત્તો પૂછે, કિહાં વસો કિરપાળ ॥ વીર સમીપે વસિયે સુણીને, સાથે ચાલ્યા સુકુમાર ॥આઘા૦॥૯॥ કુમર કહે એહ ભાજન આપો, ભાર ઘણો તુમ પાસે ॥ ગૌતમ કહે અમે એહને દેઇએ, ચારિત્ર લે પ્રભુ પાસે ॥આઘા૦॥૧૦॥ ચારિત્ર લેઇશ હું પ્રભુ પાસે, ઝોળી દિયે મુજ હાથે ॥ ગૌતમ પુછે અનુમતિ કેહની, માયે મોકલ્યા અમ સાથે ॥આઘા૦॥૧૧॥ વીર વાંદી જિન વાણી સુણીને આવ્યા ઘર ઉલ્લાસે ॥ અનુમતિ આપો માતા મુજને, દીક્ષા લેઉ પ્રભુ પાસે ॥આઘા૦॥૧૨॥ શ્રીદેવી કહે સુણ નાનડિયા, સંયમની શી વાતો, શું જાણે તું બાળપણામાં, આગમના અવદાતો ॥આઘા૦॥૧૩॥ વિનય કરીને માત પીતાને, કહે કુમરકુળ ભાણું ॥ જે જાણુ તે હું નવી જાણું, નવિ જાણું તે જાણું ॥આઘા૦॥૧૪॥ એક દિવસનું રાજ્ય કરીને, માય

મનોરથ પૂરે ॥સંયમ લીધો વીર જિન પાસે, દુર્ગતિ કરવા દૂરો ॥ આધા૦॥૧૫॥ સ્થવિર સાંથે ઠંડીલે પહોત્યા, નીર વહંતો દીઠો ॥ પાળ બાંધીને પડઘો મ્હેલ્યો, કૌતક લાગ્યો મીઠો ॥આધા૦॥૧૬॥ ન્હાંનું સરોવર ન્હાનું ભાજન, નાવ કર્યું અઇમુતે ॥ રઢિયાળી રમત દેખીને, બાળ ક્રિડા કરી રમતે ॥આધા૦॥૧૭॥ મધુરે વચને મુનિવર બોલ્યા, નાવા તરતી જોઇ ॥રમતા દેખી ઋષિસર બોલે, હિંસાં જીવની હોઈ ॥ આધા૦ ॥૧૮॥ બોલાવી કહે મુનિ બાળકને, એ આપણુ નવિ કીજે ॥છકાય જીવ વિરાધન કરતાં, દુગતિનાં ફળ લીજે ॥ આધા૦ ॥૧૯॥ લાજ ઘણી મન માંહે ઉપની, સમવસરણ બિચ આયા ॥ ઇરિયાવહિને તિહાં પડિકમતાં, ધ્યાન શુકળ મન ધ્યાયા ॥ આધા૦॥૨૦॥ સ્થવિર જઈ ભગવંનને પુછે, ભવ કેટલા હવે કરસે ॥ ચરમ શરીરી છે અઇમુતો, ઇણ ભવ મુગતિ વરશે ॥આધા૦॥૨૧॥ પંચ આચાર શુદ્ધ મને પાળી, અંગ અગીઆર મુખ કીધાં ॥ગુણ રત્ન સંવચ્છર તપ કીધો, અંતગડ કેવળી સિધ્યા ॥આધા૦॥૨૨॥ અંતગડ ભગવતિ મધ્યે, એહ કહ્યો અધિકાર ॥રત્નસાગર કહે એહ મુનિં વંદુ, અઇમુતો અણગાર ॥ આધા૦ ॥૨૩॥ ઇતિ ॥

---

## अथ श्री अध्यात्मक पद.

( રાગ ધનાશ્રી. )

દોડતાં દોડતાં પંથ કપાય તો, જુઓ ઘાંચી ઘર ઉંટ ॥દિન સાજામેં દોડતો હીંડે, થાકી જાવે ત્રુટ ॥હો સમજુ, જ્ઞાન નયન નિજ ખોલો ॥૧॥ કરણી પાર ઉતરણી કહીને, જગને, જુઠ સમજાવે ॥ જ્ઞાન રહિત જેમ રાત અંધારી, પરમાર્થ કેમ પાવે ॥હો૦ સ૦ ॥૨॥ સાઠ સહસ્ર વર્ષનો તાપસ, બાળ તપસ્વિ કહિયો ॥દેત્રપણાંમાં જ્ઞાન જો પામ્યો, તો ભવ એકજ રહિયો ॥હો સ૦ ॥૩॥ જ્ઞાનસહિત જે ક્રિયા કરે તે,હોય કલ્યાણને કાજે ॥ એકાંત જ્ઞાનતણો આરાધક, નિજ ગુણમાં નિત રાજે ॥હો૦ સ૦ ॥૪॥ સુત્ર રહસ્યને સમજી શાણા કરો ક્રિયા ભલે સાચી॥ બોધિબીજ વિન ગદ્ધા મજુરીમાં, મત રહેજો કોઇ રાચી ॥હો સ૦ ॥૫॥ ભેદાભાવ છે જ્ઞાન દર્શનમાં, પ્રથમ દર્શન પછી જ્ઞાન ॥વિનયસહિત શ્રી સદગુરુ સેવી, પામો પદ નિર્વાણ ॥હો સ૦॥૬॥

---

# અથ શ્રી શાલિભદ્રનો સલોકો.

સરસતિ માતા તમ પાયે લાગું, કહેવા સલોકો વરદાન માગું શાળિભદ્રનો કહું રે સલોકો, એક મને કરિ સાંભળજો લોકો ॥૧॥ જેહને સાંભળે મહા સુખ થાય, નવખંડ ધરતીમાં તેહ વંચાય ॥ચોવીશમાં તીર્થંકર મહાવીર જાણું, તેહના મુનિવરનાં ગુણ વખાણું ॥૨॥મગધદેશ દેશમાં અધિકારી, રાજગૃહી નગરી અલકા અનુહારી॥ માંહી વસે છે મ્હોટા વેપારી, જેહની કીર્તિ જગ માંહે સારી ॥૩॥ દાન પુન્ય ને ધર્મનાં તાજા, રાજ્ય કરે છે શ્રેણીક મહારાજા ॥ જેહની વરતે અખંડ આણ, તેહની નગરીનાં કરૂં વખાણ ॥૪॥ જોજન ચાળીશ ઉપર આઠ, ગઢ કોશીશા કોરણીનો ઠાઠ ॥વાવ્ય સરોવર વાડી અતિ ભારી, શોભિત ઉપાશ્રય ધર્મશાળા સારી ॥પ॥ તેહની નગરીમાં મ્હોટો વેપારી, ગૌભદ્ર શેઠ ઘર ભદ્રા છે નારી॥ તેહનો નંદનદેવ અવતારી, શાળીભદ્રને બત્રીશ છે નારી ॥૬॥ સંગમને ભવે સુકૃત કીધો, મુનીને ખીરનો દાનજ દીધો ॥ પિતાજી બેઠા દેવલોક મોઝાર, નવાણુ પેટી નિત આવે ઉદાર ॥૭॥ ગોખે તે બેઠાં રાજા ને રાણી, વણઝારો આવ્યો ઠકુરાઈ જાણી ॥ મસ્તક નમાવી કહું છું મહારાજ, રત્નકંબળ લેઈ આવ્યો છું આજ ॥૮॥ બે કરજોડી પદમણી બોલે, આજ નહી કોઇ તુમારે તોલે ॥થાપણને કાજે લોબડી લીજે, એહ મનોરથ પુર્ણ કરીજે ॥૯॥ જોઇ નિરખીને મૂલ્ય કરાવે, એક કંબળનું મૂલ્ય ઠરાવે ॥વણઝારો ભાંખે એક વચન્ન, સવાલાખનું કંબળ રતન્ન ॥૧૦॥ મૂલ્ય કરાવી રાજા તે ડરીયો, વણઝારો નગરી માંહિ પરવરિયો ॥શેઠ પારેખ દોશી વખાણું, ફાંદાળા મ્હોટા ધનવંત જાણું ॥૧૧॥ સાચો સંઘવિ તે બાવન વીર, લખમીયે પુર્ણ ભર્યાં વઠ ચીર॥ મૂલ્ય કરાવી થરથરી જાય, વણઝારો મનમાં દીલગીર થાય ॥૧૨॥ રત્નકંબળ એ રાખેરે જેહ, એહવો ઇભ્ય બતાવો તેહ॥ શાળીભદ્ર છે ગામ મોઝાર, રત્નનાં તોરણ બાંધ્યા છે બાર ॥૧૩॥ મંદિર પુછીને વણઝારો જાય,ઋદ્ધિ દેખીને વિસ્મય થાય ॥ *સિંઘાસણ બેઠાં શાળિભદ્ર માય, રમઝમ કરતી સાહેલી આય ॥ ૧૪ ॥ એકેક સાહેલી ચાંપે છે પાય, એકેક સાહેલી ઢાળે છે વાય ॥ ગાય ગી-

* પાઠાંતરે-સિંઘાસણ બેઠાં શાળિભદ્ર માય, રમઝમ કરતી વહુવારૂ આય ॥ ચાર વહુવારૂ ચાંપે છે પાય, બાકીની સઘળી ઢાળે છે વાય ॥

તને બોલે રસાળ, એહવો વણઝારે દીઠો તે ખ્યાલ ॥૧૫॥ શાળિભદ્ર તો સૂખજ માણે, વણજ વેપારને કાંઇ ન જાણે ॥ રત્નકંબળ લેઈ વણઝારો આવે, જોઈ નિરખીને મૂલ્ય ઠરાવે ॥ ૧૬ ॥ વણઝારો ભાંખે એક વચન્ન, સવાલાખનું કંબળ રતન્ન ॥ માણેક મોતી રત્ન ને હીરા, વીશ લાખ લેઇ ચાલ્યા તે વીરા ॥૧૭॥ સોળના કટકા કર્યા બત્રીશ, વહુઅરોને તવ ઉપની રીશ ॥ પગ લોહીને નાંખી તે દીધા, એવાં ભેટણાં અમને શું કીધાં ॥ ૧૮ ॥ વાત સાંભળી ચેલણા રાણી, કહે જમું નહી અન્નને પાણી ॥હઠ જાણીને રાજા તેડાવે, વણઝારો આવી વાત બનાવે ॥૧૯॥ સાંભળી શ્રેણિક પામ્યા ઉલ્લાસ, જોવા જાઉં હું એહની પાસ ॥શુર સુભટશું રાજા પરવરીયા, આવાસ દીઠા રત્નમય જડિયા ॥ ૨૦ ॥ નીલ રતન જિમ પાણિયે ભરિયા, અભયકુમાર છે બુદ્ધિના દરિયા ॥ નાંખી મુદ્રિકા જોવે તપાસી, ચોથી ભૂમીએ બેઠા વિમાસી ॥૨૧॥ ભદ્રા માતા તે તેડવા જાય, પુત્ર આવ્યા છે શ્રેણિક મહારાય ॥ શ્રેણિક આવે તેઃ વખારે ભરજ્યો, લાભ જાણીને વણજજ કરજ્યો ॥૨૨॥ નહિ નહિ પુત્ર એહ કરિયાણો, શ્રેણિક નામે રાજા એ જાણો ॥જેહની છત્ર છાયામાં રહીએ, આણા તેહની આપણે વહીએ ॥૨૩॥ આળસ છાંડીને કુમર ઉઠે, ચાલ્યા તવ તે માતાની પૂઠે॥ રતન આગળ ધરીયાં છે ચાર, આવી રાજાને કર્યો જુહાર ॥ ૨૪ ॥ ખોળે બેસાર્યો શાળીકુમાર, ધન મોરી નગરી ધન્ય અવતાર ॥ રાજાજી ભાખે સુણો કુમાર,જઈ ભોગવો સુખ સંસાર ॥૨૫॥ ભદ્રાજી ભાંખે રાય અવધારો, ભોજન કરીને પછે પધારો ॥ નવણ કરવા બેઠા છે જીહાં, વીંટી પડી ગઈ કુઇમાં તીહાં ॥ ૨૬ ॥ રાજા તિહાં તવ ખેદજ પાવે, ભદ્રાજી કુઇથી થાળ ભરાવે ॥દેખી ઘરાણામાં મુદ્રિકા છપી, એહની ઋદ્ધિ દીસે અસંખી ॥૨૭॥ ભોજન કરીને રાય પધારે, શાળીભદ્ર તો મનમાં વિચારે ॥માહરે માથે દીસે છે ધણી, તો હવે છંડુ ઋદ્ધિ એ ઘણી ॥૨૮॥ દિન પ્રત્યે છંડે અકેકી નાર, પછીથી સંયમ લેવો નિરધાર ॥ બ્હેન સુભદ્રા શાળિભદ્ર પ્યારી, ધન્નાશાહની મ્હોટેરી નારી ॥૨૯॥ સ્વામીનો વાંસો ચોળે છે જેહવે, ભાઈની વાત સાંભળી તેહવે ॥ આંખમાં આંસુ વહે અપાર, ધન્નોશાહ પુછે કિમ રૂવે નાર ॥૩૦॥ હાથી ઘોડા રથ છે ઘણાં, દાસ દાસીનિ નહિ કાંઈ મણા ॥તાહરૂં કહેણુ લોપે ન કોઈ, શાળિ સરિખો બંધવ જોઇ ॥૩૧॥ ધન્નાશાહની મ્હોટેરી નારી, તાહરે દુઃખ શું છે રે પ્યારી ॥સુભદ્રા

ભાંખે સુણો પ્રાણેશ, મ્હારે બીજું નહિ દુઃખ લવલેશ ॥૩૧॥ બંધવ છંડે એકેકી નાર, પછી લેશે તે સંયમ ભાર ॥ ધન્નો કહે તે મૂરખ દીસે, તાહરો બંધવ વીસવા વીસે ॥૩૩॥ જેહને લેવો સંયમ ભાર, છાંડયાનો તે હવે કીશો વિચાર ॥ કહેતાં તો સ્વામી સોહેલું એમ, છંડી જુઓ તે છંડાય કેમ ॥ ૩૪ ॥ સુણી નારીનાં વચનજ એવાં, ધન્નોશાહ ઉઠયા સંયમ લેવા ॥ આવી સાળાને ભાંખે છે એમ, કાયર થઇને બેઠો છું કેમ ॥૩૫॥ શાળીભદ્ર ને ધન્નો તેવાર, વીર પ્રભુપેં સંયમ ધાર ॥માસ ખમણ કરે ઉદાર, સંયમ પાળે નિરતિચાર ॥૩૬॥ દોય મુનિવર ભગવંત સંગે, મહિયલ માંહિ વિચરે છે રંગે ॥ એક દિન રાજગૃહી ઉદ્યાન, પધાર્યા પ્રભુ શ્રી વર્દ્ધમાન ॥૩૭॥ માસખમણું પારણું આય, વહોરાવશે તમને તમારી માય ॥ માતાને ઘેર આવે જિવાર, વાંદવા સહુ કો થાય તૈયાર ॥૩૮॥ પાછા વળીને નગરીમાં જાય, ગોચરી કરવા તે મુનિરાય ॥પુરવલા ભવની મહિયારી માત, તેણે વહોરાવ્યું ગોરસ ભાત ॥ ૩૯ ॥ ગોચરી કરી પ્રભુપેં આવે, પારણુ કરી મહા સુખ પાવે ॥ બાર વર્ષની દીક્ષા તે પાળે, અતિચાર કાંઇ સઘળા તે ટાળે ॥ ૪૦ ॥ એક માસનો કીધો સંથારો, અનુત્તર વિમાને લીધો અવતારો ॥ એક ભવ કરી મુગતિમાં જાશે, માહા વિદેહમાં માહા સુખ પાશે ॥ ૪૧ ॥ એહ સલોકો સુણે ને ગાય, તેહનાં પાતક દુર પલાય ॥ એહ સલોકો શોધી શુધ કીધો, ઋષિ ખોડાજીનો મનોરથ સીધ્યો ॥ ૪૨ ॥ ઇતિ. ॥

---

## अथ श्री उपदेशी सज्झाय.

( બ્હેની રે અમને વ્હાલા શ્રી મહાવીર. એ દેશી. )

જાવું જરૂર મરી, જીવડારે ત્હારે જાવું જરૂર મરી ॥એ આંકણી॥ અનંતકાળથી ભવમેં ભટકતાં, પુન્યે નર દેહ ધરી ॥જી૦॥ મળ મુત્રમાં ઊંધે શીર લટકયો, જ્યું વડે વાગુળી ॥ ૧ ॥ ગર્ભવાસની અંદર તુજને, વેદન અનંતી પરી ॥જી૦॥ જન્મ ટાણે મહાકષ્ટ સહ્યાં, તે તો જાણે એક હરી ॥જી૦॥ ૨॥ સંસારનો જબ વાયુ વાયો તબ, વેદન ગયો વિસરી ॥જી૦॥ પયપાન માતાનું કરીને, જોબન વય વરી ॥જી૦॥ ૩॥ કામની સાથે પ્રેમ કરીને, કર્મ બંધનો કરી ॥ જી૦ ॥ માત પિતાથી જુદો પડીને, વસ્તુ ઘરમાં ભરી ॥જી૦॥ ૪॥ છોરૂ ત્રિયા

ની ટાપટીપ તું, કરતો પળ પળ ધરી ાાજીા સદગુરૂથી નિત્ય દૂરે ફરતો, જયું સાધુસંતથી હરી ાાજીાાપાા ગયો જોત્રનને આયો બુઢા પણ, શરીર ગયો જરજરી ાાજીાા ઝાંખી આંખના દેવ થયા વળી, ઉજડ કરણપુરી ાાજીાા૬ાા ઊંબર ડુંગર પાદર પરદેશ, ગોળી ગંગા સરી ાાજીાા હૃષ્ટપુષ્ટ કાયા ઘટી, ને લીલરી દેહે વરી ાાજી૦ાા૭ાા વૃદ્ધવયમાં કુટુંબ કબીલે, ચાકરી નવિ કરી ાાજીાા અંતકાળે જિન નામ ન લીધું, મ્હારૂં મ્હારૂં કરી ાાજીાા૮ાા મરતી વખતે બુરે હવાલે, જીવ ગયો નીસરી ાાજીાા જન્મ મરણની વેદન સુણતાં, હૈડો જાય થરથરી ાાજીાા૯ાા વીતરાગનું નામ વિસારી, દુર્ગતી હાથ ધરી ાા જી૦ ાા નરક નિગોદના કારાગૃહમાં, બેસીશ કેમ તું ઠરી ાા જી૦ ાા૧૦ાા ધર્મ મર્ગ મૂકીને પામ્યો, લખ ચોરાશી પરી ાાજીાા વીર મુનિ કહે ધર્મ કરો તો, સંસાર જાઓ તરી ાા જી૦ ાા ૧૧ ાાઇતિાા

---

## અથ શ્રી દાનની સજ્ઝાય.

શંખરાજા ને જશોમતિ રાણી, વહોરાવ્યો દ્રાક્ષ તણો પાણી ાા જિણશું નેમિ રાજીમતિનો પદ પાયો, અહો દાન વડો જગ માંયો ાા૧ાા એ આંકણી ાાશેઠાણીએ રયણકંબળ દીધો, સાધુને કોઠે બહુ સુખ કીધો ાા જિણશું માતા મરૂદેવી થાયો, અહોાારાા માગી તાગીને દીધો ખીરો, ઘાલી ગોભદ્રશેઠ ઘરે શીરો ાાભદ્રાયે શાળિભદ્ર બેટો જાઓ, અહો૦ ાા૩ાા સુદત્ત મુનિને દાનજ દીયો, સંસાર કંતારનો પાર કીયો ાા કુમર સુબાહુ સૂત્રે ગાયો, અહો૦ ાા ૪ ાા સુણિયો શાહ ધન્નસાર્થવાહો ઘ્રત દાનતણો લીધો લાહો ાા જિણશું હુઆ આદેસર જિનરાયો, અહો૦ ાા૫ાા રેવતીયે બીજોરાપાક દીયો, તિણશું વીરના તનનો દાઘ ગીયો ાા ગોત્ર તીર્થંકર ઉપજાયો, અહો૦ ાા૬ાા મન શુદ્ધેથી પોષ્યા મુનિરાયો; જિણશું ષટ ખંડની ઋદ્ધિ પાયો ાા ભરતેશ્વર સહુને મન ભાયો, અહો૦ ાા ૭ ાા જેણે નિજ હાથે સુકૃત કીધો, તેણે નર ભવનો લાહો લીધો ાા જિકે ભવસાયર છેડો પાયો, અહો૦ાા૮ાા મીલે ખાવણ ઘી ને બાટી, તે તો પૂરવ પુણ્યતણી ખાટી ાા પૂરવ પુણ્ય સુકૃત પાયો, અહો૦ ાા૯ાા મ્હોટા મ્હોટા રાણા રાજા, જ્યારે વાજ રહ્યાં નોબત વાજાં ાા જ્યારે મુખ આગળ પાળા જાયોાાઅહો૦ ાા૧૦ાા પહેરણ કપડાં મીલે ખાસાં, જ્યારી હજારો લોક કરે આશા

જ્યારે મુખ આગળ પાળા જાયે, અહો ॥૧૧॥ સાધુ સુપાત્ર પ્રેમે પોખો, આસના વાસના કરી સંતોખો ॥જેથી ભવોભવ હોય સુખદાયો, અહો૦ ॥૧૨॥ નવ નિધાન હાથી ને ઘોડા, વળિ ઝવેર જડિત કુંડળ જોડા ॥હુઆ શેઠ સેનાપતિ ને રાયો, અહો૦ ॥ ૧૩ ॥ ચક્રી બળને વાસુદેવો, વળી જુગાળિયાનાં સુખ લેવો ॥ દાનશું કમી ન રહે કાંયો, અહો૦ ॥ ૧૪ ॥ ચંદનબાળાયે બાકુળા દીધા, વીર તણા અભિગ્રહ પુરણ કીધા ॥ શિવપુર પહોંત્યાં કેવળ પાયો, અહો૦ ॥ ૧૫ ॥ જેહ ભાત પાણીની અંતરાય કરશે, તે ભવસાયર ફેરા ફરશે ॥ એમ બોલ્યા શ્રી જિનરાયો, અહો૦ ॥ ૧૬ ॥ ઇતિ. ॥

---

# अथ श्री उपदेशी सज्झाय.

ઘડી એક તણો વિશ્વાસ, શ્વાસનો નાણો રે ॥અણચિંત્યો આવશે કાળ, તણો તે આણો રે ॥૧॥ જેમ તોરણે આવ્યો વિંદ પાછો નહિ વળશે રે ॥ત્હારા સજ્જન કુંટુંબ પરિવાર. સહુ ટળવળશે રે॥૨॥ ગ્રહે સાપ ઊંદરને જેમ, ચીડી સિંચાણોરે ॥ જમરાજા કોપે ત્યાંહી, નથી ઠેકાણો રે ॥૩॥ જેમ તેતર ઉપર બાજ, મચ્છ ને બગલો રે ॥ ત્હારી નવલ સુરંગી દેહ, કરી દેશે ઢગલો રે ॥૪॥ સાવજ મુખથી કુરંગ, ન શકે નાસી રે ॥ અચાનક આવી કાળ, દેશે ગળે ફાંસીરે ॥૫॥ વળે દળ વાદળને પૂર, વિવિધ પ્રકારે રે ॥ પણ કાળ ઓચિંતો કોઈ, પાછો નવિ વાળે રે ॥ ૬ ॥ દેવ દાનવ માનવ ઇંદ્ર, સૂરજ ને ચંદા રે ॥તીર્થંકર ચક્રિ કેશવ, રામ મુણિંદા રે ॥૭॥ નૃપ શેઠ સેનાપતિ ઇભ્ય, તલાર ટળાટી રે ॥ તેને બાળી કીધા રાખ, હુઇ ગઇ માટી રે ॥૮॥ હુતી ચોકી આડી સાત, દૈતને જુદ્ધારે ॥બીડી બખતર પહેરી ટોપ, ગ્રહી આયુદ્ધા રે ॥૯॥ આવ્યો કાળસેન કોટવાળ, નાંખ્યા સવિ ઉંધા રે ॥ તેણે ભક્ષા ત્રણ્યે લોક, લાગી બહુ ક્ષુધારે ॥૧૦॥ શું ધરવી આશા મ્હોટી, ખોટી શુથાવું રે ॥ તજી રમણી રાજ્ય ભંડાર અંતે જાવું રે ॥૧૧॥ ધરીયા કેશરીયા વેશ, સોહે લેરખડારે ॥ કાને કુંડળ હૈડે હાર, બાંહે બેરખડા રે ॥૧૨॥ કડા પોંચી બાજુબંધ વેઢ ને વીંટીરે ॥શિરપર બાંધી રૂડી પાગ, સોનેરી લીંટીરે ॥૧૩॥રૂડી કુંકુમ વરણી કાય, છાયા નિરખેરે ॥રૂપે રંભા સરખી નાર, દેખી દિલ હરખેરે ॥૧૪॥ મુખ આંખ ને મટકે મોહ્યો, કરને લટકેરે ॥અણતેડયો આવી કાળ,

ગળી જશે ગટકે રે ॥૧૫॥ ત્હારે સુંદર મંદિર મ્હોલ, ઝળકતી જ્યોતી રે ॥ કાંઈ પુલે ગુથી સેજ જડીયાં મોતી રે ॥૧૬॥ પોઢે ઓઢી પટકુળ, મુખમલ ધોતીરે ॥ પંખાથી પવન ઝકોળ, નિંદ્રા હોતી રે ॥૧૭॥ આવ્યો જમ દંડીદુત, સાહ્યો ગોતી રે ॥ રહી રડતી પડતી માત, રમણી રોતી રે ॥૧૮॥ આ કાચી કાયા છાયા, જેસી બાદલકી રે ॥ જબ ઉઠ ચલેગો હંસ, માટી જંગલકી રે ॥૧૯॥ જેવો ખોટો સંધ્યા વાન, પિંપળ પાનરે ॥ કાચી માટી કેરો કુંભ, કુંજર કાન રે ॥૨૦॥ ઢંગ રહિત પતંગનો રંગ, થાએ ભંગ રે ॥ વળી કાચના કૂંપા રૂપ, એહી અંગ રે ॥ ૨૧ ॥ પ્રાણી છંડો અનંગનો રંગ, એહવું જાણીરે ॥ અંજળી જળ આયુ જેમ, પુરનું પાણી રે ॥ ૨૨ ॥ અંતે જાવું છે એક વાર,મન સમજાવીરે ॥ ખોડીદાસ ગુરુને ચરણે, શીશ નમાવી રે ॥ ૨૩ ॥ સંવત ઓગણીસે સોળ, આસો માસે રે ॥ કરી જેતપૂર માંહે જોડ, રહી ચોમાસે રે ॥ ૨૪ ॥ ઇતિ. ॥

---

## अथ श्री खोडाजी कृत चाबखा.

## तत्र प्रथम सुधरेला विषे चाबखा. १

સાંભળો શ્રાવક સુતની વાતું, અમે આ દુઃખડું નથી ખમાતું ॥ ઘણા દિવસ ગોપવીને રાખ્યું, પણ હવે નથી ગોપવાતું ॥ ઉભરો થઈને ઉપર આવે છે, ચિત્તડે નથી સમાતું ॥ સાંભળો० ॥૧॥ એ આંકણી ॥ એકઠાં થઈ ઈંગ્રેજી ભણે, નવિ જંપે દિવસને રાતું ॥ દયાને તો દેશવટો દિધો, કરે સાપ વિંછીની ઘાતું ॥સાં०॥૨॥ નિજ ધરમનો નિશ્ચય નહી, નથી શાસ્ત્રનું વેણ સોહાતું ॥ કેવળજ્ઞાનીનું કહ્યું અવગુણી, મન ગોળામાં ગોથાં ખાતું ॥સાં०॥૩॥ સાંધુનું કહ્યું કદિ સરધે નહી,નવિ બાંધે ધરમનું ભાતું ॥ કષ્ટ કરીને કોણ મરે, નથી સ્વર્ગ નરક દેખાતું ॥ સાં० ॥૪॥ ઉપદેશ રૂપી ઔષધથી પણ, દિલનું દરદ નથી જાતું ॥ વર્ત્તમાન સુખ તો વ્હાલું લાગે છે,પણ અંતે સોઘાશે ખાતું ॥સાં०॥૫॥ નાતિ જાતિનો વ્યવહાર ન જાણે,નવિ માને પિતા ને માતુ॥ વિનય મર્યાદા, મૂકીને બેઠા, એને અંગે અભિમાન ન માતું ॥ સાં० ॥ ૬ ॥ સ્નાન વિના કદી ચાલે નહી, નિત્ય ભોજન ભાવે છે તાતું ॥ ભક્ષ અભક્ષનો લક્ષ નહી, એનું અંતર નથી ઓજવાતું ॥સાં०॥૭॥ દયા ધરમનો દાટ વાળ્યો, જિહાં વાણીયાની

રે વિલાતું ॥ સુધારાથી કુધારો થયો,અમે એહ સહન નથી થાતું ॥ સાંબ૦॥૮॥ જાણ્યું સુધરશે છોકરા, તેથી રહેશે ધરમની વાતું ॥ માત પિતાનું માન વધારશે, નિર્મળ કરશે નાતું ॥ સાં૦ ॥ ૯ ॥ પણ એ વાતના વાંધા થયા, થયું ભણતર કારમુ કાતું ॥ સુધરેલાનું ચણતર જોઈ, દયાવંતનું દિલ અકળાતું ॥ સાં૦ ॥૧૦॥ ઉદ્યોગનું ફળ અતિ પામ્યા, ખરે રસ્તે નથી ખરચાતું ॥ પુનરવિવાહની પ્રીતિ ઘણી, લણી નાંખે અસલ અવદાતું ॥ સાં૦ ॥ ૧૧ ॥ મણિ જેવો મનુષ ભવ મળિયો, તેમાં નથી શુભ થાતું ॥ ખોડાજી કહે છે ખરેખરૂં અંતે આવશે માંડવે ગવાતું ॥ સાં૦ ॥ ૧૨ ॥ ઈતિ. ॥

---

## અથ શ્રી ઊછરતી વયના સુધેરલા વિષે ચાવખો. ૨

સાંભળો સુધરેલ છેલ છબીલા, થયા કેમ ધર્મ કરેવા ઢીલા ॥ કંદમૂળ કેરો કેર કરો, ઢોળી પાણી કરાવો ગીલા ॥ ઊંટની પેરે ઉછળતા ફરો, પહેરો બુટ જડાવી ખીલા ॥ સાંભળો ॥૧॥ ચોપડી વાંચવા ચૂંપ ઘણી,નવિ શોધો ધરમના ચીલા ॥ ત્યાગ વૈરાગ્યની વાત ન જાણો, તમે વચન બોલો છો વીલા ॥ સાં૦ ॥ ૨ ॥ મનમોજીને અતિ મિજાજી, લડો છો લાલ રંગીલા ॥ માત પિતાને માનો નહીં, હજી રહ્યા કીલાને કીલા ॥ સાં૦ ॥૩॥ અલબેલા આછકલા તમેતો, હિંસામાંહી હોંશીલા ॥ બોધ રૂપી બહુ પાણી પડે, તોહી થાતા નથી તુમે લીલા ॥ સાં૦ ॥૪॥ ભણ્યા ઘણું પણ ગણ્યા નહી, નવિ દુર્ગુણ દોષને પીલ્યા ॥ તકરારી ને તંતીલા થયા, વળી વિશેષે વાદીલા ॥ ॥ સાં૦.॥૫॥ સદગુણની શેરી નવી શોધી, હૃદય કઠણ જેમ શિલા, ખોડાજી કહે છે જમવિકરાળા, ઝાડકશે તે ઝીલા ॥સાં૦॥૬॥ઈતિ.॥

---

## અથ શ્રી શ્રાવકને શિક્ષા વિષે ચાવખો. ૩

શ્રાવક સુત્ર સુણે છે ભાવે, તોહિ કેમ જ્ઞાન અંતર નવિ આવે ॥ભિન્ન ભિન્ન ભેદ કરીને મુનિવર, નિત નિત સમજાવે ॥ વાંસ નળીમાં ફુંક તણી પરે, કરણ થકી વહી જાવે રે ॥ શ્રાવક૦॥૧॥ એ આંકણી ॥જીવ અજીવને જાણે નહી॥ગુરૂદેવ ધરણ નવિ ધ્યાવે ॥ સમાયિક કરે તેની શુદ્ધિ નહી, ઝુકી ઝુકીને ઝોલા આવે રે ॥શ્રા૦ ॥૨॥ ધન્ય વાણી સત્ય વાણી કહીને, મસ્તક ડોલાવે ॥ દરકત એક તો

દિલે ન ધારે, વાંચ્યું વ્યર્થો થાવે રે ॥શ્રા૦ ॥૩॥ આંધળાને આરીસો બતાવે, બહીરા આગળ ગાવે ॥ મૂરખને ઉપદેશ કરીને, રણમાં કોણહી વાવે રે ॥શ્રા૦ ॥ ૪ ॥ કાગળમાં ગુણ કીર્તિ પણેરે, શ્રાવક કેરી ગાવે ॥ પણ એહ માંહિલો એકે નહી, ગુણ ફોગટ ફુલાવે રે ॥શ્રા૦॥૫॥ ત્યાગ નહી વૈરાગ્ય નહી, કાંઇ અનુકંપા દિલ નાવે॥ અનંતકાયને આરોગી જાય, પછે સ્વર્ગનું પણ કેમ પાવેરે ॥શ્રા૦॥૬॥ આઠમ પાખી ષટ પરવી, તે લીલોતરી ઘર લાવે ॥ ગગડ લીએ તો ગોટા ઘણા, મ્હોટા શ્રાવક નામ ધરાવે રે ॥શ્રા૦॥૭॥ વ્રત પચખાણ મર્યાદા નહી, જેને સંવર ચિત્ત નવિ ભાવે ॥આરંભ પરિગ્રહ પ્યારા લાગે, વળી, રાત્રીભોજન ખાવે રે ॥ શ્રા૦ ॥ ૮ ॥ પામર ઉપર પ્રીતિ નહી, કરી ક્રોધ રોવરાવે ॥ ઘર ખોરડાં તો કબજે કરાવે, ધર્મને નિંદાવેરે ॥શ્રા૦ ॥૯॥ આડ પીલાવે ને બ્હાડ પીલાવે, પૂરાણાં ઝાડ કપાવે ॥ કણ તણા કોઠાર ભરી, ત્રસ પ્રાણીના પ્રાણ તપાવે રે ॥ શ્રા૦ ॥૧૦॥ જીહહિંસાના ધંધા કરે, અંધા થઇને દુઃખ ઉપજાવે ॥ ઉજવળ ધર્મને એબ લગાડી, મનમાં તે મલકાવે રે ॥શ્રા૦ ॥૧૧॥ ભર વરસાદમાં ઘર ઉકેલી, આરંભ અધિક ચલાવે ॥ પાણા ખાણેથી પાણા કઢાવે, ચૂનાની ભઠ્ઠીયો જળાવે રે ॥ શ્રા૦ ॥૧૨॥ ધર્મના કામમાં ધંધ મચાવે, અપશબ્દ મેઘ વરસાવે ॥ સાધર્મિ સાથે સંપ નહી, હાથે કરીને ધર્મ હેલાવે રે ॥ શ્રા૦ ॥ ૧૩ ॥ જૈનધરમ ઠરવાનું ઠેકાણું, સાધુજી કહા સંભળાવે ॥ શાસ્ત્ર પ્રમાણે શિક્ષા દિયે, કર્મહીણાને કેમ સુહાવે રે ॥ શ્રા૦॥ ૧૪॥ નિર્થક નીરને કોણ વલોવે, કોણ કૂશકયા ઓધાવે ॥ ખોડાજી કહે રૂડા શ્રાવક ઘણા, એવા પીતળને કોણ તાવે ॥શ્રા૦॥ ૧૫॥ ઇતિ. ॥

---

## અથ શ્રી શ્રાવિકાઓને ઉપદેશ વિષે ચાબખો.

સાંભળો શ્રાવિકા ચોપડી ધારી, તમારી વાત કહું વિસ્તારી ॥ સમંકિત રીતમાં સમજો નહી, દિલ વ્હેમે ભરેલ ભારી ॥ જોશી ડોશી ને ભુઆ ભરડા, લાગ્યાં છો તેહની લારી ॥સાંભળો૦ ॥૧॥ બાવા સન્યાસી વૈરાગી વચને, કરો છો અકરાકારી॥ કામધેનું તજી તમે તો, ઘેર બાંધો છો છારી ॥સાં૦॥ ૨॥ વાર તિથિના વ્રત કરો, દેવિદેવલાં માનો અપારી ॥દોરા ધાગા કરી ભુઆ ધુણાઓ, વ્રતને મેલ્યાં વિસારી ॥ ॥સાં૦॥૩॥ વડ પીંપળે જઈ પાણી ઢાળો, નર નિવેદ કરો

નિરધારી ॥ છાણુના દેવ કરીને પુજો, પાણીયારે બેસારી ॥સાં૦॥૪॥ એમ અનેક મિથ્યાતણા શલ્ય, રાખો છો મનડા મોઝારી ॥સાધુનાં વેણ તો સરધો નહી, પછી કેમ ઉતરો ભવપારી ॥ સાં૦ ॥ ૫ ॥ સામાયિક પડિકમણું સમજો નહી, નહિ છકાયને ચિત્ત ધારી ॥બાર વ્રત આદરીને બાઈ, તો બન્યાં બહુ આચારી ॥ સાં૦॥ ૬॥ વ્રતમાં શી શી વિધિ સાચવવી, તેની ખબર નહી ધારી ॥ અંધારા માંહી બેઠાં કૂટો છો, ખુબ એહમાં ખુવારી ॥સાં૦॥૭॥ કણ કાંકણને જોવા ઝાટકવા, નવરી ન થાય બિચારી ॥દીવા ઉઘાડા મેલે શોધ્યા વિણ, બળતણ નાંખે બાળી ॥સાં૦॥૮॥ ચુલો ખાંડણીઓ પુંજે નહી, ને અણગળ પીવે વારી ॥ વાશીગાર ને વળી વાશીદાં, કરો છો રાત અંધારી ॥સાં૦॥૯॥ વ્હેલાં ઉઠી સહુ પહેલાં ચતુરબાઇ, ઘંટીયો દિયે લલકારી॥ સુતા જગાડે લોક સહુને, છાશ તણે ધમકારી ॥સાં૦॥૧૦॥ માટી તણા તો ગંજ મચાવો, ધુળ ખાણેથી સારી ॥ કુંથુ કરોળિયા કોહો પડે, શી રીતે શકો ઉગારી ॥સાં૦॥ ૧૧॥ ચુલે પાણિયારે ઘંટી ખાંડણિયે, ઉલેચતો નહિ જારી ॥ ખાટલા ગોદડાં તડકે તપાવી, માંકડ નાંખો છો મારી ॥સાં૦ ॥૧૨॥ છાણમાં જીવનો ઘાણ વાળો છો, અંગે આનંદ વધારી॥ધોકલો લેઇને ધોવા ચાલો તિહાં, શેરિયે કરત પુકારી ॥સાં૦ ॥૧૩॥ ધોવા આવો છો બાઇ ધોવા આવો છો, એમ વલતી જાય લવારી ॥ ખારા માટીથી માથું ઉજાળો, કંદમુળ નાખો વિદારી ॥સાં૦ ॥૧૪॥ માંથું જોઇને જુઓ ઉગારો, લીખોને નાખો સંહારી॥ પાડી વાછડીયોને દુધ પિવારો, પાડા વાછરડાને વારી ॥સાં૦॥૧૫॥ મીઠા કેવળ મુકાવો માણુસને, સ્વારથિયા સંસારી ॥ ઘર આગળ અશુચીના ઢગલા, કાદવ છાણને છારી ॥ સાં૦ ॥૧૬॥ ખાળમાં જળ મળ એઠાં ઢાળો, તિહાં કળબળ કીટ કચારી ॥ દુંડાં દોડા જાર [1]ગોધુમ ચણા ને, શેકો છો થઈ હોંશિયારી ॥સાં૦॥૧૭॥ પોંક પ્યારો પણ પાપ ઘણું, તમે હણો છો જીવ હજારી॥ જીવ જતનને જાણો નહી, નહિ વિવેક નહિ વિચારી ॥સાં૦ ॥૧૮॥ રાંક તણી અનુકંપા ન આવે, લોભી તણા શિરદારી ॥ છાશ આપીને કામ કરાવો, નિર્દય ચાલ નઠારી ॥સાં૦॥૧૯॥ પામરને પાણી જેવી ન આપો, રોઇને થાય લાચારી ॥પારકે ઘેર જઈ કાણ્યો કરાવો, ઉંચે રાગેથી ઉલારી ॥ સાં૦ ॥૨૦॥ કુટો કુટો એમ કહ્યા કરો છો,અસહેતા મરણો

૧ ઘઉં.

સંભારી ॥ વૈર વિરોધને વાંધા ઘણા, વળી વાત કરોછો વેધાળી ॥ સાં૦ ॥ ૨૧ ॥ ઝેર કરો છો સગા સંઘાથે, ગર્વને ન શકો ગાળી ॥ ગાળો આપો ને આળ ચઢાવો, મર્મનાં વેણ ઉચ્ચારી॥સાં૦॥ ૨૨ ॥ સામાયિક પોસામાં સમતા નહી, તમે જાઓ છો ધર્મને હારી ॥ રાઈજંગ કરીને લોકો હસાવો, રાખો છો પ્રકૃતિ ખારી ॥ સાં૦ ॥ ૨૩ ॥ પાણીના અપીયા અબોલા કરો છો, એવી છે ચાલ નકારી ॥ જળ કહો તિહાં થળ નહીં, એમ ચલવો છો ડાક ડમારી ॥ સાં૦॥ ૨૪॥ સાચું બોલ્યાના સમ તમારે, વ્રતની ન રહી કારી ॥ વર્ષમાં ચાર વાર વ્રત આળોવી, જાણે પાપને નાંખ્યાં નિવારી ॥સા૦॥ ૨૫ ॥ સોયનું દાન ને ચોરી એરણની, તે કેમ થાય નિસ્તારી ॥ ચોંપે કરીને ચોપડી લખાવી, રંગ ભરી શણગારી ॥સાં૦॥૨૬॥ પરણીને પરહરી મેલી, તેને પાછી નહી સંભારી ॥ ઊંદરે કરડી ને છોકરે ઉતરડી, રઝળતિ થઇ રઢિયાળી ॥સાં૦॥ ૨૭ ॥ પાણીયે પલાળીને આગે પ્રજાળી, નાથ છતાં નોધારી ॥ કાંઈ ન હાણી કાંઇ ન માણી, આણીને પ્રીત ઉતારી ॥ સાં૦ ॥૨૮॥ પુજ્ય પૂંજાજીસ્વામી પસાયે, ગોંડળ ગામ મોઝારી ॥ ખોઠાજી કહે છે ચોપડી બિચારી, કર્મે રાડી કુંવારી ॥ સાં૦ ॥ ૨૯ ॥ ઇતિ. ॥

---

## अथ श्री सारा श्रावक विष चाबखो ५

એક એક શ્રાવક છે જગ એવા, જેવા શાસ્ત્રે કહ્યા છે તેવા ॥ દૃઢધરમી થઇ રોલે નહી, કદિ કોપે અસુર સુરદેવા ॥ દેવ અરિહંત ટાળી અવરની, કદિ ન વંછે સેવા ॥ એક૦ ॥ ૧ ॥ નવ પદારથ જાણે જુગતિશું, સૂત્ર સુણે નિત મેવા ॥ પુદગળીક સુખપર પ્રીતિ નહી, નહી વૈર વિરોધનો હેવા ॥ એક૦ ॥ ૨ ॥ દાન શિયળ તપ ભાવ આરાધે, શૂર વીર વ્રત પાળેવા ॥ દયાના રસમાં ડુલી ગયા, જેને મોક્ષ તણાં સુખ લેવા ॥ એક૦ ॥ ૩ ॥ વિષય કષાયને વરજી દિયા, જેને અંગે નહી અહમેવા ॥ ખોઠાજી કહે ભલે શ્રાવક થયા, સદા દુનિયાને સુખ દેવા ॥ એક૦ ॥ ૪ ॥ ઇતિ. ॥

---

## अथ श्री नरसा श्रावक विष चाबखो. ६

શાણા શ્રાવક થઇને ડોલે, મુખેથી સત્ય વચન નવિ બોલે ॥ મમ્મા ચચ્ચાની ગાળ દિયે, ને આળ અનાહુત બોલે ॥ નિંદા કરતાં

નવરો ન થાયે, એતો બેઠો ગપોડાં ફોલે ॥ શાણા૦ ॥ ૧ ॥ છિદ્રગાહી છળ તાકતો હીંડે, ને મર્મ પરાયા બોલે ॥ ઢગલબાજી કરેરાજી થઈ, પાજી ત્રાજુએ ઓછું તોલે ॥ શા૦ ॥ ૨ ॥ અવગુણ રૂપી આળો દેખી, તિહાં કાગડો થઈને ડોલે ॥ અગડ લેઇ એકે પાળે નહી, એતો ચલાવે પાને પોલે ॥ શાણા૦ ॥ ૩ ॥ મુખે બાંધી મુહપતી લજાવી, ને ધર્મ લજાવ્યો ઢોલે ॥ ખોડાજી કહે માત તાતને લજાવ્યાં, ને ગુરુને લજાવ્યા ગોલે ॥ શાણા૦ ॥ ૪ ॥ ઇતિ ॥

## अथ श्री परस्त्रीनी सज्झाय.

( રાગ હોરી. )

મતિ તાક હો નાર બિરાંની, હાંરે એ તો નરક નીશાની ॥ મતિ૦ ॥ એ આંકણી ॥ પરનારી છે કાળી નાગણ, કે વિષવેલી સમાણી ॥ તેજ પ્રરાક્રમ પીલણ કાજે, એ ઘર મંડી ઘાણી ॥ કે ગુણ વન બાળણ છાણી ॥ મતિ૦ ૧ ॥ રાવણ રાય ત્રીખંડકો નાયક, સીતાહરી ઘર આણી ॥ રામ ચઢયો દળબાકળ લેકર, માર્યો હે સારંગપાણી ॥ કથા આગમ માંહે આણી ॥ મતિ૦ ॥ ૨ ॥ પદમોતર નિજ લાજ ગમાઈ, કીચક નીચ લહાણી ॥ મણિરથ મુઓ મયણરેહા વશ, અપજશ લીયો અનાણી ॥ જગમાં પ્રગટ કહાણી ॥ મતિ૦ ॥ ૩ ॥ ગૌબ્રાહ્મણ બાળહત્યા ઋષિ, નારિ હત્યા વળી જાણી ॥ તિણથી પાપ અધિક પણ લાગે, ભાંખ્યો હે કેવળનાણી, કે અનંત દુઃખારી ખાણી ॥ મતિ૦ ॥ ૪ ॥ રત્ન યત્ન કરી શીળ આરાધો, છંડોને કુમતિ પુરાણી ॥ મુગતિ મહેલની સેહેલ અચળ સુખ, મુગતિ રમણની શિરાણી ॥ કે વીર જીણંદની વાણી ॥ મતિ૦ ॥ ૫ ॥ સાલ છાશીએ મહા મંદિરમેં, શીળ કથા સુવખાણી ॥ શીળ વિના સહુ જનમ અકારથ, ક્યાં રાજા ક્યાં રાણી ॥ કે શિયળ જગ ઉત્તમ પ્રાણી ॥ મતિ૦ ॥ ૬ ॥

---

## अथ श्री जोवनपचोशी.

જોવનિયાનો લટકો દહાડા ચારનો, પુર પાણીનું જાતાં ન લાગે વાર જો ॥ કાચનો કૂંપો ઝટકયો કટકા થઈ પડે, અથિર ડાભ અણી ઉપર જળ ઠાર જો ॥ જોવનીયાનો૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ મદ માતા જોવનમાં નર ને નારીયો, માન ગુમાન તો તનમાં ક્યાંહી ન માય

જો ॥ રંગ પતંગનો ક્ષણુમાં ઉડી જાયશે, પાણીમાં પતાસાં પલળી જાય જો ॥ જો૦ ॥ ૨ ॥ ગોરો ગોરો ગાત્ર દેખી મન મોહિ રહ્યું, શુભ સુકોમળ સુંદર વર્ણ શરીર જો॥ સાંજે સંધ્યા ફુલે પાંચે રંગની, ભંગ થાયે ઘડિ એક ન રહેવે થીર જો ॥ જો૦ ॥ ૩ ॥ અંગ ઉદકથી મંજન કરી શોભે ઘણું, કાળા ભમર સમરાવ્યા સુંદર કેશ જો ॥ તેલ ફુલેલ સુગંધી મસ્તક મહમહે, દર્પણ દેખી વિવિધ બનાવે વેશ જો ॥ જો૦ ॥ ૪ ॥ પીતાબંર પટકૂળ અનુકુળ ઓપતાં, મુખમલ જામા રેટા રૂડા રૂમાલજો ॥ અંગરખાં ઉપરણી ઓપતી આંગડી, ઓઢી અનોપમ સુંદર શાલ દુસાલજો ॥ જો૦ ॥ ૫ ॥ મોહનગારાં સોહે મસ્તક મોળિયાં, સોનેરી શિરપાવ જળકતી જ્યોત જો ॥ કાને કુંડળ ઝળકે લલિત વિનોદથી, હ્રુદય વિકસિત હાર તણો ઉદ્યોત જો ॥ જો૦ ॥ ૬ ॥ કંઠે આભરણુ ગળે લહકે ઝુમણાં, મુક્તાફળ માળા પરવાળાં સાર જો ॥ વેઢ વીંટી ને કડાં પોંચી બેરખા, આછો અલંકૃત આભુષણુ શણુગાર જો ॥ જો૦ ॥ ૭ ॥ તાપ નિવારણુ નાજુક છત્રી શિરે ધરી, છેલ છબીલા ચાલે ચટકતી ચાલ જો ॥ ચરણે ચમચમ મોજડીયો ચમકાવતા, અમલ આરોગે લોચન લાલ ગુલાલ જો ॥ જો૦ ॥ ૮ ॥ ચૂઆ ચંદન મૃગમદ કેસર અરગ જો, ડોલર ડમરા ગલગોટા ને ગુલાબ જો ॥ જાઈ જુઈ મચકુંદ ને કેતકી કેવડા, કુસુમતણી સુરભિગંધે ગરકાવ જો ॥ જો૦ ॥ ૯ ॥ લાલ રંગીલા મદથી મૂછ મરોડતા. મોડા મોડ મમતમાં હોડા હોડ જો ॥ દૈવતણો ડર મનમાંહિ નવિ લેખવે, મોટપણામાં મનમાં મનોરથ કોઠ જો ॥ જો૦ ॥ ૧૦ ॥ મહોલ પ્રસાદ ઝરૂખાં ઊંચા ઝળહળે; ચિત્રશાળી પટશાળી ઝાકઝમાળ જો ॥ ગોખ અટારી જાળી જુગતિ સોભા ઘણી, ઘડીત જડિત મનોહર સાતે માળ જો ॥ જો૦ ॥ ૧૧ ॥ કનક રજત વર્ગે કરી ગેહ મઠારિયાં, આરિસે મંડિત અનુંપમ અવાસ જો ॥ હાંડી ઝમરૂખ ગલાસ દિપક ઉદ્યોતથી, મંદીર ભાસ્કર કીધ ભવન કૈલાસ જો ॥ જો૦ ॥ ૧૨ ॥ ચંદરુઆ સુખદાઇ બિછાઈ ચાંદણી, કનક સીંહાસને દીપે દેવકુમાર જો ॥ દાસ દાસી કીંકર કરજોડીને ખડા, હાલ હુકમ ફરમાવે તે કરે ત્યાર જો ॥ જો૦ ॥ ૧૩ ॥ ગાદી તકીયા મુખમલ ગાલમશુરિયાં, ફુલ સજ્યાએ ભોગી ભરમ રંગ રેલ જો ॥ કેળિ કરે માણીધર મોહન ગેહમાં, નવલ નગીના નવ નવા ખેલ ખેલ જો ॥ જો૦ ॥ ૧૪ ॥ પલંગે પોઢયારે પંખા ઝુલતા, હીંચકતા હોંશે હીંડોળા ખાટ જો ॥ દંપતિ રમતાં સારી

પાસે શોગઠે, વિષય સુખ વિલસે ગત અંગ ઉચાટ જો ॥ જો૦ ॥ ૧૫ ॥ મદનાંકુર પ્રગટયોરે જોવન પૂરમાં, લલના સાથે લીન મગન રહે મન્ન જો ॥ અંકુશને નવિ માને વિકળ જેમ હાથિયો, કાળ કાદવમાં ખુટયા કામી જન્ન જો ॥ જો૦ ॥ ૧૬ ॥ નાચ નાટક નિરખે નિસુણે નિત ગાવણાં, મધુર રાગ રાગણિયે રહ્યા લલચાય જો ॥ ઝાંઝરનાં ઝણુણાટ ઘુઘર ઘમકારમાં, મદ અંધાતું મનડું વ્યાકુળ થાય જો ॥ જો૦ ૧૭ ॥ હાસ્ય વિલાસ વિનોદ વિવિધ ક્રીડા કરે, પંચ વિષયમાં પુરણ પ્રસર્યો પ્રેમ જો ॥ માયામાં મગરૂર કુમર કોડામણા, ષટ રસ સ્વાદી રૂપે રતિ ગતિ જેમ જો ॥ જો૦ ॥ ૧૮ ॥ ભાત ભાતનાં ભોજન નિત નિત નિપજે, આરોગે ઉષ્ણ અનુકુળ આહાર જો ॥ સેવ શિખંડ પયપાક કંસાર જમણ ભલાં, આંબા કેળાં શાક અથાણાં સાર જો ॥ જો૦ ॥ ૧૯ ॥ મોદક મીઠાં મગદળ દીઠાં દિલ ઠરે, ઘોળવડાં ઘેબર ને મોતીચુર જો ॥ અહદિયા સેવૈયા લાખણસાઇ લાડુઆ, ખાજાં જલેબી સાટા પાક સનુર જો ॥ જો૦ ॥ ૨૦ ॥ સાત ભાત પકવાન મેવા મન ભાવતા, ખાંત ધરી અમૃત સમ કરતા સ્વાદ જો ॥ વાળે વાસિત પાણી શીતળ પીવતા, મચ્યા મતવાળા અંગ અનંગ ઉનમાદ જો ॥ જો૦ ॥ ૨૧ ॥ પાન પિચરકી લવિંગ સોપારી એલચી, તજ જાવંત્રી જાયફળ મુખવાસ જો ॥ જોવનરસ ઝુકયો જાણે મરવું નથી ધન મેળણ મન માંહી અનંતી આશ જો ॥ જો૦ ॥ ૨૨ ॥ સ્વપ્ન બાજી સંસારમાં શું રાજી થયા, અંતે છે દાવાનળ સરિખાં દુઃખ જો ॥ પરભવ જાતાં ભાતું લ્યો ભુખ લાગશે, મતિ લજાવો માતા કેરી કુખ જો ॥ જો૦ ॥૨૩॥ જરા ફોજો જોવન મોજાં લુટશે, બુઢ્ઢાપણમાં થાશે બુરા હવાલ જો ॥ વિવિધ જાતના રોગ શરીરે જાગશે, મન સમજાવી ધર્મ કર્યામાં માલ જો ॥ જો૦ ॥૨૪॥ સંવત ઓગણી સોળ ને પોષ પુરણ તિથિ, જોવન પચીશી જોડી ગોંડળ વાસ જો ॥ પૂજ્ય પુંજાજી સ્વામી ગુણના પુંજ છે, વૃદ્ધ ઋષિનો શિષ્ય કહે ખોડીદાસ જો ॥ જો૦ ॥ ૨૫ ॥

## अथ श्री मनक मुनिनी सज्झाय.

નમો નમો મનક મહામુનિ, બાળપણે વ્રત લીધો રે ॥ પ્રેમ પિતાશું રે પરદીયો, માયશું મોહ ન કીધો રે ॥ નમો નમો મનક મહા મુનિ ॥૧॥ એ આંકણી ॥ પૂરવ ચૌદ પુરવ ધણી, સિજ્જંભવ જસ તાતો રે ॥ ચોથો પટોધર વીરનો, મહિયલ માંહી વિખ્યાતો રે ॥

નમો૦ ॥૨॥ શ્રી સિજ્જંભવ ગણધરે, ઉદ્દેશી નિજ પુત્રો રે ॥ સયળ સિદ્ધાંતથી ઉદ્ધરી, દશવૈકાળિક સુત્રો રે ॥ નમો૦ ॥૩॥ માસ છએ પુરણ ભણ્યો, દશ અધ્યયન રસાળો રે ॥ આળસ અંગથી પરહરી, ધન ધન એ મુનિબાળો રે ॥ નમો૦ ॥ ૪ ॥ ચારિત્ર ષટ મસ વાડલા, પાળી પુણ્ય પવિત્રો રે॥ સ્વર્ગ સમાધે સધાવીયો, કરી જગ જનને મિત્રો રે ॥ નમો૦ ॥૫॥ પુત્ર મરણ પામ્યા પછી, સિજ્જંભવ ગણધારો રે॥ બહુ શ્રુત દુઃખ મનમાં ધરે, તેમ નયણે જળધારો રે ॥ નમો૦ ॥ ૬ ॥ પ્રભુ તુમે બહુ પ્રતિબોધિયા, સમસંવેગીયા સાધ રે ॥ અમે આંસુ નવિ દીઠડાં, તુમ નયણે નિરાબાધ રે ॥નમો૦ ॥૭ ॥ અમને એ મુનિ મનકલો, સુત સબંધથી મળીયો રે ॥ વિણુસે અર્થ કહ્યાં થકાં, પણ કેણે નવિ કળીયો રે ॥ નમો૦॥૮॥ શું કહીએ રે સંસારિને, એ એહવી સ્થિતિ દીસે રે ॥ તન દીઠે મન ઉલ્લસે, જોતાં હિયડલું હીસે રે નમો૦ ॥૯॥ લબ્ધિ કહે ભવિયણ તુમે, મ કરો મોહ વિકારો રે ॥ તો તુમે મનકતણી પરે, પામો સદ્‌ગતિ સારો રે ॥નમો૦॥૧૦॥ ઇતિ. ॥

---

# अथ श्री चेलणा सतीनी सज्झाय.

વીરે વખાણી રાણી ચેલણા જી, સતીય શિરોમણી જાણ ॥ ચેડા રાજાની સાતે સુતા જી, શ્રેણિક શિયળ પ્રમાણ ॥ વીરે૦॥ ૧ ॥ એ આંકણી ॥ વીર વાંદી ઘેર આવતાં જી, ચેલણાયે દીઠો રે નિગ્રંથ ॥વનમાંહે રાતે કાઉસ્સગ રહ્યા જી, સ.ધતો મુગતિનો પંથ ॥ વીરે૦॥૨॥ શીત ઠાર સબળો પડે જી, ચેલણા પ્રીતમ સાથ ॥ ચારિત્રિયો ચિત્તમાં વશ્યો જી, સોડ બાહિર રહ્યો હાથ ॥વીરે૦॥૩॥ ઝબકી જાગી કહે ચેલણા જી, કેમ કરતો હશે તેહ ॥કામિનીને મન કોણ વશ્યોજી, શ્રેણિક પડયો રે સંદેહ ॥ વીરે૦॥૪॥ અંતે ઉર પરજાળજો જી, શ્રેણિકે દીયો રે આદેશ॥ ભગવંતે સંશય ભાંજિયો જી, ચમકિયો ચિત્ત નરેશ ॥ વીરે૦ ॥૫॥ વીર વંદી વળતાં થકાં રે, પેસતાં નગર મઝાર ॥ ધુમાંધ તિહાં દેખી કહે જી, જા જા ભુંડા અભયકુમાર ॥ વીરે૦ ॥૫॥ તાતનું વચન તે પાળવા જી, વ્રત લીયો અભયકુમાર ॥ સમયસુંદર કહે ચેલણાજી, પામશે ભવતણો પાર ॥ વીરે૦ ॥૭॥ ઇતિ॥

---

# अथ श्री देवकीनी छ पुत्रनी सज्झाय.

( ઇણ અવસર એક આવી જંબુકી રે, એ દેશી. )

મનડું તે મોહ્યું મુનિવર માંહેરૂં રે, દેવકી કહે સુવિચાર રૌત્રીજી તે વાર આવ્યા તુમે રે, મ્હારો સફળ કર્યો અવતાર રે ॥ મનડું૦ ॥૧॥ એ આંકણી ॥ સાધુ કહે સુણ દેવકી રે, અમે છીએ છએ ભ્રાત રે ॥ ત્રણ સંઘાડે ઘર તાહરે રે, લેવા આહારની દાત રે ॥મ૦ ॥૨॥ સરખી વય સરખી કળા રે, સરખાં રૂપ શરીર રે ॥ તન વાન શોભે સારિખા રે, જે દેખી ભુલી ધીર રે ॥ મ૦॥૩॥ પુરવ નેહ ધરી દેવકી રે, પુછે સાધુને વાત રે ॥ કોણ ગામ વસતાં તમે રે, કોણ પિતા કોણ માતરે ॥મ૦॥ ૪॥ ભદીલપુર વસે પિતા રે, નાગ ગાહાવઈ સુળસા માત રે॥ નેમિ જિણંદની વાણી સુણી રે, પામ્યા વૈરાગ્ય વિખ્યાત રે ॥ મ૦ ॥૪॥ બત્રીશ કોડી સોવન તજી,રે, તજી બત્રીશ બત્રીશ નાર રે ॥ એક દિવસે સંયમ લીયો રે, જાણી અસ્થિર સંસાર રે ॥ મ૦ ॥૬॥ પુરવ કર્મને ટાળવાં રે, અમે ધર્યો છઠ્ઠ તપ ઉદાર રે ॥ આજ તે છઠને પારણે રે, આવ્યા નગર મઝાર રે ॥ મ૦ ॥૭॥ ન્હાનાં મ્હોટાં બહુ ઘરે રે, ફરતા આવ્યા તુજ વાસરે ॥ એમ કહી સાધું વળ્યા રે, પહોત્યા નેમિ જિણંદની પાસ રે ॥ મ૦ ॥૮॥ સાધુ વચન સુણી દેવકી રે, ચિંતવે હૃદય મઝાર રે ॥ બાળપણે અઈમુતે મુજને કહ્યું રે, મથુરા નગરી માંહી સાર રે ॥ મ૦ ॥૯॥ આઠ પુત્ર હોશે તાહરે રે, તેહવા નહિ જન્મે અનેરી માત રે ॥ આ ભરત ક્ષેત્રમાં જાણજે રે, તે તો જુઠી નિમિત્તની વાત રે॥ મ૦ ॥ ૧૦॥ એ સંશય નેમિ જિન ટાળશે રે, જઇ પુછું પ્રશ્ન ઉદાર રે ॥ રથમાં બેસી ચાલ્યાં દેવકી રે, જઇ વાંદ્યાં નેમિ જિણંદને સાર રે॥ મ૦ ॥૧૧॥ નેમિ જિણંદ કહે દેવકી રે, સુણો પુત્ર કેરી વાત રે ॥છ અણગાર દેખી તિહાંરે, તવ ઉપન્યો સ્નેહ વિખ્યાત રે ॥મ૦॥૧૨॥ દેવકી એ છએ સુત તાહરા રે, તેં ધર્યા ઉદર નવ માસ રે ॥ હરિણગમેષી દેવતા રે, જન્મતાં હરયા તુજ પાસ રે ॥ મ૦ ॥૧૩॥ સુળસાની પાસે ઠવ્યાં રે, પહોતી સુળસા કેરી આશ રે ॥ પુણ્ય પ્રભાવે તે પામિયા રે, સંસારના ભોગ વિલાસ રે ॥મ૦॥૧૪॥ નેમિ જિણંદની વાણી સુણી રે, પામી હર્ષ ઉલ્લાસ રે ॥ છએ અણગાર જઇ વાંદિયા રે, નિરખે નેહ ભરી તાસ રે॥મ૦ ॥ ૧૫ ॥ પાનો પ્રગટયો તિહાં કને રે, વિકશા રૈ-

મકુપ દેહ રે ॥ અનિમિષ નયણે નિરખિયા રે, ધરી પુત્ર પ્રેમ સ્નેહ રે ॥ મ૦ ॥ ૧૬ ॥ વાંદી નિજ ઘર આવીયાં રે, હોંશ પુત્ર રમાડણ જાસરે ॥ કૃષ્ણજીએ દેવ આરાધિયો રે, માતાને સુખ ઉલ્લાસરે ॥ મ૦ ॥ ૧૭ ॥ ગજસુકુમાળ ખેલાવતી રે, પહોતી કાંઇ દેવકીની આશ રે ॥ કર્મ ખપાવી મુગતેં ગયા રે, છ અણગાર સિદ્ધવાસ રે ॥ મ૦ ॥ ૧૮ ॥ સાધુ તણા ગુણ ગાવતાં રે, સફળ હોવે નિજ આશ રે ॥ ધર્મસીંહ મુનિવર કહે રે, સુણતાં લીલ વિલાસે રે ॥ મ૦ ॥ ૧૯ ॥ ઇતિ. ॥

# अथ आऊखानी सज्झाय.

આઉખું ત્રુટયાને સાંધો કો નહી રે, તિણ કારણ મ કરો જીવ પ્રમાદ રે ॥ જરા આવ્યા ને શરણું કો નહી રે, હીંસા છોડીને દયા પાળ રે ॥ આઉખું૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ કુટુંબ કબીલા નારી કારણે રે, મુરખ સંચ્યાં બહુળાં પાપ રે ॥ ચોરતણી પરેં છંડી ઝુર શો રે, સહેશો ઇહલોક પરલોક સંતાપ રે ॥ આ૦ ॥ ૨ ॥ ઊંચાં ચણાવ્યાં મંદિર માળિયાં રે, દેઈ દેઇ ધરતીમેં ઊંડી નીવ રે ॥ એક દિન અણજાણ્યાં ઊઠી ચાલવું રે, સુખ દુઃખ સહેશે આપણો જીવ રે ॥ આ૦ ॥ ૩ ॥ ચક્રવતિ હરિબળ રાણો કેશવો રે, જોજ્યો વળી ઇંદ્રસુરોનો નાથ રે ॥ ઊગી ઊગીને ઉવેહી આથમ્યા રે, જોજ્યો કાંઈ અચરિજ વાળી વાત રે ॥ આ૦ ॥ ૪ ॥ અથિર સંસાર તજી મુનિ નીસરયા રે, કરતા મુનિ ઉગ્ર વિહાર રે ॥ ભારંડપંખીની દીધી ઊપમા રે, ન ધરે મમતા મોહ લગાર રે ॥ આ૦ ॥ ૫ ॥ ચારિત્ર પાળે રૂડી રીતશું રે, દેવે મુનિ આપનો ઉપદેશ રે ॥ તિકો મુનિ વર સિધાશે મોક્ષને રે, જશ લેઇ ઇહિલોક પરલોક રે ॥ આ૦ ॥ ૬ ॥ શબ્દ રૂપ દેખી સમતા ધરો રે, મ કરો મુનિ ભણ્યા તણો અભિ-માન રે ॥ ઋષિ ચોથમલ્લ સુત્ર દેખિને રે, જોડ કીધી ઝાલોર મઝાર રે ॥ આ૦ ॥ ૭ ॥ ઈતિ. ॥

# अथ श्री स्थूलि भद्रजीनी सज्झाय.

શ્રી સ્થુળિભદ્ર મુનિગણમાં શિરદાર જો, ચોમાસું આવ્યાં કોશ્યા આગાર જો ॥ ચિત્રામણશાળીયે તપ જપ આદરયાં જો ॥ ૧ ॥

આદરિયાં વ્રત આવ્યા છો અમ ગેહ જો, સુંદિર સુંદર ચંપક વરણી દેહ જો ॥ અમ તુમ સરિખો મેળો આ સંસારમાં જો ॥ ૨ ॥

સંસારે મેં જોયું સકળ સરૂપ જો, દર્પણની છાયામાં જેવું રૂપ જો ॥ સુપનાની સૂખલડી ભુખ ભાગે નહી જો ॥ ૩ ॥

ના કહેશો તો નાટક કરશું આજ જો, બાર વરસની માયા છે મુનિરાજ જો ॥ તે છોડી કેમ જાઊં હું આશા ભરી જો ॥ ૪ ॥

આશા ભરીયોં ચેતન કાળ અનાદી જો, ભમ્યો ધરમને હીણુ થયો પરમાદી જો ॥ ન જાણી મેં સુખની કરણી જોગની જો ॥ ૫ ॥

જોગી તો જંગલમાં વાસો વસિયા જો, વેશ્યાને મંદિરિયે ભોજન રસિયા જો ॥ તુમને દીઠા એવા સંયમ સાધતા જો ॥૬॥

સાધશું સંયમ ઇચ્છારોધ વિચારી જો, કુર્માપુત્ર થયા નાણી ઘરબારી જો ॥ પાણી માંહે પંકજ કોરૂં જાણિયે જો ॥ ૭ ॥

જાણીએ તો સઘળી તુમારી વાત જો, મેવા મીઠા રસવંતા બહુ જાત જો ॥ અમર ભુષણ નવ નવલી ભાંતે લાવતા જો ॥ ૮ ॥

લાવતા તો તું દેતી આદરમાન જો, કાયા જાણું રંગ પતંગ સમાન જો ॥ હાલીને શી કરવી એવી પ્રીતડી જો ॥ ૯ ॥

પ્રીતલડી કરતા તે રંગભર સેજ જો, રમતા ને દેખાડંતા ઘણું હેજ જો ॥ રીસાણી મનાવી મુજને સાંભરે જો ॥ ૧૦ ॥

સાંભરે તો મુનિવર મનડું વાળે જો, ઢાંકયો અગ્નિ ઉઘાડયો પરજાળે જો ॥ સંયમ માંહી એ છે દુષણ મોટકું જો ॥ ૧૧ ॥

મોટકું આવ્યું તું નંદનું તેહુ જો, જાતાં ન વહે કાંઈ નમારૂં મનડું જો ॥ મેં તુમને તિહાં કોલ કરીને મોકલ્યા જો ॥ ૧૨ ॥

મોકલ્યા તો મારગ માંહિ મળિયા જો, સંભુતિ આચારજ જ્ઞાને બળિયા જો ॥ સંયમ દીધું સમકિત તેણે શીખવ્યું જો ॥ ૧૩ ॥

શીખવ્યું તો કહિ દેખાડો અમને જો, ધરમ કરંતાં પુણ્ય વડેરૂં તમને જો ॥ સમતાને ઘેર આવી વેશ્યા ઈમ કહેજો ॥ ૧૪ ॥

વંદે મુનીશ્વર શંકાને પરિહાર જો, સમકિત મૂળે શ્રાવકનાં વ્રત બાર જો ॥ પ્રાણાતિપાતાદિક સ્થુલથી ઉચ્ચરે જો ॥ ૧૫ ॥

ઉચ્ચરે તો વીત્યું છે ચોમાસું જો, આણા લેઇને આવ્યા ગુરુની પાસે જો ॥ શ્રુતનાણી કહેવાણા ચૌદે પૂરવી જો ॥ ૧૬ ॥

પૂરવી થઇને તાર્યા પ્રાણી થોક જો, ઉજ્વળ ધ્યાને તેહ ગયા દેવલોક જો, ઋષભ કહે નિત્ય તેહને કરીએ વંદના જો ॥ ૧૭ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી નંદિષેણ મુનિનું ત્રીઢાળિયું.

## ॥ ઢાલ ૧ લી. ॥

રાજગૃહી નગરીનેઃ વાસી, શ્રેણિક સુત સુવિલાસી હો ॥ મુનિવર વૈરાગી ॥ નંદિષેણ દેશના સુણી ભીનો, ના ના કહેતાં વ્રત લીનો હો ॥ મુ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ચારિત્ર નિત્ય ચોખું પાળે, સંયમ રમણીશું મ્હાલે હો ॥ મુ૦ ॥ એક દિન જિન પાયે લાગી, ગોચરીની અનુમતિ માગી હો ॥મુ૦॥૨॥ પાંગરિયો મુનિ વહોરેવા, ક્ષુધા વેદની કર્મ હરેવા હો ॥ મુ૦ ॥ ઉચ્ચ નીચ મધ્યમ કુળ મ્હોટા, અટતો સંયમ રસ લોટા હો ॥મુ૦॥૩॥ એક ઉંચુ, ધવળ ઘર દેખી. મુનિવર પેઠો, શુદ્ધ ગવેખી હો ॥મુ૦॥ તિહાં જઈ દીધો ધર્મલાભ, વેશ્યા કહે ઇહાં અર્થલાભ હો ॥ મુ૦ ॥૪॥ મુનિ મન અભિમાનજ આણી, ખંડ કરી નાંખ્યો તરણું તાણી હો ॥ મુ૦ ॥ સોવન વૃષ્ટિ હુઈ બાર કોડી, વેશ્યા વનિતા કહે કરજોડી હો ॥ મુ૦ ॥૫॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( થારેં માથે પચરંગી પાગ, સોવનરો છોગલો મારૂ જી. એ દેશી. )

થેં તો ઊભા રહીને અરજ અમારી સાંભળો, સાધુજી ॥ થેં તો મ્હોટા કુળના જાણી, મૂકી દ્યો આમળો ॥ સાધુજી ॥ થેં તો લેઇ જાઓ સોવન કોઠિ ગાડાં ઊંટે ભરી,॥ સાધુજી ॥ નહી આવે અમારે કામ અહો પાછા ફરી ॥ સાધુજી ॥ ૧ ॥ થારાં ઉજ્વળ વસ્ત્ર દેખી મોહે મન માહરૂં, સાધુજી ॥ થારો સુરપતિથી પણ રૂપ અધિક છે વાહરૂ ॥ સાધુજી ॥ થારાં મૃગસમ સુંદર નેત્ર દેખી હર્ષ લાગણો, સાધુજી ॥ થારો નવલો જોવન વેશ, વિરહ દુઃખ ભાજણો ॥ સાધુજી ॥ ૨ ॥ એ તો જંત્ર જડીત કપાટ કુંચી મેં કર ગ્રહી, સાધુજી ॥ મુનિ વળવા લાગ્યો જામ આડી ઊભી રહી ॥ સાધુજી ॥ મેં તો એકી સ્ત્રીની જાતિ મતી કહી પાછળે, સાધુજી ॥ થેં તો સુગુણ ચતુરસુજાણ વિચારો આગળે ॥ સાધુજી ॥૩॥ થેં તો ભોગ પુરંદર હું પણ સુંદીર સારી, સાધુજી ॥ થેં તો પહેરો નવલા વેશ ઘરાણાં જરતારીાં સાધુજી ॥ મણિ મુગતાફળ મુગટ બિરાજે હેમના, સાધુજી ॥ અમે સજીયે સોળ શણગાર કે પિયુ રસ અંગના ॥સાધુજી ॥૪॥ જેહોય ચતુરસુજાણ તે કહિય ન ચુકશે, સાધુજી ॥ એહવો અવસર સાહિબ કહિય ન

આવશે ॥સાધુજી॥ એમ ચિંતે ચિત્ત મઝાર નંદિષેણ વાહાલો, સાધુજી॥ રહેવા ગણિકાને ધામ કે થઇને નાહલો ॥ સાધુજી ॥ ૫ ॥

## ઢાલ ૨ જી.

( દેશી પ્રથમ ઢાળની. )

ભોગ કરમ ઉદય તસ આવે, શાસનદેવીયે સંભળાવ્યો હો ॥ મુનિવર વૈરાગી ॥ રહ્યો બાર વરસ તસ આવાસે, વેશ મ્હેલ્યો એક ણ પાસે હો ॥ મુ૦ ॥ ૧ ॥ દશ નર દિન પ્રતે પ્રતિબુઝે, દિન એક મૂરખ નવિ બુઝે હો ॥ મુ૦ ॥ બુઝવતાં હુઈ બહુ વેળા, ભોજનની થઈ અવેળા હો ॥ મુ૦ ॥૨॥ કહે વેશ્યા ઊઠો સ્વામી, એ દશમો ન બુઝે કોઈ હો ॥મુ૦॥ વેશ્યા વનિતા કહે ધસમસતી, આજ દશમા તુમે હીજ હસતી હો ॥ મુ૦॥૩॥ એહ વયણ સુણીને ચાલ્યો, ફરી સંયમશું મન વાળ્યો હો ॥ મુ૦ ॥ ફરી સયમ લીયો ઉલ્લાસે, વેશ લેઇ ગયો જિન પાસે હો ॥ મુ૦ ॥૪॥ ચારિત્ર નિત્ય ચોખું પાળી, દેવલોક ગયો દેઈ તાળી હો ॥ મુ૦ ॥ તપ જપ સંયમ કીરિયા સાધી, ઘણા જીવને હી પ્રતિબોધી હો ॥ મુ૦ ॥ ૫ ॥ જયવિજય ગુરૂ શીશ, તસ હર્ષ નમે નિશ દીશ હો ॥ મુ૦ ॥મેરૂ વિજય ઇમ બોલે, એહવા ગુરૂને કુણ તોલે હો ॥ મુ૦॥ઈતિ.॥

---

## अथ श्री नंदा सतीनी सज्झाय.

બેનાતટ નયરે વસે, વ્યવહારી વડ મામરે ॥ શેઠ ધનાવહ નંદની, નંદા ગુણમણિ ધામ રે॥સમકિત શીળ ભુષણ ધરો ॥૧॥ એઆંકણી॥ જિમ લહો અવિચળ લીલ રે ॥ સહજ મળે શિવસુંદરી, કરિય કટાક્ષ કલ્લોલ રે ॥ સ૦ ॥ ૨ ॥ પ્રસેનજિત નરપતિ તણો, નંદન શ્રેણિક નામ રે ॥ કુમરપણે તિહાં આવિયો, તે પરણી ભલે મામરે ॥ સ૦ ॥ ૩ ॥ પંચ વિષયસુખ ભોગવે, શ્રેણિકશું તે નાર રે ॥ અંગજ તાસ સોહામણો, નામે અભય કુમારરે ॥સ૦ ॥ ૪ ॥ અનુક્રમે શ્રેણિક નૃપ થયા, રાજગૃહી પુરી કેરારે ॥ અભયકુમાર આવી મળ્યા, તે સંબંધ ઘણેરારે ॥સ૦॥૫॥ ચઉવિહ બુદ્ધિતણા ધણી, રાજ્ય ધુરંધર જાણીરે ॥ પણ તેણે રાજ્ય ન સંગ્રહ્યું, નિસુણી વીરની વાણીરે ॥સ૦ ॥ ૬ ॥ બુદ્ધિબળે આજ્ઞા ગ્રહી, ચેલણાને અવદાતરે ॥ કહે શ્રેણિક જા ઇહાં થકી, એહની તે ઘણી વાતરે ॥સ૦ ॥૭॥ નંદા મા-

તા સાથશું, લીધો સંયમભાર રે ॥ વિજય વિમાને ઉપન્યા, કરશે એક અવતાર રે ॥ સ૦ ॥ ૮ ॥ શ્રેણિક કુણિકને થયા,વૈરતણાં અનુબંધ રે ॥ તે સવિ અભય સંયમ પછી, તે સવિ કર્મ સંબંધ રે ॥ સ૦ ॥ ૯ ॥ જ્ઞાનવિમળ પ્રભુ વીર જી, આણુ ધરે જે શિષ્ય રે ॥ તે નિત્ય નિત્ય લીલા લહે, જાગતી જાસ જગીસ રે ॥ સ૦ ॥ ૧૦ ॥ ઇતિ. ॥

---

# अथ श्री शालिभद्रनी सज्झाय.

રાજગૃહી નગરી મોઝારે જી, વણઝારા દેશાવર સારોજી ॥ ઇણુ વણજેજી ॥ રતનકંબળ લેઇ આવીયા જી ॥ ૧ ॥ લાખ લાખની વસ્તુ લાખેણી, એ વસ્તુ છે અતિ ઝેણી ॥ કાંઇ પરિમલજી ॥ ગઢ મઢ મંદિર પરિહરી જી ॥૨॥ પૂછે ગામને ચોતરે, લોક મળ્યા વિધ વિધ પરે ॥ જઇ પૂછ્યો જી ॥ શાળિભદ્રને મંદિરેજી ॥૩॥ શેઠાણી સુભદ્રા નિરખે જી, રતનકંબળ લેઇ પરખે જી ॥ લેઇ પોચાડી જી ॥ શાળિભદ્રને મંદિરે જી ॥૪॥ તેડાવ્યો ભંડારીજી, વીશ લાખ નિરધારી જી ॥ ગણી દેજ્યો જી ॥ એહને ઘર પોચાડજો જી ॥૫॥ રાણી કહે સુણો રાજા જી, આપણું રાજ કિશે કાજ જી ॥ મુજ કાજે જી ॥ એક ન લીધી લોબડી જી ॥ ૬ ॥ સુણુ હો ચેલણા રાણી જી, એ વાત મેં જાણી જી ॥ પીછાણીજી ॥ એ વાતનો અચંબો ઘણો જી ॥ ૭ ॥ હાતણુ તો જબ કરશું જી, શાળિભદ્ર મુખ જોશું જી ॥ શણગારો જી ॥ ગજ રથ ઘોડા પાલખીજી ॥૮॥ આગળ કુંતલ હીંચાવંતા, પાછળ પાત્ર નચાવંતા ॥ રાય શ્રેણિકજી ॥ શાળિભદ્ર ઘેર આવીયા જી ॥૯॥ પહેલે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકિયો ॥ કાંઈ જોજ્યો જી ॥ આ ઘર તો ચાકરતણું જી ॥૧૦॥ બીજે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકિયો ॥ કાંઇ જોજ્યો જી ॥ આ ઘર તો સેવકતણું જી ॥ ૧૧ ॥ ત્રીજે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકિયો ॥ કાંઇ જોજ્યો જી ॥ આ ઘર તો દાસીતણું જી ॥૧૨॥ ચોથે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકિયો ॥ કાંઇ જોજ્યો જી ॥ આ ઘર તો શ્રેષ્ઠિ તણુંજી ॥ ૧૩ ॥ રાય શ્રેણિકની મુદ્રિકા, ખોવાઇ ખોળ કરે જીકા ॥ માય ભદ્રા જી ॥ થાળ ભરી તવ લાવીયાં જી ॥ ૧૪ ॥ જાગો જાગો મોરા નંદન જી, કેમ સૂતા આણંદજી ॥ કાંઇ આંગણે જી ॥ શ્રેણિક રાય પધારીયા જી ॥૧૫॥ હું નવિ જાણું માતા ઓલમાં, હું નવિ જાણું માતા

તોલામાં ॥ તુમે લેજ્યો જી ॥ જેમ તમને સુખ ઉપજે જી ॥ ૧૬ ॥ પૂર્વે કદી પૂછતાં નહી, તો આમાં સૂં પૂછો સહી ॥ મોરી માતા જી॥ હું નવિ જાણું વણજમાં જી ॥૧૭॥ રાય કરિયાણું લેજો જી, મોહ માગ્યા દામ દેજો જી ॥ નાંણાં ચૂકવી જી ॥ સચ ભંડારે નંખાવી દીયો જી ॥ ૧૮ ॥ વળતી માતા ઇમ કહે, સાચી નંદન સદ્દહે ॥ કાંઇ સાથે જી ॥ શ્રેણિક રાય પધારિયા જી ॥ ૧૯ ॥ ક્ષણમાં કરે કાંઈ રાજીયો, ક્ષણમાં કરે બેરાજીયો ॥ કાંઈ ક્ષણમાં જી ॥ ન્યાય અન્યાય કરે સહી જી ॥ ૨૦ ॥ પૂર્વે સુકૃત નવિ કીધાં, સુપાત્રેદાન નવિ દીધાં ॥ મુજ માથે જી ॥ હજુ પણ એહવા નાથ છે જી ॥ ૨૧ ॥ અબ તો કરણી કરશું જી ॥ પંચ વિષય પરિહરશું જી ॥ પાળી સંયમ જી ॥ નાથ સનાથ થશું સહી જી ॥ ૨૨ ॥ ઇંદુવત અંગ તેજ જી, આવે સહુને હેજ જી ॥ નખશિખ લગી જી, અંગોપાંગ શોભે ઘણાં જી ॥૨૩॥ મુક્તાફળ જિમ ચળકે જી, કાંને કુંડળ ઝળકે જી ॥ રાજા શ્રેણિકે જી ॥ શાળિભદ્ર ખોળે લીયો જી ॥૨૪॥ રાજા કહે સુણો માતા જી, તુમ કુમર સુખસાતા જી ॥ હવે એહને જી ॥ પાછો મંદિર મોકલો જી ॥૨૫॥ શાળિભદ્ર નિજ ઘર આવ્યા જી, રાય શ્રેણિક ઘેર સિધાવ્યા જી ॥ પછી શાળિભદ્ર જી ॥ ચિંતા કરે મનમાં ઘણી જી ॥૨૬॥ શ્રી જિનનો ધર્મ આદરૂં, મોહમાયાને પરિહરૂં ॥ હું છાંડું જી ॥ ગજ રથ ઘોડા પાલખી જી ॥૨૭॥ સુણિને માતા વિલખે જી, નારીયો સઘળી તલખે જી ॥ તિણિ વેળા જી ॥ અશાતા પામ્યાં ઘણી જી ॥૨૮॥ માત પિતા ને ભ્રાત જી, સહુ આળ પંપાળની વાત જી॥ ઇણ જગમાં જી ॥ સ્વારથનાં સરવે સગાં જી ॥૨૯॥ હંસ વિના શાં સરોવરિયાં, પિયુ વિના શાં મંદિરિયાં ॥ મોહ વશ થકાં જી ॥ ઉચાટ એમ કરે ઘણો જી ॥૩૦॥ સર્વનીર અમૂલ્ય જી, વાટકડે તેલ ફૂલેલ જી ॥ શાહ ધન્ને જી ॥ શરિર સમારણ માંડિઓ જી ॥૩૧॥ ધના ઘેર સુભદ્રા નારી, જી, બેઠા મહોલ મોઝારી જી ॥ સમારતાં જી ॥ એકજ આંસુ ખેરીયું જી ॥૩૨॥ ગોભદ્ર શેઠની બેટડી, ભદ્રાબાઈ તોરી માવડી સુણ સુંદરિ જી ॥ તેં કેમ આંસુ ખેરીયું જી ॥ ૩૩ ॥ શાળિભદ્રની બેનડી, બત્રીશ ભોજાઇની નણદલી ॥ તો તાહરે જી ॥ શા માટે રોવું પડે જી ॥ ૩૪ ॥ જગમાં એકજ ભાઈ માહરે, સંયમ લેવા મન કરે ॥ નારિ એક એક જી ॥ દિન દિન પ્રત્યે પરિહરે જી ॥૩૫॥ એ તો મિત્ર કાયરૂ, શું લે સંયમ ભાયરૂ ॥ જીભલડી જી ॥ સુખ માથા

ની જુદી જાણવી જી ॥ કહેવું તો ઘણું સોહલું, પણ કરવું અતિ દોહલું ॥ સુણો સ્વામીજી ॥ એહવી ઋદ્ધિ કુણ પરિહરેજી ॥ ૩૭ ॥ કહેવું તો ઘણું સોહલું, પણ કરવું અતિ દોહલું ॥ સુણ સુંદરીજી ॥ આજથી ત્યાગી તુજનેજી ॥ ૩૮ ॥ હું તો હસતી મલકીને, તુમે કિયો તમાસો હલકીને ॥ સુણો સ્વામીજી ॥ અબ તો ચીંતા નવિ ધરૂંજી ॥ ૩૯ ॥ ચોટી અંબોડે વાળીને, શાહ ધન્નો ઉઠયા ચાલીને ॥ કાંઇ આવ્યાજી ॥ શાળિભદ્રને મંદીરેજી ॥ ૪૦ ॥ ઉઠો મિત્ર કાયરૂ, સંયમ લેઇએ ભાયરૂ ॥ આપણ દોય જણાજી ॥ સંયમ શુદ્ધ આરાધીએ જી ॥ ૪૧ ॥ શાળિભદ્ર વૈરાગીયા, શાહ ધન્નો અતિ ત્યાગીયા ॥ દોનુ રાગીયા જી ॥ શ્રી વીર સમીપે આવીયા જી ॥ ૪૨ ॥ સંયમ મારગ લીનો જી ॥ તપસ્યાએ મન ભીનો જી ॥ શાહ ધન્નો જી ॥ માસ ખમણ કરે પારણાં જી ॥ ૪૩ ॥ તપ કરી દેહને ગાળી જી ॥ દુષણ સઘળાં ટાળી જી ॥ વૈભારગિરિ જી ॥ ઉપર અણસણ આદર્યો જી ॥ ૪૪ ॥ ચઢતે પરિણામે સોય જી, કાળ કરી જણ દોયજી ॥ દેવગતિયે જી ॥ અનુત્તર વિમાને ઉપન્યાજી ॥૪૫॥ સુર સુખને તિહાં ભોગવી, ત્યાંથી દેવ દોનું ચવી ॥ વિદેહે જી ॥ મનુષ્યપણું તેહ પામશે જી ॥૪૬॥ સુધો સંયમ આદરી, સકળ કર્મને ક્ષય કરી ॥લહી કેવળ જી ॥ મોક્ષ ગતીને પામશે જી ॥ ૪૭॥ દાન તણાં ફળ દેખો જી, ધન્નો શાળિભદ્ર પેખો જી ॥ નહિ લેખોજી ॥ અતુલ સુખ તિહાં પામશે જી ॥ ૪૮ ॥ ઇમ જાણી સુપાત્રને પેખો જી, જિમ વેગે પામો મોક્ષો જી ॥ નહિ ઓખો જી ॥ કદીયે જીવને ઉપજે જી ॥૩૯॥ ઉત્તમના ગુણ ગાવેજી, મનવંછિત સુખ પાવેજી ॥ કહે કવિજન જી ॥ શ્રોતાજન તુમે સાંભળો જી ॥૪૦ ॥ ઇતિ. ॥

---

# अथ श्री क्रोधनो सलोको.

ક્રોધતણો હું કહું સલોકો,એક મને કરિ સાંભળજો લોકો ॥ ક્રોધે મરીને નરકે તે જાય, ક્રોધ મરીને તિર્યંચ થાય ॥૧॥ અનંતાનુંબંધી ક્રોધ તે જાણ, ઉપમા જેમ ફાટયો પાષાણ ॥ અપચ્ચખાણી ક્રોધનું રૂપ, ફાટયું ખેત્ર જયું જાણો સરૂપ ॥૨॥ પચ્ચખાણીનું રૂપ છે જેમ, ધુળમાં લીટી કાઢીએ તેમ ॥ ક્રોધ સંજળનું રૂપ છે એવું, પાણીમાં લીટી કાઢીએ તેવું ॥૩॥ ચાર ક્રોધની ઉપમાં કહી, સુત્ર

થકી તે ભેદજ લહી ॥ ક્રોધે કરીને લોહી સુકાય, ધર્મ તણી તે વાત ન થાય ॥૪॥ ક્રોધે તે સરજે વીંછી ને સાપ, ક્રોધે વઢે તે પુત્ર ને બાપ॥ ક્રોધે કરીને વઢે બે ભાઈ, ક્રોધે મરે તે ઝેરજ ખાઈ ॥ ૫॥ ક્રોધે પાણીમાં બુડીને મરે, ક્રોધે પોતાની ઘાતજ કરે ॥ ક્રોધે કરીને ફાંસો તે ખાય, ક્રોધે મરીને દુર્ગતિ જાય ॥૬॥ ક્રોધે વઢે તે સાસુ ને વહુ, ક્રોધે કુટુંબમાં વઢે તે સહુ ॥ ક્રાધે તે ભવ કરે અનંત, કોઈ કાળે તે પામે ન અંત ॥૭॥ સુબુદ્ધિ ટાળી દુર્બુદ્ધિ થાય, ક્રોધે તે અક્કલ ચાતુરી જાય ॥ ક્રોધે સંસારનું જાય તે સુખ, ક્રોધે દેહમાં થાયજ દુઃખ ॥૮॥ ક્રોધે કરીને કમાણી જાય, ક્રોધે તે ઘરમાં અવગુણ થાય ॥ ક્રોધે કરીને સહુશું લઢે, ક્રોધે કરી સ્વ આતમ કાઢે ॥૯॥ ક્રોધીની કોઈ આણે ન પ્રીત, ક્રોધે ન હોવે કોઇશું પ્રીત ॥ એવું જાણીને ક્રોધને વારો, તેઃ કોઇ કાળે પામીએ આરો ॥૧૦॥ ક્રોધ હુવે ત્યાં દયા ન આવે, દયા વિના સમકિત કિમ પાવે ॥ તપનું અજીરણ જાણજો ક્રોધ, ચાર માંહીલી આવે ન બુદ્ધ ॥૧૧॥ ઇતિ૦॥

## अथ श्री माननो शलाको.

ક્રોધનો ભાઈ માનસંગ મ્હોટો, મહા જબ્બર ગુણ છે ખોટો ॥ માનના લીધા વડે ભુપાળ, કંઈક જીવનો આણે તે કાળ ॥૧॥ માને તે ખરચે દ્રવ્ય અપાર, માને તે કરે ખાલી ભંડાર ॥ માનના લીધા ઝટકા તે ખાય, માનના લીધા નરકમાં જાય ॥ ૧ ॥ માને થયો તે દુર્યોધન દુઃખી, માને કોઇ તે થયો ન સુખી ॥ માને તે ખરચે દ્રવ્ય નીસુઠ, થાય હાથીને વધારે સૂંઢ ॥ ૩ ॥ અનંતાનુબંધી માનનો બંધ, પાષાણ કેરો કરીએ તે થંભ ॥ અપચ્ચખાણી માનનું રૂપ, વાડના થંભ તાણું સરૂપ ॥૪॥ પચ્ચખાણી તે માનનો ભેદ, કાષ્ટનો થાંભો નિશ્ચે તે વેદ ॥ સંજળનુ માન શેલી સરૂપ, ભગવંત એમ વાણી પ્રરૂપ ॥૫॥ માનના લીધા મોહવશ પડિયા, ચોવીશ દંડકમાં તે રડવડિયા ॥ માને જુઓને લંકાનો પતી, રામની નારી સીતાજી સતી ॥ ૬ ॥ રામાયણ માંહી જુઓને સાખ, લંકા બાળીને કીધી છે રાખ ॥ માન હુવે ત્યાં વિનય ન આવે, વિનય વિણ દયા હૈયેથી જાવે ॥૭॥

## अथ श्री मायानो सलोको.

ત્રીજો માયા તે મ્હોટો છે ભુપ, તેનું તમોને કહું સરૂપ ॥ મા-

યા કપટ મલ્લીનાથે કીધો, પુરૂષ ફીટીને સ્ત્રીલિંગ લીધો ॥૧॥ માયાએ માનવ ભવ જાય હારી, માયાએ તિર્યંચ થાય તે નારી ॥ માયાએ કંરી નરકમાં જાય, ચાર ગતિમાં ગોથાં તે ખાય ॥ ૨ ॥ માયાકપટ શલ્પ છે ભારી, પાંચે ઈંદ્રિ જાય છે હારી ॥ ભગવંતે કહ્યા અવગુણ અનંત, કોઇ કાળે તે પામે ન અંત ॥૩॥ માયાકપટી તે હોય લંપટી, માયાએ દયા જાય છે ઘટી ॥ ધર્મતણી તે વાત ન જાણે, કોઈ પ્રતિત તેની ન આણે ॥૪॥ જેહને હોવે દાઢી ને મૂછ, માયાથી હોવે સિંહનું પૂંછ ॥ અનંતાનુબંધી માયાનું ફૂળ, ગાંઠ વાંસની વાંકાં છે મૂળ ॥૫॥ સિંહ ઘેટાની વંકાશ જેમ, અપચ્ચખાણી માયા છે તેમ ॥ પચ્ચખાણી માયા કહી છે એવી, બળદ માત્રુ કરે છે તેવી ॥૬॥ છાલ ઉતારે વાંસની જેમ, સંજળની માયા કહી છે તેમ ॥ એવું જાણીને માયા પરિહરજો, સંસાર સાગર પાર ઉતરજો ॥૭॥ ઈતિ. ॥

---

# अथ श्री लोभनो सलोको.

લોભ મોટેરો ચારના માંઈ, જગત જીવોને ગયો છે ખાઈ ॥ લોભે પાપનો કરે વેપાર, દયા ન આવે તિહાં લગાર ॥ ૧ ॥ લોભે જાવે તે સમુદ્રને પાર, લોભે કરીને ખાય તે માર ॥ લોભે મરે તે ઝટકા જ ખાઈ, લોભે કરીને ન રહે સગાઈ ॥૨॥ લોભે તે સહે સર્વજ દુઃખ, તાઢ તડકો ને તૃષા ને ભૂખ ॥ લોભે કરીને વધારે દુઃખ, કોઈ કાળે તે પામે ન સુખ ॥ ૩ ॥ લોભે કરીને મૂકે છે ધર્મ, લોભે બાંધે છે આઠજ કર્મ ॥ લોભે હારે છે ધર્મ રતન્ન, લોભ આવે ત્યાં ન રહે જતન્ન ॥૪॥ તારણ શરણ કોઇ ન થાય, દ્રવ્ય મૂકીને દુર્ગતિ જાય ॥ લોભ આવે ત્યાં ન રહે સગાઈ, ગુણ મૂકીને કરે ઠગાઈ ॥ ૫ ॥ ધન મેળવતાં થાય છે પાપ, ખાય બીજો ને ભોગવે આપ ॥ ચારે ભાઇનાં અનંતાં દુઃખ, સંસારમાં કોઇ ન પામે સુખ ॥૬॥ ચિત્તમુનિનું બ્રહ્મ દત્તરાય, વયણ ત માન્યું નરકે તે જાય ॥ આઠમો ચક્રી સ્વયંભૂ જૂઓ, લોભે પાણીમાં બૂડીને મૂઓ ॥ ૭ ॥ સૂત્રમાંહી એ કહ્યા છે ભેદ, વળી કહ્યા છે ચારજ વેદ ॥ લોભને વશ ધુતારા થઈ, પારકા માલ ગયા છે લઇ ॥ ૮ ॥ લોભ આવે તો ન રહે શરમ, લોભે ઉવેખે પારકા મરમ ॥ લોભ જીવને મહા દુઃખદાઈ, લોભે મરે તે અફીણ ખાઈ ॥૯॥ લોભે સવારથ પૂરો ન થાય, દરબારે જઇ ચાડીજ ખાય

॥ લોભે સાંભળે કઠણ વેણ, સગાં સાંઈનું માને ન કેણ ॥ ૧૦ ॥ લોભે કરીને કુગુરુ થાય, લોભે મરીને દુર્ગતી જાય ॥ લોભને વશે કરે છે ચોરી, જાણે રાજા તો લેઈ જાય દોરી ॥૧૧॥ લોભને વશે માથાં વઢાવે, પહેરી બખતરને લઢવા આવે ॥ લોભે કરીને કરગરે દીન, લોભે પોતાનું દેખાડે હીણ ॥ ૧૨ ॥ લોભને વશ કરે કઠકાઈ, પાછો આવે તે મારજ ખાઈ ॥ લોભે કરીને મારે છે ગામ, ચાકર મારે છે પોતાનો સ્વામ ॥ ૧૩ ॥ લોભે કરીને બગાડે કાજ, થોડું ખરચ્યું છે દ્રવ્ય મેં આજ ॥ પોતે જમે છે બાળીને પેટ, ધન દાટે છે ધરતીની હેઠ ॥૧૪॥ ફાટયું લુગડું સાંધીને રાખે, મૂરખ પોતાની અછત ભાખે ॥ મેળ્યું ધન તે ખરચે ન આપ, મરીને થાય મણિધર સાપ ॥૧૫॥ આપ્યું તિહાંથી આવ્યું ન પાછું, દુધ મુકીને જમે છે છાશું ॥ કહે ભગવંત એમજ વાત, લોભે દયાની થાય છે ઘાત ॥૧૬॥ અનંતાનુબંધી લોભનો ભંગ, ઉપટે નહી જેમ કરમજનો રંગ ॥ ઉપમા લોભ અપચખાણી જેમ, ગાડાની ધરી ઉપમા તેમ ॥૧૭॥ પચખાણાવરણી લોભ છે એમ, લુગડું કચરે ખરડયું હોય તેમ ॥ લોભ સંજળની ઉપમા જેમ, રંગ હળધરના ઉપડે તેમ ॥૧૮॥ ચાર ભેદ તે લોભના જાણ, શ્રી જિનવર એમ ઓચરે વાણ ॥ પોતાની નારી પરાયે હાથ, લોભે જઈને કરે છે વાત ॥૧૯॥ લોભે દોકડા દીકરીના લીયે, લોભે દીકરી વૃદ્ધને દીયે ॥ લોભે પુત્રીને મરાવે શ્યામ, લોભે જઈ મારે પારકું ગામ ॥ ૨૦ ॥ ચોવીશ દંડકે લોભનો વાસ, કુળ હીણાને કરવી શી આશ ॥ એવું જાણીને લોભને તજો, દેવ ગુરુને ધર્મને ભજો ॥૨૧॥ સર્વ સ્વારથની છે સગાઇ, પુત્ર પિતાને ઝેરજ પાઇ ॥ સગા મોબતિયા સંતોષી શેઠ, સ્વારથ આગળ કરે છે વેઠ ॥૨૨॥ લોભે કરી સ્ત્રી પુત્રને મારે, પુત્ર માતાને કાંઇ ન ઉગારે ॥ મોહરાજાના ચાર છે બેલી, પુત્ર દયાને કાઢે છે ઠેલી ॥૨૩॥ એ ચારે અતિ બળિયા છે યોદ્ધા, હાથે ગ્રહ્યાં છે મ્હોટાં આયુદ્ધા ॥ ધનું વિધાયે નાંખે છે બાણ, અનંતા જીવના હણે છે પ્રાણ ॥૨૪॥ મોહાદિક આગળ મૂછ તે મરડે, કરે હોંકારા ને પોંચા તે કરડે ॥ ગણે ન કોઈને કોણ એ માત્ર, અનંતા જીવનાં ભાંગ્યાં છે ગાત્ર ॥૨૫॥ ચૌદલોકમાં દેખા છે મતી, શરમ ન રાખે કોઈ ન રતી ॥ રાગ દ્વેષ એ મોહના પુત્ર, સંખ્યા જોજ્યો શ્રી આગમ સુત્ર ॥ ૨૬ ॥

---

# અથ શ્રી સ્ત્રીના દુર્ગુણ વિષે ઇંદ્રવિજય છંદ.

નારીકી ખ્યાસ કરે નર મૂરખ, પૂગે ન આશ નિરાશ થવાનો ॥ દીર્ઘ નિશ્વાસ મુકે મુખથી, સુખથી ન સૂવે કહુ છું સત્ય માનો ॥ આંખે હિલે અગની સળગે, વળગે નહી ધર્મમાં જીવ પોતાનો ॥ એહ સારૂ અટવાઇ મરે પણ, પ.વૈયાને ચઢે નહી પા .ા ॥૧॥

કામિની કુતરી બેહુ બરાબર, રીઝે તો ચાટે ને ખીજે તો કાટે ॥ ભામિની ભેખડ તુલ્ય બની, જશ કીરતિ સુખ સંપત્તિને દાટે ॥ કામિની સાપણિ પાપણિ તાપણી, પોષકને પણ નાંખે ઉચાટે ॥ સમ્રથ છે ખોડિદાસ કહે નર, એહની આગળ કોઈ ન ખાટે ॥૨॥

કામિની કારણ રાવણનાં વીશ, ભુજ ને દશ મસ્તક કપાણાં ॥ કીચકને કચરયો શિલા હેઠળ, મુંજ અબૂઝનાં અંગ દહાણાં॥ પૂરણ દુઃખ પામ્યો પદ્મોત્તર, માનની માટે તો મૂળ ખણાણાં ॥ પોકારીને ખોડિદાસ કહે નર, નારિને કારણ નીચ કહાણા ॥૩॥

ભેખ લેઈ કેઈ ભ્રષ્ટ થયા, મહામુનિને ભામનિયે ભટકાવ્યા ॥ ભોજ નૃપતિને ભાનુમતિ સતી, અશ્વ કરી ચાબખે સટકાવ્યા॥ સ્વર્ગથીં ગર્વ રહીત કરી, કેઇ અમરોને અવની ત્રટકાવ્યા॥તોબા તે.બા ખોડિદાસ કહે, કેઇ સિદ્ધને સ્વર્ગ જતા અટકાવ્યા ॥૪॥

ગોપીએ ગોવીંદને ભરમાવ્યા, ઉમાએ ઈશિને નૃત્ય નચાવ્યા ॥ ઇંદ્રનું માન ઉતાર્યું ઇંદ્રાણીએ, એકલશૃંગી ઋષિ અથડાવ્યા ॥જન્મદગ્ની તપસી લપસી ગયા, તારૂણિયે તસ પ્રાણ તજાવ્યા ॥ એમ અનેકની ટેક તજાવી, ખોડાજી કહે ઋષિયો રઝળાવ્યા ॥૫॥

માનવતિ માનતુંગ નરેશને, ચતુરાયે નિજ ચર્ણ ચટાડયાં ॥ અરણિક આષાડભુતિ નંદષેણ, સંજમ પહાડ ઉપરથી પાડયાં॥ હરિહર વાળી નાગ પુરંદર, સૂર અસૂરનાં તોલ ઘટાડયાં ॥ અવર કોણ ગણે ખોડિદાસજી, દુર્ધરને પણ દુઃખ દેખાડયાં ॥ ૬ ॥

ક્ષણ રૂસે ક્ષણમાંહી તુસે, વળી ક્ષણ હસે ક્ષણ માંહી રડે છે ॥ ક્ષણે કરે દીનતા વનિતા વળી, ક્ષણમાં સિંહણ સાથ લડે છે ॥ ક્ષણમાં દાસી થઈ ચરણે નમે, ક્ષણમાં ફાંસી નાંખી દરડે છે ॥નારી ચરિત્રને પાર નથી. ખોડિદાસ કહે મૂઢ પાસ પડે છે ॥ ૭ ॥

માનિન મોહનવેલ વધી વધી ત્રણ જગતમાંહી પથરાણી ॥ વીંટીયા છેલ છંછાળ છોગાળાને, મર્દ મૂછાળાનું ઉતર્યું પાણી ॥

ઋદ્ધિવંતા મદવંતા હતા, ખત્તા ખાઈને તેહ થયા ધૂળધાણીાાબચ્ચો નહી બળવંત કોઈ, ખોડિદાસ કહે અચરીજની કહાણી ાા૮ાા

દોરડું દેખીને દોટ દિયે, મહા પન્નગને પકડે નિજ હાથે ાા શીયાળ શબ્દ સુણી ડરપે, લડવા ધરે હિમ્મત સિંહની સાથે ાા નિઃસત્વની નીસરણી ચડતાં, નિરભીક ચડે ગિરિશિખર માથે ાા ખરેખરૂં ખોડિદાસ કહે, અબળા સબળા નરછે પણ નાથે ાા૯ાા

વાત કરીને ખસે ક્ષણમાં, અનરથ કરી વળી થાય અજાણી ાા અંતર વિષ હળાહળ સારિખી, મીષ્ટ મધુર વદે મુખ વાણી ાા જાણી સમયને શાણી શયાણી, ભળી જાય સર્વમાં લીંબુનું પાણીાાસ્વારથ સાધી રહે અળગી, ખોડિદાસ કહે એ વાત પુરાણી ાા૧૦ાા

કલ્પિત ક્રોડ કરે ન ડરે, અણુહુતાં અનેકને આળ દીયે છે ાા નાથને હાથ તાળી દઈને, વહી જાય અવરની ઓટ લીયે છે ાા સોગન જૂઠ લવી જુવતિ, સમજુ નરને ચઢી ચોટ લીયે છે ાા પ્રાક્રમ પાર નહી ખોડિદાસ, કથી કહું વાત હજી ઘણીએ છે ાા૧૧ાા

સાયર ભુજ તરે તરુણી, વળી છીલર નીર દેખી ડરપે છે ાારૈન તમસ્વી દેખી મેરે, જેમ ચેહ સમાન તેમાં અડપે છે ાા પુલની માળ હરે મૂર છે, ઝટ લોહની સાંકળને ઝડપે છે ાા ખાડની ખુબ ડરે કરી બુંબ, કહે ખોડિદાસ કૂવા તળપે છે ાા૧૨ાા

## मनहर छंद.

વાંકડી મૂછડીવાળા, રંગીલા જે રઢીયાળા ાા છયલ છોગાળા ભાળ્યા, નારીએ નમાડિયા ાા માની મચ્છરાળા જ્ઞાની, ધ્યાની વળી ગુણવાળા ાા દૂદાળા કુંદાળા ચોર, ચંડાળને ચાડિયા ાા વૃદ્ધ જુવાન બાળા, જોગી ભોગીને દયાળા ાા વરણે ઉજ્વળ કાળા, ભામાયે ભમાડિયા ાા દેવતાના દિગપાળા, જળ થળ વ્યોમવાળા ાા ખોડીદાસ સ્વાર પ્રાળા, રામાએ રમાડિયા ાા ૧ ાા

---

## अथ श्री चंदराजा अने गुणावली राणीना कागल.

### તત્ર પ્રથમ ચંદરાજા લિખિત પત્ર પ્રારંભ.

### ढाल १ ली

( મેતારજ મુનિવર, ધન ધન તુમ અવતાર એ દેશી, )

સ્વસ્તિ શ્રી મરુદેવિના જી, પુત્રને કરું રે પ્રણામ ॥ જેહથી મનવંછિત ફળ્યાં જી,ઉપગારી ગુણધામ ॥ ગુણવંતી રાણી, વાંચજ્યો લેખ ઉદાર ॥૧॥ એ આંકણી ॥ સ્વસ્તિ શ્રી આભાપુરે જી, સર્વ ઉપમા ધીર ॥પટરાણી ય ગુણાવળીજી સજ્જન ગુણે ગંભીર ॥ ગુણ૦॥૨॥ શ્રી વિમળાપુર નયરથી જી, લખિતંગ ચંદ નરિંદ ॥ હિત આશિર્વાદ વાંચજો જી, મનમાં ધરીય આનંદ ॥ ગુ૦ ॥૩॥ આંહી કુશળ ખેમ છે જી, નાભીનંદન સુપસાય ॥જગમાં જશ કીર્તિ ઘણી જી, સુર નર સેવે છે પાય ॥ ગુ૦॥૪॥ તુમચા ખેમ કુશળ તણા જી, કાગળ લખજો સદાય ॥ મળવું જે પરદેશમાં જી, તે તો કાગળથી રે થાય ॥ગુ૦॥૫॥ સમાચાર એક પ્રીછજો જી, મોહન ગુણ મણિ માળ ॥ ઇહાં તો સૂરજકુંડથી જી, પ્રગટી છે મંગળ માળ ॥ ગુ૦ ॥૬॥ તેહની હર્ષ વધાઇનો જી, રાણી એ જાણજો લેખ॥ જો મનમાં પ્રેમજ હુવે તો, હર્ષજ્યો કાગળ દેખ॥ગુ૦ ॥૭॥ તુમ સજ્જન ગુણ સાંભરે જી, ક્ષણ ક્ષણમાં સો વાર ॥ પણ તે દિન નવિ વીસરે જી, કણેરની કાંબ બે ચાર ॥ ગુ૦ ॥૮॥ જાણી નહી મુજ પ્રીતડી જી, થઈ તું સાસુને આધીન ॥ તે વાતો સંભારતાં જી, મન પામ્યું છે રે દીન ॥ ગુ૦॥૯॥ પણ તું સું કરે કાંમિની જી, શું કહીએ તુજ નાર ॥ સ્ત્રી હોવે નહી કેહની જી,ઇમ બોલે છે સંસાર ॥ગુ૦॥૧૦॥ સુતા વેચે કંતને જી, હણે વાઘને ચોર ॥ બીહે બીલાડીની આંખથી જી, એહવી નારી નિઠોર ॥ગુ૦॥૧૧॥ ચાલે વાંકી દ્રષ્ટિથી જી, મનમાં નવ નવા સંચ ॥ એ લક્ષણ વ્યભિચારીનાં જી, પંડિત બોલે પ્રપંચ ॥ગુ૦ ॥૧૨॥ એક સમજાવે નયણથી જી, એક સમજાવે રે હાથ ॥ એહ ચરિત્ર નારી તણાં જી, જાણે છે શ્રી જગનાથ ॥ગુ૦॥૧૩॥ આકાશે તારા ગણે છે જી, તોળે સાયર નીર ॥પણ સ્ત્રી ચરિત્ર ન કહી શકે જી, સુરગુરુ સરિખો રે ધીર ॥ ગુ૦॥૧૪॥ કપટી નિસ્નેહી કહી જી, વળી તે નારી સર્વ ॥ ઈંદ્ર ચંદ્રને ભોળવ્યા જી, આપણ કરીએ શો ગર્વ ॥ગુ૦॥૧૫॥ નદી નીર ભુજબળે તરે જી, કહેવાય છે રે અનાથ ॥ એક વિષયને કારણે જી, હણે કંતને નિજ હાથ ॥ગુ૦॥૧૬॥ ગામમાં બીહે શ્વાનથી જી, વનમાં ઝાલે છે વાઘ ॥ નાસે દોરડું દેખિને જી, પકડે ફણિધર નાગ ॥ ગુ૦॥ ૧૭॥ ભર્તૃહરી રાજા વળી જી, વિક્રમરાય મહાભાગ ॥ તે સરખા નારી તણા જી, કહિય ન પામ્યા તાગ ॥ગુ૦॥૧૮॥ તો રાણી તુજ શું કહું જી, એ છે સંસા-

રની રીત ॥ પણ હું એમ નવિ જાણતો જી તુંજને એવી અવિનીત ॥ગુ૦॥૧૯॥ તુજને ન ઘટે કામિની જી, કરવો અંતર એમ ॥ માહરી પ્રીત ખરી હતી જી, તું પલટાણી કેમ ॥ ગુ૦॥ ૨૦ ॥ મુજથી છાની ઓઠડી જી, સાસુથી કરી જેહ ॥ જિમ વાવ્યાં તિમ તે લણ્યાં જી, ફળ પામી તું એહ ॥ગુ૦॥ ૨૧॥ હું વ્હાલો નહી તાહરે જી, વ્હાલી સાસુ છે એક ॥ તો વહુને સાસુ મળી જી, મોકળે મ્હાલજ્યો છેક॥ ગુ૦ ॥૨૨॥ દોષ કીશો તુજ દીજિયે જી, જોતાં હઈડે વિમાસ ॥ ભાવી ભાવ મટે નહી જી, લખિયા જે કર્મ તમાસ ॥ ગુ૦ ॥૨૩ તુજ અવગુણ સંભારતાં જી, મનમાં આવે છે રેષ ॥ પ્રીતિ દશા સંભારતાં જી, બહુ ઉપજે છે સંતોષ ॥ ગુ૦॥ ૨૪॥ કાગળ થોડો ને હિત ઘણું જી, મુજથી લખ્યું નવિ જાય ॥ સાગરમાં પાણી ઘણું જી, ગાગરમાં ન સમાય ॥ ગુ૦ ॥૨૫ ॥ અથ સમસ્યાઃ ॥ [1]ઘઉંની પહેલાં નીપજે જી, પીળું તરુવર તાસ ॥ પહેલે ચોથી માતરા જી, તે છે તુમારી પાસ ॥ ગુ૦ ॥૨૬ [2]દો નારી અતિ સામળી જી, પાણી માંહે વસંત ॥તે તુજ સજ્જન દેખવા જી, બળજો અતિય થરંત ॥ગુ૦ ॥૨૭॥ [3]મઠમાંહે તાપસ વસે જી, વિચે દીજે જીકાર ॥તુમ અમ એવી પ્રીતડી જી, જાણે છે કિરતાર ॥ગુ૦॥૨૮॥ [4]સાત પાંચ ને તેરમાં જી, મેળવજ્યો દોઈ ચાર॥ તેહના પાસે તુમે વસ્યા જી સ્નેહ નહીય લગાર ॥ ગુ૦॥ ૨૯॥ એ ચારે સમસ્યા તણો જી, કરજ્યો અર્થ વિચાર ॥ પ્રીતિદશા જિમ ઉલ્લસે જી, પ્રકટે હર્ષ અપાર ॥ગુ૦॥૩૦॥ કાગળ વાંચી એહનો જી, લખજો તુરત જવાબ ॥સાસુને ન જણાવશો જી, જો હોય ડહાપણ આપ ॥ ગુ૦ ॥ ૩૧ ॥ વળી હલકારા મુખથકી જી, સહુ જાણજો અવદાત ॥ કાગળથી અધિકી ઘણી જી, કહેશે મુખથી વાત ॥ ગુ૦ ॥ ૩૨ ॥ વિમળાપુરે ચંદ નરેસરે જી, લખિયો લેખ શ્રીકાર ॥ દીપવિજય કહે સાંભળો જી, આગળ વાત રસાળ ॥ ગુ૦ ॥ ૩૩ ॥

## अथ द्वितीय गुणावली राणी लिखित पत्रः

(દોહા.)

શ્રી વરદા જગદંબિકા, શારદા માતા દયાળ॥ સુર નર જસ સેવા કરે, વાણી જાસ રસાળ ॥૧॥ ત્રિભુવનમેં કીરતિ સદા, વાહન હંસ

૧ જીવ. ૨ આંખની કીકી, ૩ મજીઠ. ૪ એકત્રીશ માણસ.

સુહાય ॥ જડબુદ્ધિ પલ્લવ કિયા, બહુ પંડિત કવિરાય ॥૨॥ પુસ્તક વીણા કર ધરે, શ્રી અંજારી ખાસ ॥ કાસમીર ભરૂ અચ્ચમે તેહનો ઠામ નિવાસ ॥૩॥ એ જગદંબા પદ નમી, વરણવું બીજો લેખ ॥ શ્રોતાને સુણતાં થકાં, પ્રગટે હર્ષ વિશેષ ॥૪॥ ચંદ લેખ વાંચી કરી, ગુણાવળી નિજ નાર ॥ ઉત્તર પાછો કંથને, લેખ લખે શ્રીકાર ॥૫॥

---

## ॥ ઢાલ ૨ જી. ॥

( ધવળ શેઠ લેઇ ભેટણું. એ દેશી )

સ્વસ્તિ શ્રી વિમળાપુરે, વીરસેન કુળ ચંદરે ॥રાજ રાજેશ્વર રાજિયા, સાહિબ ચંદ નરંદરે ॥ વાંચજો લેખ મુજ વાલહા ॥૧॥ એ આંકણી ॥ શ્રી આભાપુર નગરથી, હુકમી દાસી સકામ રે ॥ લખિતંગ રાણી ગુણાવળી, વાંચજો મ્હારી સલામરે ॥વાં૦॥૨॥ સાહિબ પુણ્ય પસાયથી, ઇહાં છે કુશળ કલ્યાણ રે ॥ વ્હાલાના ખેમ કુશળ તણા, કાગળ લખજો સુજાણ રે ॥ વાં૦ ॥૩॥ સમાચાર એક પ્રીછજો, ક્ષત્રીવંશ વજીર રે ॥ મુજ દાસીની ઉપરે, કૃપા કરી વડધીર રે ॥ વાં૦ ॥૪॥ વ્હાલાએ લેખ જે મોકલ્યો, સેવક ગિરધર સાથેરે॥ ખેમે કુશળે આવીયો, પહોંચ્યો છે હાથો હાથ રે ॥ વાં૦ ॥૫॥ વ્હાલાનો કાગળ દેખીને, ટળિયા દુઃખના વૃંદરે ॥ પિયુને મળવા જેટલો, ઉપન્યો છે રે આણંદ રે ॥વાં૦ ॥ ૬॥ સુરજ કુંડની મહેરથી, સફળ થયો અવતારરે ॥ તે સહુ કુશળ કલ્યાણના, આવ્યા છે સમાચાર રે ॥ વાં૦ ॥૭॥ સોળ વરસના વિયોગનું, પ્રગટયું દુઃખ અપાર રે ॥ કાગળ વાંચતાં વાંચતાં ચાલી છે આંસુની ધાર રે ॥ વાં૦ ॥૮॥ જે વ્હાલાએ લેખમાં, લખિયા ઓલંભા જેહ રે ॥ મુજ અવગુણ જોતાં થકાં, થોડા લખિયા છે એહરે ॥ વાં૦ ॥૯॥ સાહિબ લખવા જોગ છો, હું સાંભળવા જોગ રે ॥ જેહવા દેવ તેવી પાતરી, સાચી કહેવત લોક રે ॥ વાં૦ ॥૧૦॥ સમસ્યા ચાર લખી તુમે, તે સમજી છું સ્વામ રે ॥ મનમાં અર્થ વિચારતાં, હરખે છે આતમરામ રે ॥ વાં૦ ॥૧૧॥ હું તો અવગુણની ભરી, અવગુણ ગાઢાં લાખ રે ॥ જિમ કોઇ વાયુંના જોગથી, બગડી આંબા સાખ રે ॥ વાં૦ ॥૧૨॥ મુજ અવગુણ જોતાં થકાં, નાવે તમને મહેર રે ॥ પણ ગિરૂઆ ગંભીર છો, જેહવી સાયર લહેર રે ॥વાં૦॥૧૩॥ ગિરૂઆ સહજે ગુણ કરે, કંતમ કારણ જાણરે ॥જળ સીંચી સરોવર ભરે, મેઘ ન માગે દાણરે॥

વાં૦ ॥૧૩॥ પત્થર મારે છે તેહને, ફળ આપે છે અંબરે ॥ તિમ તુમ સરિખા સાહિબા, ગિરુઆ ગુણની લુંબરે ॥ વાં૦ ॥ ૧૫ ॥ કાપે ચંદન તેહને આપે છે સુગંધ અપાર રે ॥મુજ અવગુણ નાણ્યા હિયે, ધન્ય ધન્ય તુમ અવતાર રે ॥ વાં૦॥૧૬॥ મુજ સરિખી કોઇ પાપિણી, દીસે નહી સંસાર રે ॥ માન્યું સાસુનું કહ્યું છેતરિયો ભરથાર રે ॥વાં૦ ॥૧૭॥ મેં જાણ્યું નહી એહવું, હું તો ભોળી નાર રે ॥ સાસુને કાને ચઢી, સમજી નહી લગાર રે ॥વાં૦ ॥૧૮॥ મેં આગળથી લહી નહી, સાસુ એહવી નાથ રે ॥ ખાવી ગાંઠની ખીચડી, જાવું ઘેલાની સાથ રે॥ વાં૦ ॥૧૯॥ કાંઇક કાચા પુણ્યથી, સદબુદ્ધિ પણ પલટાય રે ॥જિમ રાણીને ખોળનું, ખાધાનું મન થાયરે ॥વાં૦ ॥૨૦॥ કરી પ્રપંચ ઇણ સાસુએ, ઘણો દેખાડયો રાગ રે॥ પછે તો વાત વધી ગઈ, થયો પીછનો કાગ રે॥ વાં૦ ॥૨૧॥ કિહાં આભા વિમળાપુરી, જોયા જેહ તમાસ રે ॥ હાંસીથી ખાંસી થઇ, કરવા પડિયા વિમાસ રે ॥વાં૦ ૨૨॥ પરણ્યાની સહુ વાતડી, મુજને કહી પ્રભાત રે ॥ જો તે ઠેકાણે હાટડી, તો એવડું નવિ થાત રે ॥ વાં૦ ॥૨૩॥ મિંઢળની સહુ વાતડી, મેં કહી સાસુને કાન રે ॥ પછે તો ઝાલ્યું નવિ રહ્યું, પ્રગટયું ત્રીજું તાન રે॥ વાં૦ ॥૨૪॥ મ્હારૂં કર્યું મુજને નડયું, આડું ન આવ્યું કોઈ રે॥ ચોરની માતા કોઠીમાં, મુખ ઘાલી જિમ રોય રે ॥વાં૦॥૨૫॥ પસ્તાવો શો કરવો હવે, કહ્યું કાંઇ ન જાય રે ॥ પાણી પી ઘર પૂછતાં, લોકોમાં હાંશી થાય રે ॥વાં૦ ॥૨૬॥ જે કાંઇ ભાવી ભાવમાં, જે વિધિ લખિયા લેખરે ॥ તે સવિ ભોગવવા પડે, તિહાં નહી મીન ને મેખ રે ॥ વાં૦ ॥ ૨૭ ॥ સાસુના જાયા વિના, સોળ વરસ ગયાં જેહ રે ॥ મુજ અવગુણની વાતડી, જાણે કેવળી તેહ રે ॥ વાં૦ ॥ ૨૮ ॥ પણ કુકંટથી જે નર થયા, તે વિસ્તરશે વાત રે ॥ સાસુ સાંભળશે કદા, વળી કરશે ઉતપાત રે ॥વાં૦ ॥ ૨૯ ॥ તે માટે સાવધાનથી, રહેજો ધરિય ઉલ્લાસ રે ॥ જેહવા તેહવા લોકનો, કરશો નહિ વિશ્વાસ રે॥ વાં૦ ॥ ૩૦ ॥ સાસુને કહેવરાવજો, ઇહાં આવ્યાનો ભાવ રે ॥ પછે જેહવા પાસા પડે, તેવા ખેલજો દાવ રે ॥ વાં૦ ॥ ૩૧ ॥ મુજ અવગુણની ગાંઠડી, નાખજો ખારે નીર રે॥ નિજ દાસી કરી જાણજો, મુજ નણદીના વીર રે ॥વાં૦ ॥૩૩॥ કાગળ લખજો ફરી ફરી, કૃપા કરી એક મન રે ॥ વ્હેલાં દરિસણ આપજો, શરીરનાં કરજો જતન

રે ॥ વાં૦ ॥૩૩॥ તુજ બહેની વ્હાલી ઘણું, પ્રેમલાલચ્છી જેહરે ॥ તેહને બહુ હેતે કરી, બોલાવજો ધરી નેહ રે ॥વાં॥૩૪॥ સમસ્યા॥ [1]રાધાપતિકે કર વસે, પંચજ અક્ષર લેજો રે ॥ પ્રથમ અક્ષર દૂરે કરી, વધે તે મુજને દેજોરે ॥વાં॥૩૫॥ જો હવે સૂરજ કુંડથી. વિઘન થયાં વિશરાળરે ॥ તો સહુ પુણ્ય પસાયથી, ફળશે મંગળ માળ રે ॥વાં૦॥૩૬॥ ઈમ લખી લેખ ગુણાવળી, પેષ્યો પ્રીતમ પાસ રે ॥ દીપવિજય કહે ચંદની, હવે ફળશે સહુ આશરે ॥વાં૦॥૩૭॥ઇતિ.॥

# અથ શ્રી નેમનાથનો સલોકો.

સિદ્ધિ બુદ્ધિ દાતા બ્રહ્માની બેટી, બાળ કુમારી વિદ્યાની પેટી॥ હંસવાહના જગમાં વિખ્યાતા, અક્ષર આપોને સરસતી માતા॥૧॥ નેમજી કેરો કહેશું સલોકો, એક મનેથી સાંભળજો લોકો ॥જંબુદ્વીપના ભરતમાં જાણું, નયર સૌરીપુર સરગ સમાણું ॥૨॥ ચઊટા ચોરાશી બારે દરવાજા, રાજ્ય કરે તિહાં યદુવંશી રાજા ॥ સમુદ્રવિજય ઘર શિવાદેવી રાણી, શીળે સીતાને રૂપે ઈંદ્રાણી ॥૩॥ તેહ તણી જે કૂખે અવતરીયા, સહસ અઠ્ઠોત્તર લક્ષણે ભરિયા ॥ ખારો ખાટો ને મીઠો જે આહાર, ગર્ભને હેતે કીજે પરિહાર ॥૪॥ ઘોર ઘટાયે જળ ધર ગાજે, સજળ લીલાંબર પુહવી બિરાજે ॥ વાદળ દરમાંહે વીજઝબૂકે, ક્ષણ ક્ષણ અંતર મેહ ટબૂકે ॥૫॥ પૂરણ નદીએ આવ્યાં છે પૂર, પૂરણ પુહવી પસરિયો અંકૂર ॥ ઋતુ મનોહર દાદૂર ડહકે, ભર્યા સરોવર લહેરે તે લહકે ॥૬॥ છબી હરિયાંની અજબ છબીલી, નીલે આભરણે ધરતી રંગીલી ॥ રાગ મલ્હારની ઋતુ ભરેલી,અજુઆળી પાંચમ શ્રાવણ કેરી ॥૭॥ પૂરણ પસરયો પાવસ કાળ, પૂરણ પુહવી પસરયા સુગાળ ॥ મધ્યરાતને પૂરણ માસે, નેમજી જનમ્યા રાજ અવાસે ॥૮॥ ચોસઠ ઈંદ્ર ને છપ્પન કુમારી, ઓચ્છવ કરીને ગયા નિજ ઠારી ॥ થયો પરભાત રાત વિહાઇ, દાસીએ જઇને દીધી વધાઇ ॥૯॥ દૂર તે કીધું દાસી આચરણ, અનેક આપ્યાં વસ્ત્ર આભરણ ॥ સોવન થાળની માંહે રૂપૈયા, સવાલાખ તે આપ્યા સોનૈયા ॥૧૦॥ અતિ આનંદ પામ્યો નરેશ, રાજસભામા કીધો પ્રવેશ ॥ પુત્ર જનમ્યાની નોબત વાજી, નાદે તે રહ્યું અંબર ગાજી ॥૧૧॥ બત્રીશ

1 દરશન

બદ્ધ તિહાં નાટક થાય, ઘેર ઘેર કુંકુમ હાથા દેવાય ॥દાન યાચકને દીધાં અછેહ, જાણે કે પુઠયો ઉત્તર મેહ ॥૧૨॥ તોરણ બાંધ્યા ઘર ઘર બાર, ઘર ઘર ગાયે મંગળ ચાર ॥ બાર દિવસ લગેં ઓચ્છવ કીધો, લખમી તણો ત્યાં લાહોજ લીધો ॥૧૩॥ અરથ ગરથના ખરચ્યા ભંડાર, નામ તે ઠવ્યું નેમકુમાર ॥ દિન દિન વાધે ચંદ્ર વહિતો, કેડછે લંકે કેસરી જીત્યો ॥૧૪॥ ત્રિવળી દેખીને ત્રિભુવન મોહે, ગંગા જમુનાને સરસતિ સોહે ॥ નાસા નિરૂપમ દીપશિખાશી, નયણ પંકજ પત્ર પ્રકાશી ॥૧૫॥મુખથી બોલે અમીરસ વાણી, મનમાંહે હરખે શિવાદેવી રાણી ॥ બાળલીલામાં બુદ્ધિ ભંડાર, દેખીને મોહે સુર નર નાર ॥૧૬॥ એક દિન નેમજી બજાર માંહે, નગરીના ખ્યાલ જુએ ઉચ્છાંહે ॥ કૃષ્ણુતણી જિહાં આયુદ્ધશાળા, તિહાં કણે પોહોત્યા દીનદયાળ ॥૧૭॥ શંખ ચક્ર ને ધનુષ ઉદાર, કોદંડ તાણીને કીધો ટંકાર ॥ વળતા સેવક ઇણિ પરે બોલે, ગોવિંદ વિના એ ચક્ર ન ડોલે ॥૧૮॥ ટચી આંગુળિયે ચક્ર ઉપાડયું, ચાકતણી પરે ભલું ભમાડયું ॥ અચંક ઉભા ઇણિ પરે ભાંખે, શંખ ન વાજે કૃષ્ણુજી પાખે ॥૧૯॥ હળવેશું લેઇ શખ બજાયો, સાતે પાતાળે સરગે સુણાયો ॥ શેષ સળસળિયા ધરા તિહાં ધમકી. ઝરૂખે બેઠી કામિની ઝબકી ॥૨૦॥ હબક લાગીને હાર તિહાં ટ્યા, કંચુક તણા બંધ વિછુટયા ॥ સમુદ્રજળ હળિયાં ચઢિઆં કલ્લોલે,કાયર કંપે ને ડુંગરા ડોલે ॥૨૧॥ હાથી હબકયા ઝબકયા ઝુનાર, તેજી ત્રાઠાને ડરિયા દિગપાળ ॥ પવન થંભ્યો ને ધરતી ઘેરાઈ, કૃષ્ણુજી કહે સુણો બળભદ્ર ભાઈ॥૨૨॥ કોઈક નવો તે વૈરી અવતરીયો, મ્હોટો બળવંત મચ્છર ભરીયો ॥ નાદે અનહદ અંબર ગાજે, એહવો શંખ તે કેણે ન વાજે ॥ ૨૩॥ ત્રિભુવન માંહે તો કોઇ ન સૂજે, ચક્રી બારે ન ઈંદ્ર અલુજે ॥ જદુનાથને થઇ તે જાણ, વાત સુણીને થયા હેરાન ॥૨૪॥ ધ્રુજે ભુધર ચિંતે મનમાંય, રાજકાજ તે મેલ્ય કહેવાય ॥ સુગુણ સોભાગી સાહસિક શુરો, એકે વાતે એ નહી અધુરો ॥ ૨૫ ॥ મુજથી બળિયો એ મહાબળ ધારી, મ્હોટે સાંસે તે પડયો મોરારી॥ વળી વળી મનમાં ચિંતે વનમાળી, રાજ્ય અમારૂં લેશે ઉલાળી ॥૨૬॥ઇણે અવસરે નેમ કુમાર, મલપતાં આવ્યા સભા મોઝાર ॥ આઘા આવો જી આદર દીધો, સભા સહુ કોઈ પરણામ કીધો॥૨૭॥ પાણી પસારી સારંગપાણી, મુખથી બોલ્યા તે એહવી વાણી॥આજ

પરખીયે બળ તુમારો, નેમ નમાવો હાથ અમારો ॥૨૮॥ કાચી કાંબ જિમ કણુયર કેરી, કમળ તણી પરે વાળ્યો કર ફેરી ॥ નેમજી રહ્યા બાંહ્ય પસારી, જાણે હીંડોળે હીંચે ગિરિધારી ॥૨૯॥ વિઠ્ઠલ મનમાં જુએ વિચારી, એહ કુંવારો બાળ બ્રહ્મચારી ॥ ઈમ ચિંતીને નારી હકારી, છાંટે નેમને બાંહે પસારી ॥૩૦॥ ભરી ખંડોખળી કેસર કુંકુમે, ગોપી દીયરશું રમત રમે ॥ સત્યભામાને રૂકિમણી રાણી, કહે નેમને એહવી તે વાણી ॥૩૧॥ પરણો રાજુલરૂપે રઢીયાળી, નારી વિના તે નર કહિયે હાળી ॥ નારીનો રસ તે મ્હોટો સંસાર, નારી તે અછે નરનો આધાર ॥૩૨॥ પુરૂષની પાસે જો ન હોય નારી, વસ્તુ ન ધીરે કોઈ વ્યાપારી ॥ નારી તે અછે રત્નની ખાણ, ઘરણી વટે તે ઘરનું મંડાણ ॥૩૩॥ મુસકીશું બોલે ગોવિંદ રાણી, બત્રીશ સહસમાં વડી જેઠાણી ॥ પાયે પડવું તે દોહલું જાણી, તે માટે તમે ન્હાની દેરાણી ॥૩૪॥ જેહશું અપૂરવ પ્રીત બંધાણી, આજ તે હવે કેમ રહિયે તાણી ॥ ફરી ઉત્તર નેમે ન દીધો, માન્યો માન્યો જી સહુ કોણે કીધો ॥૩૬॥ બોલ બોલ્યાને કીધી સગાઇ, લીધાં લગન ને કરી સગાઇ ॥ છપ્પન કુળ કોટી જાદવ મળિયા, તુરને નાદે સમુદ્ર જળ હળિયા ॥ ૩૬ ॥ ચઢી જાન ને વાજિંત્ર વાજે, જાણે અષાઢો જળધર ગાજે ॥ જુગતે કરીને જાદવ ચઢીયા, પ્રથમ ધાવતો નગારે પહોચ્યા ॥૩૭॥ મદગળ માતાને પરવત કાળા, લાખ બેતાળી સબળ સુંઢાળા ॥ છાકે છકયાને મદે ઝરંતા, મૂકે સારસી ચાલે મલપંતા ॥૩૮॥ લાખ બેતાળીશ તેજી પાખરીયા, ઉપર અસવાર સોહે કેસરીયા ॥ અચ્છી કચ્છી ને પંચ કલ્યાણા, પુંઠે પોઢાને પુરૂષ સમાણા ॥૩૯॥ સમગતે ચાલે ચક્ર રહંતા, ચંચળ ચપળને ચરણે નાચંતા ॥ સાજ સોનેરી સોહે કેકાણ, લાખ બેતાળીશ વાજે નિશાણ ॥૪૦॥ લાખ બેતાળીશ રથ જોતરીયા, કોઠી અડતાળીશ પાવા પડવરીયા ॥ નેજા પચરંગી પંચકોડ જાણું, અઢીલાખ તે દીવીધર વખાણું ॥૪૧॥ સોહે રાજેંદ્ર સોળહજાર, એકસોં એંશી વળી સાથે સુહાર ॥ સાથે સેજવાળા પંચલાખ વારૂ, માંહે સુંદરી બેઠી દીદારૂ ॥૪૨॥ શેઠ સેનાપતિ સાથે પરધાન, ભલી ભાતશું ચાલી હવે જાન ॥ બંધુકની ધુમે સુર છિપાયો, રજ ડંબરે અંબર છાયો ॥૪૩॥ ધવળ મંગળ ગાયે જાનરણી, જાણે સરસતિની વીણા રણજણી ॥ વાઘે કેશરીયે વરઘોડે ચઢિયા, કાને કુંડળ હીરે તે જડીયા ॥૪૪॥ છત્ર ચામર મુગટ બિરા-

જે, રૂપ દેખીને રતિપતિ લાજે ॥ જાન લેઈને જાદવ અધાવ્યા, ઉગ્રસેનને તોરણે આવ્યા ॥૪૫॥ દેખી રાજુલ મનમાં ઉલ્લસે, ચંદ્ર દેખી જેમ સમુદ્ર ઉલ્લસે ॥ ઘણા દીવસની રાજુલ તરસી, સજી સણગાર જુએ આરસી ॥૪૬॥ અંજન અંજીત આંખ અણીઆળી, વેણી સરળીને સાપણ કાળી ॥ શીશ ફુલને સેંથે સિંદુર, મયણરાજાનું પસર્યું છે પૂર ॥૪૭॥ ગાલે ગોરીને ઝાલ ઝબુકે, મદભર માતીને નજર ન ચૂકે ॥ નાસા નિર્મળ અધર પરવાળી, કેડે થોડીને ઘણું સુકુમાળી ॥૪૮॥ ભૂષણ ભૂષિત સુંદર રૂપ, મુખ પૂનમચંદ અનુપ ॥ રૂડાં રૂપાળાં કુચ ઉતંગ, કસને કસીને કીધા છે તંગ ॥૪૯॥ હૈયે લાખીણો નવસર હાર, ચરણે ઝાંઝર રણઝણકાર ॥ સજી શણગાર ઉભી ઝરૂખે, નિરખી નેમને મનમાંહે હરખે ॥૫૦॥ મ્હોટા મંડપની રચના અતિ રૂડી, ગાજે વાજિંત્ર ઉછળે ગૂડી ॥ ભુંગળ ભેરીને વાજે નફેરી, જુએ રાજુલ નેમને હેરી ॥૫૧॥ ગોખે ચઢીને રાજુલ ભાંખે, દીવસ દોહલા ગયા તુમ પાખે ॥ કંત તે કાંઈ કામણ કીધું, મન માહરૂં ઉલાળી લીધું ॥૫૨॥ આજ ફરકે છે જમણું રે અંગ, સહી એ થાશે રંગમાં ભંગ ॥ કહે રાજુલ સુણો સાહેલી, રખે જાદવ જાય મુજને મહેલી ॥૫૩॥ પશુ પેખીને પાચો વૈરાગ, મુગતિ રમણી શું કીધો છે રાગ ॥ નેમજી પુરવની પ્રીત પાળીજે, એમ છટકીને છેહ ને દીજે ॥૫૫॥ મુગતિ મદીરમાં આવજો મળશું, સદા સર્વદા રમત રમશું ॥ દાન સંવચ્છરી જિનવરે દીધું, નેમ રાજુલે સંજમ લીધું ॥૫૫॥ પુરવની પ્રીત અવિહડ પાળી, મુગતિમાં કરમ પોલ્યા પ્રજાળી ॥વેગે વિરહની વેદના ટાળી, શિવમંદીરમાં જોજ્યો સંભાળી ॥૫૬॥ શીળ પાળે જે ચતુર સુજાણ, નામે તેહને કોડ કલ્યાણ ॥ઉદયરત્ન કવિ ઇણી પરે બોલે, કોઈન આવે શ્રી નેમને તોલે ॥૫૭॥ ઇતિ.

---

## अथ श्री विजयकुमर अने विजयकुंवरीनी लावणी.

શ્રી વીતરાગ જિન દેવ નમું શિર નામી, કહું શીળતણો અધિકાર મુક્તિ જિણ પામી ॥ જિહાં વચ્છદેશમેં કોશંબિ નગરી જાણી, તે દક્ષિણ દેશમેં પ્રકટપણે વખાણી ॥ તિહાં શેઠ તણો સુત વિજયકુમાર વૈરાગી, સૂણિ શીળતણો મહીમા મનમેં લય લાગી ॥ તબ હાથ જોડકર મુનિપેં સોગન માગી, હુવા એક માસમેં કૃષ્ણપક્ષકા ત્યા

ગી ॥૧॥ ધન્ય વિજયકુમરકી કરી કમી કહુનાં જી, ચિત્ત ચોખે શીળ આદર્યું ભરજોવનમાં જી ॥ એ આંકણી ॥ શુદ્ધ પાળે શ્રાવક ધર્મ જ્ઞાન મુખ ઉચરે, પોસહ પડિક્કમણાં સંયમ કરતા વિચરે ॥ કરિ દયા દાન સંતોષ શીળ શુદ્ધ પાળે, ધરિ ધર્મ ધ્યાન ઓર આતમકું અજુઆળે ॥ દૃઢ સમકિતધારી શંકા કંખા નવિ આણે, પર પાખંડીકો પરચો નહી વખાણે ॥દેવાદિકનાં દુઃખ દેખિ ધર્મ નવિ છંડે, ચડતે પરિણામે કરણી અધિકી મંડે ॥ધન૦॥૨॥ પુણ્યયોગે વિજયાકુમરીમળી ગુણવંતી શુદ્ધ ચોસઠ કળાની જાણ મહા બુદ્ધિવંતિ॥ ગજગમણી રમણી બોલે કોકિલ વાણી, તનું કંચન સોહે બદન ભાળ ભલકાણી ॥ અતિ અધર લાલ કોમળ કપોળ બહુ સોહે, કર ચરણ ઉદર નયનકમળ જોઈ મન મોહે ॥ બહુ હર્ષ ભાવશું વિજય કુમરજી વ્યાહ્યા, પુણ્ય યોગે જોડ મળી પરણી ઘર આયા ॥ધન૦ ॥૩॥ હવે વિજયકુમરજીકી સોહે સુંદરતાઇ, ઈણ અવસર સુંદર દેવરૂપ છબિ છાઇ ॥ બિંહુ કાને કુંડળ રત્ને જડિયાં સોહે, શિર લાલમુકુટ મુક્તાફળ સુરનર મોહે ॥ગળે હાર રત્ને જડિયા સોહે બહુ ભારી, કરકંકણ ચમકણ મુદ્રડીયાં છબિ ન્યારી ॥ અરુબદન ભાલ નિર્મળ શશિ નેત્રે સોહે, ઇત્યાદિક ગુણે કરિ વિજયકુમર મન મોહે ॥ધન૦॥૪॥ તબ રંગ મહેલમેં બેઠા પલંગ બિછાઈ, પ્રીતમકી સેજ્યા સુંદર તન સજ આઇ ॥ અણિયાળાં કજ્જળ વીજળીયાં ચમકંતી, કરજોડી ઉભી પિયુ આગળ મલપંતી ॥ ચમકે ચુડિયાં સાર મણિયે ચમકંતિ, નકવેસર વેણી ઝુમરીયાં ઝમકંતી ॥કર કડિયાં જડિયાં મુદ્રડિયાં દમકંતી, અરુનેઉર પગમે ઘુઘરીયાં ધમકંતી ॥ધન૦॥૫॥ જબ બદન દિખાવે કામ જગાવે બાળા, ઇંદ્રાણી સરખી ઉભી રૂપ રસાળા ॥ પ્રીતમકો આદર માગે સુંદરિ ઉમાઇ, તનમન ઉલસંતી ઉભી આશા લાઈ ॥ કહે વિજય કુમરજી, અહો સુંદરિ ભલે આઇ, પણ હમણા તુમશું કામ નહી મુજ કાંઇ ॥દિન તીન લગે તો નહી મદનકી છાંહી, ફીર તુમ હમ પીછે સુખે સુખે દિન જાઇ ॥ધન૦॥૬॥ કહે કુમરિ કુમરકું કહો કારણ છે કાંઇ, હું સુંદર તન સજકર આઈ છું ઉમાઇ ॥ અબ અવસર ભરિયાં કેમ તજો પ્રીતમજી, મેં નિયમ લિયા છે તું સુંદરી નહિ સમજી ॥ તબ કુંમરી પૂછે કહો પ્રીતમજી હમકુ, અબ કિસી ભાંતકા નિયમ લિયા હે તમકું ॥ મુજ બાળપણાથી શીયળ રૂચ્યો મનમાંહી, કિયા કૃષ્ણ પક્ષકા નિયગ મુનિપે જાઇ ॥ધન૦॥૭॥ તબ વિજયા

કુમરી ઉભી મુખ કુમળાઇ, મુજ મનકી આશા ભરી રહી, મનમાંઇ ॥ કહે વિજયકુમર સુણુ સુંદરી કયું કુમળાઈ, પણ જિમ છે તિમ મુજ વેગ કહો પુરમાઈ ॥ તબ વિજયાકુમરી ધીરજપણું મનલાઈ, નીચાં નેત્રે કરી વાત કરે મુરઝાઈ ॥ મુજ બાળપણાથી શીળ રૂચ્યો મન માંહી, પહિલા પરણેકા પરિણામ હતા નહી કાંહી ॥ ધન૦ ॥ ૮ ॥ ગુરૂણિપે કિયા મેં શુકલ પક્ષકા સોગન, અબતોં હમારે હુવા દોનું પક્ષકા આગન ॥ પ્રીતમજી તુમ તો પરણો નારી અનેરી, પણ પહેલી ઇચ્છા શીળતણી હુઇ મેરી ॥ કહે વિજયકુમરજી અહો વલ્લભ ગુણવંતી, અબ તુમ હમ જોડી મળી બહુ દીપંતી ॥ હવે રત્ન છોડ કોણ કાચ ગ્રહે સુણુ પ્યારી, શુદ્ધ શીળ પાળશું મુક્તિ રમણિ છે નારી ॥ધન૦॥૯॥ બહુ દેવલોકનાં સુખ વિલશાં વાર અનેરી, પણ મનઇચ્છા પુરણ ભઇ નહી કુણ કેરી ॥જીવ નરક નિગોદ ભમ્યો ભવસાયર માંહી, બહુ કાળ ગમાયો ગરજ સરી નહીં કાંહીં ॥અબ ઉત્તમ કુળ અવતાર લીયો છે આઇ, પુણ્યયોગે મુનિવરનિ યોગવાઈ પાઇ ॥અબ માત તાત સબ ભ્રાત મિલે સ્વારથકા, ચડતે પરિણામે શિયળ પાળશું નિત્યકા ॥ ધન૦ ॥૧૦॥ અબ અલ્પ સંપદા દેખી કહો કિમ ખોઇએ, પણ બાટી સાટે ખેત ખોયા દુઃખ હોઇએ ॥ અબ એહ બાત અપને નહી કરની કિસિકુ, જો હમ દોનુંને નિયમ લિયાહે ખુસીકુ ॥કરજોડી કુમરી કહે કુમરશું અરજી, પણ વાત એ છાની કિમ રહેશે કુમરજી ॥ સુણી સસરો સાસુ ઘણા ખીજશે તુમશું, પણ કિસી શરમસેં રહ્યો જાયશે હમશું ॥ધન૦॥૧૧॥ સુણુ પ્રીતમ પ્યારી એહ આપની શિક્ષા, યહ બાત પ્રગટી તબ નિશ્ચે લેવી દીક્ષા ॥ એક ણુ સેજે સોવે દોય સુંદરિ અરુસાંઇ॥ સુતે સુતે બાંત કરે જયું બ્હેન ને ભાઈ ॥દો બેર કરે પડિક્કમંણુ સામાયિક આઇ, કરે દાન શીળ તપ ભલી ભાવના ભાઈ॥ તિહાં બાર વરસ વહિ ગયાં એમ કરંતાં, પણ વાત વિરતરી શીળપણે વિચરંતા ॥ ધન૦ ॥ ૧૨ ॥ તબ દક્ષિણ દેશ મેં વિજ્યા વિજયજી કેરાં, શ્રી વિમળકેવળી કિંયા વખાણ ઘણેરાં ॥ બેઉ ચરમ શરીરી છે મહા ઉત્તમ પ્રાણી, સહુ અચરિજ પામ્યા સુણિ કેવળિ મુખ વાણી ॥ સુણી જિનદાસ શ્રાવક હુઓ બહુત પ્રસન્ન ॥ હું જાઇ કરૂં તિહાં હર્ષ ધરી દરશન્ન॥ બહુ હર્ષ ભાવ શું આવ્યો નગરિ કોસંબી, શ્રી વિજયકુમરની વાત સુણી અચંભી ॥ ધન૦॥૧૩॥ બહુ હર્ષ ભાવથી મળિયો કુમર કુમરિયાં, પરિવાર જિમાયા બ-

હુત હર્ષ મન ધરિયા ॥ તબ માત તાત કુમરકા ઘણું ઉમાહ્યા, તુમ કહો શેઠજી કુણુ સગપણુસેં આયા ॥ શ્રી જૈનધર્મસ્નેહ હોંસે કરી આયો, શીળવંત કુમર કુમરીકો દરિશન પાયો ॥ ધન્ય તુમચે કુળમેં ઉપન્યા ઉત્તમ પ્રાણી, શ્રી વિમળકેવળી શોભા ઘણી વખાણી ॥ ધન ॥૧૪॥ એક સેજે સોવે શીયળ નિર્મળું પાળે,બિહુ બાળ બ્રહ્મચારી આતમને અજુવાળે ॥ બહુ અચરીજ સરખી વાત સુણી હું આયો, પણ ભાવમુનિકો દરશન નિર્મળ પાયો ॥ તબ માત તાત કહે કહોજી હમકુ ન્હાના, તુમ કિસી ભાંતકા નીયમ લીયા હે છાના ॥ તબ નેત્ર નિચાં કરી બાત કહે વિસ્તારી, અબ સંયમ લેવા ઇચ્છા ભાઈ હમારી ॥ ધન૦ ॥૧૫॥ જબ માત તાતપેં માગે કુમરજી આગ્યા,તબ નાત જાત સબ કુમરકુ કહને લાગ્યા ॥ તબ બહુત હઠ નશું લહી કુમરજી શિક્ષા, ચડતે પરિણામે દોનુ લીનિ શુદ્ધ દીક્ષા ॥ બહુ કઠિન હોઇને તપસ્યાશું લય લાઇ, ભવ જીવ સુધાર્યા શુદ્ધ સમકિત પદ પાઈ ॥ અરે જીવ અબ છતી વાંછે કિમ છટકાઇ,ધન્ય વિજય વિજયા (કુમરી)ને અધિક કરી અધિકાઈ॥ ધન૦ ॥૧૬॥ ચડતે પરિણામે કરણી કીધી નિર્મળ, મુનિ મુગતે પહોત્યા દોનું પામ્યા કેવળ ॥ શ્રી દોલતરામજી અને જીવાજીસ્વામી, ઋષિ લાલચંદ ગુણુ ગ્રામ કિયા શિર નામી ॥ સય સંવત અઢાર અડસઠે અવસર પાયા, શેહેર કોટા કેરા રામપુરે ગુણુ ગાયા ॥ જિહાં શ્રાવક વસે બહુ શ્રદ્ધાળા ગુણવંતા, જિહાં સાધુ સાધ્વી આવે વિહાર કરંતા ॥ધન૦॥ ॥ ૧૭ ॥ ઇતિ.

---

# अथ श्री द्वारका नगरीनी सज्झाय.

( દોહા. )

દોનુ બંધન આરડે, દુઃખ ધરતા મનમાંય ॥ બળતી દેખી દ્વારીકા, કીજે કવણુ ઉપાય ॥ ૧ ॥ રતન ભીંત સોવણુતણી, તેહ બળે તતકાળ ॥ સોવન થંભા કાંગરા, જાણે બળે પરાળ ॥ ૨ ॥

## ॥ ढाल ॥

બળતી દ્વારકા દેખીને રે ભાઇ, ઘણા થયા દીલગીર ॥ હૈડું તે લાગ્યું ફાટવા રે ભાઈ, નયણે વછુટયાં નીર રે ॥ માધવ ઇમ બોલે॥૧ ॥ એ આંકણી ॥ બે બંધવ મળીને તિહાંરે ભાઇ, વાત કરે કરુણાય ॥ દુઃખ ઘાલે દ્વારકાતણું રે ભાઈ, અમ કીજે કવણુ ઉપાય રે

॥ મા૦ ॥૨॥ કિહાંરે દ્વારકાની સાહબી રે ભાઈ, કિહાં ગજ'દળનો ઠાઠ ॥ સજ્જનનો મેળો કિહાં રે ભાઇ, ક્ષણમાં હુવા ઘણુઘાટ રે ॥ ॥મા૦ ॥૩॥ હાથી ઘોડા રથ બળે રે ભાઈ, બેતાળી લાખ ॥ અડતાળી ક્રોડ પાળા હુતા રે ભાઇ, ક્ષણમાં હુઇ ગયા રાખરે ॥ મા૦ ॥૪॥ હળધરને હરજી કહે રે ભાઇ, ધિક કાયરપણું મોય ॥ નગરી બળે મુજ દેખતાં રે ભાઈ, મુજ જોર ન ચાલે કોય રે ॥ મા૦॥૫॥ નગરી બળે મુજ દેખતાં રે ભાઇ, રાખી ન શકું રે જેમ ॥ ઇંદ્રધનુષ મેં ચડાવિયું રે ભાઇ, એ બળ ભાગ્યું કેમ રે ॥મા૦॥૬॥ જેણિ દિશે જોતા તેણિ દિશે રે ભાઇ, સેવક સહસ અનેક ॥ હાથ જોડી ઊભા ખડા રે ભાઇ, આજ ન દીસે એક રે ॥ મા૦ ॥૭॥ મ્હોટા મ્હોટા રાજવી રે ભાઇ, શરણે રહેતા આય ॥ ઉવટો શરણો તાકીયો રે ભાઇ, વેરણ વેળા આય રે ॥મા૦॥૮॥વાદળ વીજતણી પરે રે ભાઇ, ઋદ્ધિ બદલાય એ સોય ॥ ઈણ દોહિલીમેં આપણો રે ભાઇ, સગોય ન દીસે કોય રે ॥ મા૦ ॥૯॥ મહોલ ઉપગરણ આયુધ બળેરે ભાઇ, બળે સહુ પરિવાર ॥ આ આપદા પૂરી પડી રે ભાઇ, કીજે કવણ વિચાર રે ॥ મા૦ ॥૧૦॥ વળતા હળધર ઇમ કહેરે ભાઇ,પ્રગટયાં પુરવનાં પાપ ॥ બીજું તો સઘળું રહ્યું રે ભાઇ, માંહી બળે માય બાપ રે ॥ મા૦ ॥૧૧॥ દોનું બાંધવ માંહે ધસ્યા રે ભાઇ, નગરીમાં ચાલ્યા જાય ॥ રથ જોડી તેણે સમે રે ભાઇ, માંહી ઘાલ્યાં માય તાત રે ॥ મા૦ ॥૧૨॥ દોનુ બાંધવ જુતિયા રે ભાઇ,આવ્યા પોળની માંય ॥ દોનુ બાંધવ બહાર નીકળ્યારે ભાઇ,દરવાજે પડીયો આયરે ॥મા૦॥૧૩॥ પાછું વાળી જુએ તિહાં રે ભાઇ, ઘણુ થયા દિલગીર ॥ છાતી તે લાગી ફાટવા રે ભાઇ, નયને વછુટયાં નીર રે ॥ મા૦ ॥૧૪॥ હળધરને હરજી કહે રે ભાઇ, સાંભળ બંધવ વાય ॥ કિણી દિસે આપણ જાયશું રે ભાઈ, તે દિશ મોય બતાય રે ॥મા૦ ॥૧૫॥ વચન સુણી માધવતણાં રે ભાઇ, હળધર બોલે એહ ॥ પાંડવ ભાઇ કુંતા તણા રે ભાઇ, અબ ચાલો તેહને ગેહ રે ॥ મા૦॥૧૬॥વયણ સુણી હળધરતણા રે ભાઇ, માધવ બોલે એમ ॥ દેશવટો દેઈ કાઢિયા રે ભાઈ, તે ઘેર જાઉં કેમ રે ॥ મા૦ ॥ ૧૭ ॥ વળતાં હળધર ઇમ કહે રે ભાઇ, દેખી હોશે દિલગીર ॥ તે કેમ અવગુણ આણુશેરે ભાઈ, ગિરુઆ ગુણ ગંભીર રે ॥મા૦ ॥૧૮॥ તે તેહનાં કારજ કિયાં રે ભાઇ, ધાતકોખંડમે જાય ॥ દ્રૌપદી સોંપી આણિને રે

ભાઇ, તે કેમ ભુલશે ભાય રે ॥મા૦॥ ૧૯॥ અહંકારી શિર શેહરા રે ભાઇ, એહવી સંપદા પાય ॥ તે નર પાળા ચાલીયા રે ભાઈ, આપદા પડી બહુ આય રે ॥મા૦ ॥૨૦॥ પાંડવ મથુરા પ્રગટી જિહાં રે ભાઇ, અગ્નિ ખુણ સમુદ્ર તીર ॥ તે નગરી ભણી ચાલીયા. રે ભાઇ, બંધવ બેહુ સધીર રે ॥ મા૦ ॥ ૨૧ ॥ ઇતિ.

## અથ શ્રી ગર્વની સજ્ઝાય.

ગર્વ ન કરશો રે ગાત્રનો આખર એ છે અસાર રે ॥ રાખ્યું કેહનું નવિ રહે, કર્મ ન કૂરે કિરતાર રે ॥ ગર્વ ન કરશો રે ગાત્રનો ॥૧॥ એ આંકણી ॥ સડણ પડણ વિધ્વંસણ, જેહવું માટીનું ભંઠરો ક્ષણમાં વાગે રે ખોખરૂં, તે કેમ રહેશે અખંડ રોગર્વ૦ ॥ ૨ ॥ મુખને પુછીરે જે જમે, પાન ખાય ચૂટી ચૂટી બીટ રે॥ તે મુખ બંધાણા આંઝુવે, કાગ ચરકતા વિષ્ટ રો ગર્વ૦ ॥૩॥ મુખ મરડેને મોજો કરે, કામિનીશું કરે કેળિ રે॥ તે જઈ સુતા મશાણમાં, મોહે મમતાને મેલિ રે॥ ગર્વ૦॥૪॥ દિશો દિશી બોલતા હેજમાં, નર નારી લખ. કોડ રો તે પરભવ ન જઇ પોઢીયા, ધન કણ કંચન છોડ રે ॥ ગ૦ ॥૫॥ ક્રોડ ઉપાય જો કીજિયે, તો પણ નવિ રહે નેટ રે॥ સજ્જન મિળિ સહુ તેહને, કરે અગ્નિને ભેટ રે॥ ગ૦ ॥ ૬ ॥ કૃષ્ણ સરિખો રે રાજવી, બળભદ્ર સરિખો છે વીર રે ॥ જંગલમાં જૂઓ તેહને, તાકી માર્યું છે તીર રે ॥ ગ૦॥૭॥ બત્રીશ સહસ અંતેઉરી ગોવાળણી સોળ હજાર રે ॥ તરશે તરફડે ત્રીકમો, નહિ કોઈ પાણી પાનાર રે ॥ ગ૦ ॥૮॥ કોટીશિલા કરમે ધરી, ગિરધારી થયા નામ રે ॥ બેઠા ન થવાણું તે બળે, જુઓ કર્મના કામ રે ॥ ગ૦ ॥ ૯ ॥ જન્મતાં કેણે નવિ જાણિયા, મરતાં નહિ કોઇ રોનાર રે ॥ મહા અટવીમાંહી એકલા, પડયા કરે પોકાર રે ॥ ગ૦ ॥ ૧૦ ॥ છબીલો છત્ર ધરાવતો, ફેરવતો ચૌદિશિ ફોજ રે ॥ વનમાં વાસુદેવ જઇ વસ્યા, બેસે જિહાં વનચર રોજ રે ॥ ગ૦ ॥ ૧૧ ॥ ગજે બેસીને જે ગાજતો, થતી જિહાં નગારાંની ઠોર રે ॥ ઘુડ હોલા તિહાં ઘુઘવે, સાવજ કરતા તિહાં શોર રે ॥ ગ૦ ॥ ૧૨ ॥ જરા કુમર જંગલ વસે, ખેલે છે તિહાં શીકાર રે ॥ હરિ પગે પદ્મ તે દેખિયો, મૃગની ભ્રાંતે તેણિવાર રે ॥ ગ૦ ॥ ૧૩ ॥ તીર માર્યો તેણે તાણિને, પગ તળે બળ પૂર રે ॥ પગ ભેદીને તે નીસર્યો, તીર પડયો જઈ દૂર રે ॥ ગ૦ ॥ ૧૪ ॥ આપ બળે ઉઠીને કહે,

રે રે હું તો છું કૃષ્ણ રે ॥ બાણે કેણે મને વીંધીયો, એવો કોણ છે દુર્જન રે ॥ ગ૦ ॥ ૧૫ ॥ શબ્દ તે કૃષ્ણનો સાંભળી, વૃક્ષ તળે જરાકુમારરે, ॥ કાં હું વસુદેવ પુત્ર છું, રહું છું આ વન મોઝાર રે ॥ ગ૦ ॥ ૧૬॥ કૃષ્ણ રખોપાને કારણે, વર્ષ થયાં મુજ બાર રે ॥ પણ નવિ દીઠો કોઇ માનવી, આજ લગેં તે નિરધાર રે ॥ ગ૦ ॥ ૧૭॥ દુષ્ટ કર્મતણે ઉદય, આંહી આવ્યા તુમે આજ રે ॥ મુજને હત્યા રે આપવા, વળી લગાડવા લાજ રે ॥ ગ૦ ॥ ૧૮ ॥ કૃષ્ણ કહે આવો બંધવા, જિણ કાજ સેવો છો વન રે ॥ તે હું કૃષ્ણ તેં મારિયો, ન મટે શ્રી નેમનાં વચન રે ॥ ગ૦ ॥ ૧૯ ॥ ઇમ સુણી આંસુડે વરસવા, આવ્યો કૃષ્ણની પાસ રે ॥ મોરારી તવ બોલીયા, લેઆ કૌસ્તુભ ઉલ્લાસ રે ॥ ગ૦ ॥ ૨૦ ॥ એ નીશાની પાંડવને આપજે, જા તું ઇહાંથી વેગ રે ॥ નહી તો બળભદ્ર મારશે, ઉપજશે ઉદવેગરે ॥ ગ૦ ॥ ૨૧ ॥ આ સમે કીમ જાઉં વેગળો; જો તુમે મોકલો મોરારી રે ॥ ફરી ફરી પાછું જોતો થકો, વરસત આંસુ જળ ધાર રે ॥ ગ૦ ॥ ૨૨ ॥ દૃષ્ટિ અગોચર જે થયો, તેવીશમી ઢાળ રે ॥ ઉદરતન કહે એ થઈ, સહુ સુણજો ઉજમાળ રે ॥ ગ૦ ॥ ૨૩ ॥ ઇતિ. ॥

---

## अथ श्री साधुने शीखामणनी सज्झाय.

નારીને સંગે મુનિવરને નવિ રહેવું, નારીને સંગે મુનિવરને નવી રહેવું ॥ કળહાગારી કાળી નાગણ, મન વિચારી એવું રે ॥ નારીને૦ ॥૧॥ એ આંકણી ॥ સંયમની લુંટારી નારી, લટપટ કરશે ભારી ॥ સંગ કરવાથી ભંગ શિયળનો, રંગ દેશે ઉતારીરે ॥ ના૦ ॥૨॥ હાવ ભાવ દેખાડી પ્યારી, વાત કહે બહુ સારી ॥ સાંભળવાના સ્વાદી થાશો, જાશો સંયમ હારી રે ॥ના૦ ॥૩॥ વાણી મીઠી દિલની દીઠી શીળ દહન અંગીઠી ॥ સાધુ થઇને સંગત કરશે, લાજજ તેહની નીઠી રે ॥ ના૦ ॥ ૪ ॥ આંખડીયો ઉલાળી ત્હારૂં, ચિત્તડું લેશું ચોરી ॥ પ્રેમ પ્યાલો પાસે તુજને, દુર્ગતિ જાશે દોરી રે ॥ના૦ ॥૫॥ મુખને મટકે કરને લટકે, ચાલમાં ચિત્ત રહ્યું અટકી ॥ હાવ ભાવ દેખાડી નારી, પાડી દેશે પટકી રે ॥ના૦ ॥૬॥ કામ કુતુહળ કોડાકારી, ગીત ગાવે લલકારી ॥ રાંગ રંગમાં જે લુબ્ધાણા, જાણો ભ્રષ્ટાચારી રે॥ ના૦ ॥૭॥ રમઝમ કરતી આવે જાવે, વંદન કરે બહુ ભાવે ॥ લસ્જોબનમાં

જે ભણાવે, તે ગ્રગ્રા ખત્તા ખાવે રે ॥ ના૦ ॥૮॥ એકાંતે અબળા સંગાથે, કરે વાતોના કિલોલ ॥ નાક વિહુણા જે નિટોળા, જાણો કુટલ ઢોલ રે ॥ ના૦ ॥ ૯ ॥ અગ્નિ આગળ દારૂ રહેવે, નિશ્ચે જાવે ઊડી ॥ નારીને સંગેથી જાશો, ભવસાગરમાં બૂડી રે ॥ ના૦ ॥૧૦॥ વાટે જાતાં વનિતા સાથે, વાતડિયો નવિ કરિયે ॥ દૂર રહો જાણી સાપણિયો, પાપણીયો પરિહરિએ રે ॥ ના૦ ॥૧૧॥ જાણો કૂડ કપટની કૂંડી, ભામા ભાવઠ ભંડી ॥ ભવમાં કેઇ ભટકાવ્યાને, કેઈ ગયા છે ઉડી રે ॥ ના૦ ॥૧૨॥ છતા ભોગને છટકાવીને, લીધો સંયમભારા॥ વમ્યા વિષની વાંછા કરતાં, સહુ દેશે ધિક્કારરે ॥ ના૦ ॥૧૩॥ આંખ કાન ને નાર વિહુણી, વિણઠયાં સરવે અંગ॥ સો વરસની ડોસીનો પણ, કરવો નહી તસ સંગ રે ॥ ના૦ ॥૧૪॥ દેવાંગનાના ચળાવ્યા તો, નવિ ચળે મુનિરાય ॥ દૃઢ શિયળ વ્રતધારી તેહના, ઈંદ્રાદિક ગુણ ગાય રે ॥ ના૦ ॥ ૧૫ ॥ નવવાડે વિશુદ્ધ વ્રત પાળો, નારીથી રહો ન્યારા ॥ મૂળ ઉત્તર ગુણ આરાધો તો, પરમેશ્વરના પ્યારારે ॥ ના૦ ॥ ૧૬ ॥ ઓગણીશે સત્તરની સાલે, નૌતનપુર ચોમાસો ॥ આશ્વિન પંચમી શુકલ પક્ષે, વાર સ્થીર છે ખાસો રે ॥ ના૦ ॥ ૧૭ ॥ ખોડાજી કહે છોડો પ્રાણી, અબળાનો આસંગો॥ મોહ ભરમ છોડીને, આતમ ધર્મને રંગો રે ॥ ના૦ ॥૧૮॥ ઇતિ.

## અથ શ્રી શીયળવંતી સતીને શીખામણ.

( જનક સુતા હું નામ ધરાવું, રામ છે અંતરજામી. એ દેશી. )

નિસુણો સકળ સોહાગણ નારી, શિક્ષા અતિ સુખકારી ॥ મનડું વારી વિષય વિસારી, સજો શીયળ શણગારી ॥ સુણજ્યો સતીયાં ॥ દૂર કરી કુમતિયાં, સુણજ્યો સતિયાં, જ્યું હોવે શુભ ગતિયાં, સુણજ્યો સતીયાં ॥૧॥ એ આંકણી ॥ પંચ સાખે પરણ્યો તે પ્રીતમ, આતમનો અધિકારી ॥ એહ ટાળી અવર નર ગણીએ, લાલ ફકીર ભીખારી ॥ સુ૦ ॥૨॥ પ્રગટ પુરંદર રૂપે સુંદર, નળ કુબેર અનુહારી ॥ તૃણતણે તોલે ત્રેવડિયે, હોય જો સુર અવતારી ॥ સુ૦ ॥૩॥ નટ વિટ નર લંપટ લુચ્ચાથી, પગલાં પાછાં ભરીએ ॥ બગલા સરિખા દુષ્ટને દેખી, દૂરથી વેગળાં તરીએ ॥ સુ૦ ॥૪॥ તાળી પાડી દાંત દેખાડી, ખડખડ લોક હસાડી ॥ કામ કુતૂહળ ક્રીડાકારી, વાતન કરીએ ઉઘાડી ॥ સુ૦ ॥૫॥ શીળવંતીને નિત્ય નવિ ન્હાવું, ષટરસ સ્વાદે ન ખા-

વું ॥ નિત્ય શૃંગાર શરીરે ન સજવા, પર ઘર ઘણું નહી જાવું ॥ સુ૦ ॥૬॥ તાત ભ્રાત સરીખા નરશું, વાટે વાત ન કરીએ ॥ દુષ્ટજ દુર્જન દોષ ચઢાવે, અપજશથી અતિ ડરીએ ॥ સુ૦ ॥ ૭ ॥ આવળ ફુલ સરીખા ફોકટ, શીયળ રહિત નરનારી ॥ નકટીને આભુષણ અંગે શોભા ન દીસે સારી ॥ સુ૦ ॥૮॥ ચીર પટંબર અંબર ઓઢયાં, સજીયા સોળ શણગારા ॥ શીયળ વિના જાણો તે સઘળા, આગતણાં અંગારા ॥ સુ૦ ॥૯॥ કુલટા નારી ભ્રષ્ટાચારી, પ્યારી શીખ ન લાગે ॥ બાળપણે રંડાપા પામે, વ્રત લેઇને જે ભાગે ॥ સુ૦ ॥૧૦॥ ઘર ઘર ભટકે વાટે અકકે, વાત કરે કર લટકે ॥ ચંચળ ગતિયે ચાલે ચટકે, સજ્જન સહુને ઘણું ખટકે ॥ સુ૦ ॥૧૧॥ કેઇક કુળખંપણ કામનિયો, શ્વસુર બાપનું બોળે ॥ બેહુ લોકનું કાજ બગાડે, વ્રતને રણમાં રોળે ॥ સુ૦ ॥ ૧૨ ॥ કુસતીયો કલંક લગાડે, ગુણ આરામ ઉજાડે ॥ સજ્જનને સંતાપ પમાડે, સૂતા શત્રુ જગાડે ॥ સુ૦ ॥૧૩॥ નિર્લજ નિર્ગુણ નાક વિહુણી, વાટે ઘાટે વિગોવાશે ॥ શીયળથકી સંપૂરણ થાશે, સુર નર તસ ગુણ ગાશે ॥ સુ૦ ॥૧૪॥ કાચ તે સાચ કદી નવિ હોવે, રત્ન જ્યોતિ નહિ ઝાંખી ॥ સત્યવંતીના અવગુણ દાખી, જીવતી ગળે કોણ માખી ॥ સુ૦ ॥૧૫॥ સોને શ્યામ ન લાગે સજની, પરમેશ્વર છે સાખી ॥ મુક્તિતણા અભિલાષી થઇને, શીયળ રસ લ્યો ચાખી ॥ સુ૦ ॥૧૬॥ જ્ઞાતાધ્યયને ષોડશ વાસે, કૃત્તેપુર ઉલ્લાસે ॥ પૂજ્ય પૂંજાજી સ્વામી પસાયે, જોડી ઋષિ ખોડીદાસે ॥ સુ૦ ॥૧૭॥ ઇતિ. ॥

## अथ श्री जंबूस्वामीनुं चोढालियुं.

( દોહા. )

શ્રી ગુરુ પદપંકજ નમી, સમરી શારદ નામ ॥ જંબુસર ગુણ ગાવતાં, સીઝે વંછિત કામ ॥૧॥ બાળપણેથી જંબુએ, શીળ ધર્યો શિરદાર ॥ સાધુ અને શ્રાવક પ્રતે, શીળ વડો આચાર ॥૨॥ ચરમ કેવળી જાણીએ, સુધર્મ ગણધર શીષ ॥ તેહ તણા ગુણ જંપીયે, ભાવે નમો નિશ દિશ. ॥૩॥

### ॥ ढाल १ ली ॥

( અનુમતિ દીધી માયે રોવંતા. એ દેશી. )

જંબુદ્વીપ સુ જાણીએ, એ તો જોયણ લાખ વિસ્તારો રે ॥ ષટ ખંડ વૈતાઢયે કિયા, તેમાં ભરત લઘુ સુખકારો રે ॥ જય જય

જંબુકુમારજી ॥૧॥ એ આંકણી ॥ એતો બાળપણે બ્રહ્મચારી રે ॥ વિષય વિલાસે ન રાચીયો, જિનશાસનનો હિતકારીરે ॥ જય૦ ॥૨॥ નગરી રાજગૃહી દીપતી, તિહાં શ્રેણિક નૃપ સુખકારી રે ॥ વારો રામ તણો વહે, પ્રજાને તિમ હિતકારી રે ॥ જય૦ ॥ ૩ ॥ લોક સહુ સુખીયા વસે, કાંઈ કોટિધ્વજ કરુણાળો રે ॥ તિણે નગરે વ્યવહારિયો, ઋષભદત્ત નામે રસાળો રે ॥ જય૦ ॥ ૪ ॥ ધારણી કુખે અવતરિયો, જીવ સ્વર્ગ થકી શિરદારો રે ॥ માસ સવાનવે જનમિયો, એ તો પૂરણ પૂણ્ય ભંડારો રે ॥ જય૦ ॥ ૫ ॥ બાળપણો દૂરે ગયો, થયો જોવનવય તવ જાણી રે ॥ આઠે રમણિશું એકણુ દીને, વિવાહ મેળ્યો હિત આણી રે ॥ જય૦ ॥૬॥ તિણ વનમાંહે સમોસરયા, શ્રી વીરતણા પટધારી રે ॥ ચઉનાણી ચૌદ પુરવી, નામે સુધર્મ અણગારી રે ॥ જય૦ ॥૭॥ લોક સહુ વંદણ ચાલ્યા, તવ જંબુ પણ તિહાં આવે રે ॥ દેશના સુણી સુખ પામીયો, જિમ અતિ તરસ્યો જળ પાવે રે જય૦ ॥ ૮ ॥ વંદન કરી પાછો વળ્યો, જવ પોળે પ્રવેશ કરંત રે ॥ નાળ વછુટી કોટની, લોહગોળો તે અગ્નિ ઝરંત રે ॥ જય૦ ॥૯॥ જંબુકુમારના શીશથી, ચાર અંગુળ છેહ પુલાયો રે ॥ જંબુએ મનમાં વિમાસીયો, ઇહાં ધર્મ સખાઇ થાયો રે ॥ જય૦ ॥૧૦॥ પાછા વળી તેણે પગે, જઈ સુધર્મને શીશ નામે રે ॥ વ્રત ચોથો વિધિશું લીયો, નિજ પુરવ ભવને કામે રે ॥ જય૦ ॥૧૧॥

## ॥ ઢાલ ૨ જી.

( ઊંબરીયા તે ગાજે હો, ભટીઆણી રાણી વડ ચૂએ એ દેશી. )

ઘેર પધાર્યો હો વિનવે નિજ માતા પ્રતે, બે કરજોડી રે બાળ ॥ અનુમતિ દીજે હો સંયમ લેશું માતજી, અમચો મનોરથ પાળ ॥ સહજ સોભાગી હો, રાગી નંદન સાંભળો ॥ ૧ ॥ એ આંકણી ॥ લઘુવય કેહેવો રે જોગ ॥ ઘરની દોલત હો વિલાસો જંબુ આપણી, પાયાં છે બહોળા રે ભોગ ॥સહજ૦॥૨॥ આઠે રમણીશું હો વિવાહ મેળ્યો નંદ જી, પૂરો તેહની આશ ॥ તુજ પરિવાર હો દેખું નિજ નયણે કરી, વાધે કુળની સુવાસ ॥ સ૦ ॥ ૩ ॥ જંબુ જંપે હો માતા વાત સુણો હવે, મ્હારૂં વિષયે ન રાચે રે મન ॥ વિષયના ભોગી હો નરકે પહોત્યા સાતમી, તે સુણી ધ્રુજે મ્હારૂં તન ॥ સ૦ ॥ ૪ ॥ ષટ ખંડ નાયક હો ચક્રી કહીએ, બારમો બ્રહ્મદત્ત જેહનું નામ ॥ વિષ-

યના સ્વાદથી હો નરકે પહોત્યો સાતમી, એહ વિષયનાંરે કામ ॥સ૦ ॥૫॥ સંયમ વિષય હો જાયા દુક્કર પાળવો, મેરૂ તોળવો હાથ ॥ ખડ્ગની ધારા હો ઉપર બેટા ચાલવું, ભરવી આભશું બાથ ॥સ૦॥૬॥ બાવીશ પરિસહ હો સહેવા બેટા સાધુને, રહેવું તે મન નિરધાર ॥ સુખના સવાદી હો દુઃખ સહસો કેણી પરે, કહીએ છે વાત વિચાર ॥સ૦॥૭॥ કુમર તે બોલે હો સંયમ તોલે કો નહી, જેથી દુઃખનો રે છેહ ॥ વિષયના સુખથી હો આગળ દુઃખ હોવે ઘણું, સાચો ધર્મ નેહ ॥ સ૦ ॥૮॥ આઠે તે રમણી હો પરણો એકજ વાર તો, પછે જિમ આવે રે દાય ॥ વયણ ન લોપુ હો માતા મોરી તાહરે, મેં ધરિયું શીળવ્રત કાય ॥સ૦॥૯॥ ધવળ મંગળ હો વાજાં વાજે બહુ પરે, પરણ્યા તે આઠે નાર ॥ મહોલે પધારિયા હો જંબુ તેહિજ રાતમાં, પણ મન ધરિયો વ્રત ભાર ॥ સ૦ ॥ ૧૦ ॥ ધ્યાન ધરીને હો બેઠા મુખે અણબોલતા, રાખી વ્રતશું રંગ ॥ આવીને રમણી હો આઠે મળીને એકઠી, પહેરી અંગ સુરંગ ॥ સ૦ ॥ ૧૧ ॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( તિણ અવસર એક આવી જંબુકી રે એ રાગ. )

આઠે તે રમણી નમણી વીનવે રે, પિયુજી બોલો નહિ કિણ કાજ રે ॥ અમે તો પ્રભુજી કરિને ઓળખ્યા રે, અમચી તુમારે હાથે લાજ રે ॥ પરમ વૈરાગી પીતમ સાંભળો રે ॥ ૧ ॥ એ આંકણી ॥ ભોગસમય નવિ હોવે જોગ રે ॥ પુરણ પુણ્યને જોગે પામીયા રે, પાંચ જાતિના તુમે ભોગરે ॥પરમ૦॥૨॥ મુગતિના ઉપર કોઈ છે આળવોરે, જેહને કાજે અહો છો હાખ રે ॥ મુખને આગળ ભોજન જે મળ્યું રે, નવિ તજીએ ઘરડા કેરી શીખ રે ॥પરમ૦॥૩॥ ભોગ છતાને છંડી જાયશો રે, તે તો જિમ તુમને સુખ થાય રે ॥ પણ જિમ મરૂધરનો કણબી કહોરે, મૂરખ પહેલો તેહ ગણાયરે ॥ પરમ૦ ॥ ૪ ॥ ઇક્ષુ ગોધુમકેરી લાલચે રે, કાપ્યાં પાકાં અન્ન તૈયાર રે ॥ મનની હામ ન પહોતી કર્ષણી રે, તિમ તુમે પ્રીછો એહ વિચાર રે ॥ પરમ૦ ॥૫॥ વળતા તે બોલ્યા જંબુસ્વામિજી રે, અમે નહી કાગ સરીખા નાર રે ॥ આ મિષની લાલચ લાગી બુડિયો રે, પણ અમે ભોગ કરૂં પરિહાર રે ॥પરમ૦॥૬॥ લોભ ન કીજે પ્રભુજી અતિ ઘણો રે, વનચરની જિમ ગ્રંથે વાત રે ॥ તિર્યંચ ફીટી નરભવ પામિયો રે, ફરી લોભે

પામ્યો તેહિજ જાત રે ॥ પરમ૦ ॥૭॥ ગ્રંથે વાત કહી છે અતિ ઘણીરે, કહેતાં પાર ન આવે તેહ રે ॥ આઠ કથા તે ભાંખી જંબુએ રે, આઠે કહી સુંદરિયે ધરિ નેહ રે ॥ પરમ૦ ॥૮॥ તે માટે પ્રભુજી તમને વીનવું રે, વિલસો નરભવ કેરી લીલ રે ॥ કુંજર કાને ઝાલ્યા નવિ રહે રે, પછી તુમે લેજો સંયમ શીળ રે ॥ પરમ૦ ॥૯॥ મન દૃઢ કરવા આઠે નારિનાં રે, કહે છે જંબુ તવ દૃષ્ટાંત રે ॥ લલિતાંગ કુમર હુઓ જિમ આગળે રે, સુણજો થિર રાખીને મન રે ॥પરમ૦॥૧૦॥

## ॥ ઢાલ ૪ થી. ॥

ચાલ–કહે જંબુત્રિયાને, સુણજો થિર મન રાખી ॥ એક નગરી નિરૂપમ, પરિઘળ ઋદ્ધિ સુખી આખી ॥ ૧ ॥ વ્યવહારી નંદન વદન મદન કિયો વાસ ॥ નયરિમાં સંચરિયો, લઘુવય લીલ વિલાસ ॥૨॥ ઉ૦–લઘુ વયે સુંદર તેમ વિચક્ષણ, ચડતે જોવન ચતુર જિશો ॥ ગોખે રાણી નજર વિલોકે, નજરે પડિયો મયણ જિશો ॥ ૩ ॥ તુરત તેડાયો તતક્ષણ આયો, અકસ્માત તવ નૃપતિ ગયો ॥ દુર્ગંધ કેરી કોટડીમાં, માસ ષટ ઈણિપરે રહ્યો ॥૪॥ ચાલ–ઈણ અવસર જળધર, વુઠે ખાળને ધોવે ॥ જળ જોરે લલીતાંગ, બહાર વહીને આવે ॥૫॥ દાસી તવ દેખી, તુરત તેડી ઘર લાવે ॥ શ્રીમંત સુખી નર તતક્ષણ રોગ સમાવે ॥૬॥ ઉ૦–સકળ રોગ અંગથી ટળિયા, વળીયા તેહજ દીન ॥ શોળ શણગાર સજી લલિતાંગ ચાલે જેમ મયંદ ॥૭॥ રાણી તેજ ઝરૂખે દીઠી, ॥ દીઠો લલિતાંગ કુમાર ॥ વળી તે વખતે તેડાવણને મૂકી દાસી તે વાર ॥૮॥ ચાલ–કહે જંબુત્રિયાને, કહો તુમ આઠે નારી ॥ ફરિ જાવે કે ન જાવે, બોલો બોલો વિચારી ॥ ૯ ॥ તવ કર જોડીને, બોલી બાળા આઠ ॥ તે ન રહે નગરિમાં, ન કરે અંગ ઉચાટ ॥ ૧૦ ॥ ઉ૦–અંગ ઉચાટ તે કરવો હાથે, મૂરખ તે કિમ પાસ પડે ॥ તે તો ઉદર નવમાસ વસીને, કિમ રતિ પતિશું ચિત્ત ચડે ॥૧૧॥ દુર્ગંધ કેરી કોટડી કામિની, સુર નર મુનિ જેણે વસ્ય કિયા ॥ મુજ મન સંયમની લય લાગી, પાપ તાપ સહુ પરહરિયા ॥૧૨॥ ચાલ–સહુ શીખ દીયે તવ, જિમ સ્વામી મન ભાવે ॥ પ્રભવો તવ પાંચશે, જંબુ તસ સમજાવે ॥૧૩॥ જંબુનાં માય તાય, આઠ જંબુતણી નારી ॥ તેહનાં વળી માય તાય, તે સર્વે સુખકારી ॥૧૪॥ ઉ૦–સરવાળે પાંચશેને અઠ્ઠાવીશ, સકળ ગુણ ભંડાર ॥ ચારિત્ર

હેઉ કર્મ વિદારી, ચરમ કેવળી સાર ॥૧૫॥ વીરતણા ત્રીજા પટધારી, જુઓ આગમમેં વાત ॥ જંબુ ગુણ ગાયા અમે હરખે, પરમ સદા ગુણપાત્ર ॥૧૬॥ ચાલ–સત્તરશે પાંસઠે, માસ શ્રાવણ શુદિ બીજ ॥ ॥ ગુણ ગાયા રાણપુરમાં, મીઠા જાણે અમીજ ॥૧૭॥ ગચ્છલોંકે ગાજે, શ્રી તેજસિંહ પ્રતાપી ॥ તેહના પટધારી, કાહાન કીર્તિ જગ વ્યાપી ॥ ૧૮ ॥ ઉ૦–કીર્તિકારક વંછિત દાયક, લાયક ધ્યાન સહાય ધરે ॥ પાવે સકળ પદારથ પ્રાણી, જે નિશ્ચળ મુનિ ધ્યાન ધરે ॥ ૧૯ ॥ ગુરૂ લક્ષ્મીચંદ ચરણ પસાયે, ગંગમુનિ કરજોડ કહે ॥ ભાવે ભણશે [illegible]વા સુણશે, મનવંછિત તે સુખ લહે ॥ ૨૦ ॥ ઇતિ ॥

## અથ શ્રી ચંદનબાલાનું ત્રીઢાળિયું.

### ॥ ઢાલ ૧ લી. ॥

( અરણિક મુનિવર ચાલ્યા ગૌચરી. એ દેશી. )

શ્રી સરસતિના રે પય પ્રણમી કરી, થુણશું ચંદનબાળાજી ॥ જેણે વીરનો રે અભિગ્રહ પુરીયો, લાધી મંગળ માળા જી ॥ દાન ઉલટ ધરી ભવિયણ દીજીએ ॥૧॥ એ આંકણી ॥ જેમ લહિયે જગ માનો જી ॥ સ્વર્ગ તણાં સુખ સહેજે પામીયે, નાસે દુર્ગતિ થાનો જી ॥ દાન૦ ॥ ૨ ॥ નયરી કોસંબી રે રાજ્ય કરે તિહાં, નામે સંતાનિક જાણું જી ॥ મૃગાવતી રાણી રે સહિયર તેહની, નંદી નામે વખાણું જી ॥ દાન૦ ॥ ૩ ॥ શેઠ ધનાવો રે તિણ નગરી વસે, ધનવંતમાં શિરદારો જી ॥ મુળા નામે રે ઘરણી જાણીએ, રૂપે રતિ અવતારો જી ॥ દાન૦ ॥ ૪ ॥ એણે અવસર શ્રી વીર જિણેશ્વર, કરતા ઉગ્ર વિહારો જી ॥ પોસ વદ પડવે રે અભિગ્રહે મન ધરી, આવ્યા તિણ પુર સારો જી ॥ દાન૦ ॥ ૫ ॥ રાજસુતા હોય મસ્તક ક્ષુર કરી, કીધા ત્રણ ઉપવાસો જી ॥ પગમાં બેડી રે રોતી દુઃખ ભરે, રહેતી પર ઘર વાસો જી ॥ દાન૦ ॥ ૬ ॥ ખરે રે બપોરે રે બેઠી ઉમરે, એક પગ બાહિર એક માંહે જી ॥ સુપડાને ખુણે રે અડદના બાકળા, મુજને આપે ઉચ્છાંહેજી ॥ દાન૦ ॥ ૭ ॥ એહવું ધારી રે મન માંહે પ્રભુ, ફરતા આહારને કાજે જી ॥ એક દિન આવ્યા રે નંદીના ઘરે, ઇર્યાસમિતિ બિરાજેજી ॥ દાન૦ ॥ ૮ ॥ તવ સા દેખી રે મન હાર્ષિત થઈ, મોદક લેઈ સારો જી ॥ વોહરાવે પણ પ્રભુજી નવિ લીયે, ફીરી ગયા તેણીવારો જી

દાન૦ ॥૯॥ નંદી જઈને રે સહિયરને કહે, વીર જિનેશ્વર આવ્યા જી ॥ ભિક્ષા કાજે રે પણ લેતા નથી, મનમાં અભિગ્રહ લાવ્યા જી ॥ દાન૦ ॥૧૦॥ તેહનાં વયણ સુણી નિજ નિયરમાં, ઘણા રે ઉપાય કરાવે જી ॥ એક નારિ તિહાં મોદક લેઈ કરી, એક જણી ગીતજ ગાવે જી ॥ દાન૦ ॥૧૧॥ એક નારી શૃંગાર સોહામણા, એક જણી બાળક લેઇ જી ॥ એક જણી મુકે રે વેણુજ મોકળી, નાટક એક કરેઇ જી ॥ દાન૦ ॥૧૨॥ એણિપરે રામા રે રમણી રંગભરી, આણી હરખ અપારો જી ॥ વોહરાવે બહુ ભાવ ભક્તિ કરી, તો હિ ન લીયે આહારો જી ॥ દાન૦ ॥ ૧૩ ॥ ધન્ય ધન્ય પ્રભુજી વીર જિનેશ્વરૂ, તુમ ગુણનો નહી પારો જી ॥ દુક્કર પરિસહ ચિત્તમાં આદરિયો, એહ અભિગ્રહ સારો જી ॥ દાન૦ ॥ ૧૪ ॥ એણીપરે ફિરતાં રે માસ પંચજ થયા, ઉપર દિન પચવીસો જી ॥ અભિગ્રહ સરિખો રે જોગ મળે નહી, વિચરે શ્રી જગદીશો જી ॥ દાન૦ ॥ ૧૫ ॥

## ઢાલ ૨ જી.

( નમો નમો મનક મહામુનિ એ દેશી. )

તેણે અવસર તિહાં જાણિયે, રાય સંતાનિક આવ્યો રે ॥ ચંપા નગરીની ઉપરે, સેના ચતુરંગ દળ લાવ્યો રે ॥ તેણે અવસર તિહાં જાણિયે ॥૧॥ એ આંકણી ॥ દધિવાહન નબળો થયો, સેના સઘળી નાઠી રે ॥ ધારણી ધુઆ વસુમતી, બાંધ પડયા થઇ માઠી રે ॥ તેણે૦ ॥ ૨ ॥ મારગમાં જાતાં થકાં, સુભટને પુછે રાણી રે ॥ શું કરશો અમને તમે, કરશું ઘરણી ગુણખાણી રે ॥ તેણે૦ ॥ ૩ ॥ તેહ વચન શ્રવણે સુણી, સતીય શિરોમણિ તામ રે ॥ તતક્ષણ પ્રાણ તજ્યા સહી, જોજ્યો કર્મનાં કામ રે ॥ તેણે ॥ ૪ ॥ વસુમતી કુમરી લેઈ કરી, આવ્યો નિજ ઘર માંહી રે ॥ કોપ કરી ઘરણી તિહાં, દેખી કુમરી ઉત્સાહી રે ॥ તેણે૦ ॥ ૫ ॥ પ્રાંતઃ સમય ગયો વેચવા, કુમરીને નિરધારો રે ॥ વેશ્યા પુછે મુલ તેહનો, કહે શત પંચ દિનારો રે ॥ તેણે૦ ॥ ૬ ॥ એહવે તિહાં કણે આવિયો, શેઠ ધનાવો નામ રે ॥ તે કહે કુમરી લેશું અમે, ખાસાં આપીશ દામ રે ॥ તેણે૦ ॥ ૭ ॥ શેઠ વેશ્યા ઝગડે તિહાં, માંહો માંહે વિવાદો રે ॥ ચક્કેસરી સાન્નિધ કરી, વેશ્યા ઉતાર્યો નાદો રે ॥ તેણે૦ ॥ ૮ ॥ વેશ્યાથી મુકાવીને, શેઠ તેડી ઘર આવે રે ॥ મનમાં અતિ હર્ષિત

થકો, પુત્રી કહીને બોલાવે રે ॥ તેણે૦ ॥ ૯ ॥ કુમરી રૂપે રૂયડી, શેઠ તણું મન મોહેરે ॥ અભિનવ જાણે સરસ્વતી, કળા ચોસઠ સોહે રે ॥ તેણે૦ ॥ ૧૦ ॥ કામકાજ ઘરનાં કરે, બોલે અમૃત વાણી રે ॥ ચંદનબાળા તેહનું, નામ દીધું ગુણ જાણી રે ॥ તેણે૦ ॥ ૧૧ ॥ ચંદનબાળા એક દિને, શેઠ તણા પગ ધોવેરે ॥ વેણી ઉપાડી શેઠજી, મુળા બેઠી જોવે રે ॥ તેણે૦ ॥ ૧૨ ॥ તે દેખીને ચિંતવે, મુળા મન સંદેહ રે ॥ શેઠજી રૂપે મોહિયા, કરશે ઘરણી એહ રે ॥તેણે૦॥ ૧૩॥ મનમાં ક્રોધ કરી ઘણો, નાવીને તેડાવી રે॥ મસ્તક ભદ્ર કરાવ્યું, પગમાં બેડી જડાવી રે ॥ તેણે ॥ ૧૪ ॥ ઓરડા માંહિ ઘાલીને, તાળું દઇને જાવે રે ॥ ॥ મુળા મન હર્ષિત થઇ, બીજે દિને શેઠ આવે રે ॥ તેણે૦ ॥૧૫॥ શેઠ પુછે કુમરી કિહાં, ઘરણિને તિણ કાળે રે॥ તે કહે હું જાણું નહી, એમ તે ઉત્તર આલે રે ॥તેણે૦॥ ૧૬ ॥ એમ ફરતાં દિન ત્રણ થયા, તો હી ન જાણે વાત રે॥ પાડોસણ એક ડોકરી, સઘળી કહી તેણે વાત રે ॥ તેણે૦ ॥ ૧૭ ॥ કાઢી બહાર ઉઘાડીને, ઉમરા વચ્ચે બેસારી રે ॥ આપ્યા અડદના બાકળા, સુપડા માંહે તિણ વારી રે॥ તેણે૦ ॥ ૧૮ ॥ શેઠ લુહાર તેડણ ગયો કુમરી ભાવના ભાવે રે ॥ ઇણ અવસર વોહરાવિયે, જો કોઈ સાધુજી આવે રે ॥ તેણે૦ ॥ ૧૯ ॥

## ઢાલ ૨ જી.

( બેડલે ભાર ઘણો છે રાજ, વાતાં કેમ કરો છો એ દેશી. )

એણે અવસર શ્રી વીર જિનેસર, જંગમ સુરતરૂ આયા ॥ અતિ ભાવે તે ચંદનબાળા, વંદે જિન સુખકાયા ॥ આઘા આમ પધારો પુજ્ય, અમ ઘર વોહરણ વેળા ॥ ૧ ॥ એ આંકણી ॥ આજ અકાળે આંબો મોરચો, મેહ અમીરસ વુઠ્યા ॥ કર્મતણા ભય સર્વે નાઠા, અમને જિનવર તુઠ્યા ॥ આઘા આમ પધારો વીર, મુજને પાવન કીજે ॥ ૨ ॥ એમ કહીને અડદના બાકળા, જિનજીને વોહરાવે ॥ યોગ્ય જાણીને પ્રભુજી વોહરે, અભિગ્રહ પુરણ થાવે ॥ આઘા૦ ॥ ॥૩॥ બેડી ટળીને ઝાંઝર હુઆ, મસ્તક વેણી રૂડી ॥ દેવ કરે તિહાં વૃષ્ટિ સોવનની, સાડી બારહ કોડી ॥ આઘા૦ ॥ ૪ ॥ વાત નગરમાં સઘળે વ્યાપી, ધન લેવા નૃપ આવે ॥ મુળાને પણ ખબર થઈ છે, તે પણ તિહાં કણે જાવે ॥ આઘા૦ ॥ ૫ ॥ શાસનદેવી સાન્નિધ્ય કરવા, બોલે અમૃત વાણી ॥ ચંદનબાળાનું છે એ ધન,

સાંભળ ગુણમણિ ખાણી ॥ આધા૦ ॥ ૬ ॥ ચંદનબાળા સંયમ લેશે, તવ એ ધન ખરચાશે ॥ રાજાને એણીપરે સમજાવે, મનમાં ધરી ઉલ્લાસે ॥ આધા૦ ॥૭॥ શેઠ ધનાવો કુમરી તેડી, ધન લઇ ઘર આવે ॥ સુખ સમાધે તિહાં કણે રહેતાં, મનમાં હર્ષ ન માવે ॥ આધા૦ ॥૮॥ હવે તેણે કાળે વીર જિણંદજી હુઆ કેવળ નાણી ॥ ચંદનબાળા વાત સુણીને, હૈડામાં હરખાણી ॥ આધા૦ ॥૯॥ વીર કને જઇ દીક્ષા લીધી, તતક્ષણ કર્મ ખપાવ્યાં ॥ ચંદનબાળા ગુણહ વિશાળા, શિવમંદિર સિધાયા ॥ આધા૦ ॥૧૦॥ એહવું જાણી રૂડા પ્રાણી, કરજો શિયળ જતના॥ શિયળ થકી શિવસંપદ લહીએ, શિયળે રૂપ રતન્ન ॥ આધા૦ ॥૧૧॥ નયન વસુ સંજમને (૨૮૧૭) ભેદે, સંવત સુરત મઝારે ॥ વદિ અષાઢ તણી છઠ દિવસે, ગુણ ગાયા રવિવારે ॥ આધા૦ ॥૧૨॥ શ્રી વિદ્યાસાગર સુરિ શિરોમણી, અચળગચ્છ સોહાયા ॥ મહિયલ મહિમા અધિક બિરાજે, દિન દિન તેજ સવાયા ॥આધા૦॥ ૧૩ ॥ વાચક સહજસુંદરનો સેવક, હરખ ધરી ચિત્ત આણી ॥ શીળ ભલીપરે પાળો ભવિયણ, કહે નિત્યલાભ એ વાણી ॥ આધા૦ ॥૧૪॥ ઇતિ ॥

## अथ श्री शांतिसुधारसनी सज्झाय.

શાંતિ સુધારસ કુંડમાં, તું રમે મુનિવર હંસ રે ॥ ગારવ રેણુ શું મમ રમે, મૂકજે શિથિલ મુનિ સંગરે ॥ શાંતિ૦ ॥૧॥ સ્વહિત કર મ કર ભવપૂરણા, મ કરતું ધર્મમાં કુડ રે ॥ લોકરંજન ઘણું મમ કરે જાણતો કયું હોયે મુઢરે ॥ શાંતિ૦ ॥૨॥ જો યતિવર થયો જીવડા, પ્રથમ તું આપને તાર રે ॥ આપ સાખે મુનિ જો તરયો, તો પછી લોકને તાર રે ॥ શાંતિ૦ ॥૩॥ તુજ ગુણવંત જાણી કરી, લોકદિયે આપણા પુત્તરે ॥ અસન વસનાદિક ભરી દીયે, ખોટડું મ ધર મુનિ સુતરે ॥ શાંતિ૦ ॥૧॥ નાણ દસંત ચરણ ગુણ વિના, તું કેમ હોય સુપાત્રરે ॥ પાત્ર જાણી તુજ લોક દે, ધુમ ભર તું પાપે નિજ ગાત્ર રે ॥ શાંતિ૦ ॥૫॥ સુધીય સુમતિ ગુપતિ નહી, નહી તપ એષણા શુદ્ધિરે ॥ મુનિ ગુણવંતમાં મૂળગો, કેમ હોયે લબ્ધિની સિદ્ધિ રે ॥ શાંતિ૦ ॥૬॥ વ્યાપ માંડયો ઘણો ગુણ વિના, ભરિ આડંબર ઇચ્છિ રે ॥ ઘર તજી માન માયા પડયો, કેમ હોયે સિંહગતિ રીંછ રે ॥ શાંતિ૦ ॥૭॥ ઉપશમ અંતરંગે નહી, નહી તજ ચારુ નિવેદરે ॥ નતિ ચુનિ પૂજ્ય તું અભિલખે, મ કર અણમાનીયો ખેદ રે ॥ શાંતિ૦ ॥૮॥ ઉ

ઇરભરણાદિ ચિંતા નહા, સજ્જન સુત કલત્ર ઘર ભારરે ॥ રાજ ચોરાદિ ભય તુજ નહિ, તોહી તુજ શિથિલ આચારરે ॥ શાંતિ૦॥૯॥ વિવિધ દુઃખ દેખી તું લોકના, તુજ કિસિ ચંત મુનિરાજ રે ॥ તું જના વર્જ્જનાદિક પડચો, ચુક મ આપણું કાજ રે ॥ શાંતિ૦ ॥૧૦॥ આપણું પારકુ મ મ કરે, મુક મમતા પરિવાર રે ॥ ચિત્ત સમતા રસે ભાવછે, મ કર બહુ બાહ્ય વિસ્તાર રે ॥ શાંતિ૦ ॥૧૧॥ લોક સત્કારે પૂજે સ્તવે, મુજ મળી લોકના વૃંદ રે ॥ મુજ યશ નામ જગ વિસ્તર્યું, ઇશ્યો અભિમાન મુણિંદ રે ॥ શાંત૦ ॥૧૨॥ પૂરવ મુનિ સારિખી નહી કિશિ, આપણી લબ્ધિને સિદ્ધિ રે ॥ અતિશય ગુણ કિશ્યો તુજ નહિ, તોહી તુજ માનની બુદ્ધિ રે ॥ શાંતિ. ॥૧૩॥ પૂર્વે પ્રભાવક મુનિ હુઆ, તેહને તું નહી તોલ રે ॥ આપ હીણું ઘણું ભાવજે, મુખ વાહુ ઘણું અમ બોલ રે ॥ શાંતિ૦ ॥૧૪॥ નિ-યડિ કરી જે જન રજીવા, વશ કર્યા જેહ બહુ લોક રે ॥ પૂઠે દીધે ન તે તાહરા, ગૃહિ મુનિના તરુ ફોક રે ॥ શાંતિ૦ ॥ ૧૫ ॥ ગુરુ પ્રસાદે ગુણ હીનને, હોવે છે તું ગુણ ઋદ્ધિ રે ॥ તું ગુણ મત્સરી મત હોયે, કર નિજ જીવની શુદ્ધિ રે ॥ શાંતિ૦ ॥૧૬॥ સંયમ યોગ મૂકી કરી, વશ કરયા જેહ બહુ લોક રે ॥ શિષ્ય ગુરુ ભક્ત પુસ્તક ભર્યા, અંતે દીયે સમ વિણ શોક રે ॥ શાંતિ૦ ॥૧૭॥ પ્રશમ સમતા સુખ જળધિમાં, સુર નર સુખ એક બિંદ રે ॥ તેણે તું સિંચ સમ વેલડી, મૂકી દે અવર સમ દંદ રે ॥ શાંતિ૦ ॥ ૧૮ ॥ એક ક્ષણ વિશ્વ જંતુ પરે, તું વસી જીવ સમભાવે રે ॥ સર્વ મૈત્રી સુધાપાનપે, સકળ સુખ સન્મુખ લાવે રે ॥ શાંતિ૦ ॥ ૧૯ ॥ આપ ગુણવંત ગુણ રંજીયો, દીન દુઃખી દેખી દુઃખ ચૂરરે ॥ નિર્ગુણી દેશવિરતિ રહી, સકળમુનિ સુખ શુચિ પૂર રે ॥ શાંતિ૦ ॥ ૨૦ ॥ ઇતિ. ॥

## अथ श्री सुदर्शनशेठनी सज्झाय.

(ધણ સરોવરિયાંરી પાળ, આંબા દોય નાગરી મારા લાલ. એ દેશી.)

જંબૂદ્વીપે ભરત, ક્ષેત્ર સોહામણું ॥ મારા લાલ ॥ વંહ્નભપુરી નગરીમાં, નૃપ જન મંડાણો ॥ મા૦ ॥ અભયા રાણી તાસ, સુવાસ રહે સદા ॥મા૦॥ શેઠ સુદર્શન રતનની, જામ છે સંપદા ॥ મા૦ ॥ ૧ ॥ ગુણવંતી નામે રમણી, ધરણી છે તેહને ॥ મા૦ ॥ શુદ્ધ છે જિનવર ધ-ર્મ, તણી મતિ જેહને ॥ મા૦ ॥ શેઠજી વ્રત ઉચ્ચાર, કીધો ગુરુ સા-

નિશ્ચે ॥ મા૦ ॥ નિજ દારા સંતોષ, પૌષધ વ્રત શુભ બુદ્ધે ॥ મા
॥ ૨ ॥ એક દિન શેઠજી રાજ, મારગ જાય એકલા ॥ માં૦ ॥ જોવ
જોતે, વદનની છે ચઢતી કળા ॥ મા૦ ॥ રાણી અભયાએ તામ
શેઠને દેખીયા ॥ માં૦ ॥ વ્યામોહ પામી ચિત્ત, વ્યાકુળ થઈ પેખીય
॥ મા૦ ॥૩॥ ચેટી તેડવા કાજ, મૂકી તિહાં રાણીએ ॥ મા૦ ॥ આવ્ય
તિહાંકણે શેઠ, ચેટી મીઠી વાણીયે ॥ મા૦ ॥ કીધો શૌળ શણગા
ઉદાર રામાતણા ॥ મા૦ ॥ હળફળતી થઈ વેગ, આવે તિહાં ન
મણા ॥ મા૦ ॥૪॥ થરહરે એવહું રૂપ, દેખી શેઠ ધ્રુજીઓ ॥ મા૦
પુરુષ વિકારે વર્જિત, જાણી રાણી મૂકીયો ॥મા૦॥ પામ્યા શેઠ અ
ણંદ, ગયો નિજઘર ભણી ॥ મા૦ ॥ સદા રહે વ્રતમાંહ, બ્રહ્મચારી
મણી ॥ મા૦ ॥ ૫ ॥ ગુણવંતી ચતુરા ચાલે, પુત્ર ચારે લેઇ ક
॥ મા૦ ॥ ભાંખે અભયા તામ, દેખી નયણાં ભરી ॥ મા૦ ॥ કો
પુણ્યવંત ઘર નારી, એ રંભા પૂતળી ॥ મા૦ ॥ શેઠ સુદર્શન નાર
અપચ્છરા જીતલી ॥ મા૦ ॥૬॥ ચિંતવે રાણી એમ, છયલ છેત
ગયો ॥ મા૦ ॥ દીઠો દૂરથી શેઠ, રાણી મન ગહગહ્યો ॥મા૦॥ તે
લાવો સુજાણ, એ જાય રખે કહે ॥ મા૦ ॥ વિરતણો હતાશ
મુજ અંગને દહે ॥ મા૦ ॥ ફરિ ચેટી તેણી વાર, બોલાવી આવી
॥ મા૦ ॥ શેઠ તમારો ચરિત્ર તે, મેં સહુ જાણીયો ॥ મા૦
ભોગવો ભોગ સંયોગ, વિયોગ ન રાખીયે ॥ મા૦ ॥ નરભવ દોહિ
હોય, અમૃતરસ ચાખીયે ॥ મા૦ ॥ ૮ ॥ તવ બોલ્યો શેઠ સુદર્શ
માતાજી સાંભળો ॥ મા૦ ॥ વિષયારસ વિષ તુલ્ય, જાણવો મન
ભલો ॥ મા૦ ॥ રાણીયે કીધાં ચરિત્ર, વિચિત્ર પ્રકારનાં ॥મા૦
મૂકી કુળની લાજ, વિષય વિકારમાં ॥ મા૦ ॥૯॥ જવનવિ માન
શેઠ, રાણી ક્રૂર થઇ તદા ॥ મા૦ ॥ કરી વિકરાળ પોકાર, માણ
મિળિયા તદા ॥ મા૦ ॥ રાજાદિક સવિ આવી, જુએ શેઠને તિ
॥મા૦॥ આરોપો લેઇ પાપીને, વધ શુળી જિહાં ॥મા૦॥૧૦॥ સ
આગમે જનવૃંદ, સાથે લેઈ ચાલીયા ॥ મા૦ ॥ હાહાકાર ઘરોઘ
વાજાં વાજીયાં ॥મા૦॥ સુણી તેહ ગુણવંતી, નારીએ કાઉસ્સગ ધ
॥મા૦॥ શેઠ સુદર્શન, શીળ ગુણે કરીને ભર્યો ॥ મા૦ ॥૧૧॥ એહ
શુળી પાસે, સહુ કોઇ આવીયા ॥ મા૦ ॥ દેખીને સહુ થરથ
મનમાં કંપીયા ॥મા૦॥ વધક નરે ઉપાડી, શેઠને શૂળીદિયા ॥મા૦
શાસનદેવે આવી, તિહાં મહિમા કિયા ॥મા૦॥૧૨॥ સિંહાસન 

વર્ણું નું, થયું શૂળીતણું ા મા૦ા હુઇ પુષ્પની વૃષ્ટિ, દુંદુભી વાજી ઘણું ા મા૦ા ચરણે લાગ્યો રાય, શ્રેષ્ટિપદ થાપીયો ા મા૦ા ઘરઘર નગર નગરમાં, જશ ડંકો વાજીયો ા મા૦ા૧૩ા શીયળ પ્રભાવે મંગળ, માળા સંપજે ા મા૦ા શીયળે શેઠ માહેંદ્ર, સુરલોકે ઉપજે ા મા૦ા એકાવતરી જન્મ, જરા દુઃખ ભય નહી ા મા૦ા મુનિ મયાચંદ વાણીએ, ઇણીપરે કહી ા મા૦ ા૧૪ા સંવત ઇક્ષુ શશી નાગ, મહીમાને કરી ા મા૦ા નિર્મળ શ્રાવણ માસ, નગર ચોમાસું કરી ા મા૦ ા પભણ્યો શીયળ સંબંધ, ભાવે કરી દીપતા ા મા૦ા ધન્ય ધન્ય તે નર નારી, વિષય રસ જીપતા ા મા. ા૧૫ા ઇતિ ા

---

## अथ श्री तस्करपच्चीशी.

( રઘુપતિરામ હૃદયમાં રહેજોરે. એ દેશી. )

ચોરી ચિત્ત ના ધરો નર નારી રે, પંચમે પરતીત તુમારીરે ા ચોરની ચૌટે ચરચા થાય રે, ફિટફિટ લોકોમાં નિંદાય રે ા કલંકે કુળ લજવાઇ જાય, ચોરી ચિત્ત ના ધરો નરનારી રે ા૧ા એ આંકણી ા ચોરનો કોઇ ન થાય સખાઇ રે ા માત તાત સજ્જન સુત ભાઇરે ા હડાછટ થાય વિગોવાઇ ા ચોરી. ા ૨ ા તસ્કર નર તરણા તોલે રે, આદર દેઇ કોઇ ન બોલે રે ા ઘેર આવે દ્વાર ન ખોલે ા ચોરી. ા૩ા તિરસ્કાર તેને સહુ ઠામે રે, કોઈ તેડે નહી શુભ કામે રે ા માલ ધીરે નહી વિણ દામે ાચોરી.ા૪ા સહુ લોક છંડે વિશ્વાસ રે, કોઈ બેસારે નહી પાસ રે ા જેની સારી નહી સુવાસ ા ચોરી. ા ૫ ા જેને તસ્કરની પડી ટેવ રે, અણુદત્ત ગ્રહે અહમેવ રે ા ગણે નહી ગુરુ ધર્મ ને દેવ ાચોરી.ા૬ા સાત વ્યસન વશે જડબુદ્ધિ રે, કરે કેફ ન કાંઈ શુદ્ધિ રે ા કપટી કૂટીલની મતિ ઊંધી ા ચોરી. ા ૭ ા મુખે બોલે તે મીઠું મીઠું રે, મેલે નહી નજરે દીઠું રે ા દયા રહિતનું દિલડું દીઠું ા ચોરી. ા૮ા નિશાચારી ચારી ભળી ભેળા રે, શુકનાવળી સાધી વેળા રે ા જઈ રાજભંડાર ઉખેળા ા ચોરી. ા ૯ ા મળી માણસ મારે ગામ રે, વાટ પાડે વિણાસે દામ રે ા સંગ્રામમાં આવે કામ ા ચોરી. ા ૧૦ ા સંધી છેદીને ખાતર પાડી રે, લીધા માલ અમુલ્ય ઉપાડી રે ા જામે જાુઠ અન્યાય કરે દહાડી ા ચોરી. ા૧૧ા પગી પંડિત પગલાં જોતો રે, પાપિષ્ટની પાસે પહોંચ્યોરે ા પકડયો પ્રપંચી રોતો રે ા ચોરી. ા૧૨ા કર કેશ બાંધ્યા કશી તાણી

રે, પાંપણુથી પડે પૂર પાણી રે ।। આવી આપ કીધી જે કમાણી ।। ચોરી૦।।૧૩।। પગ બેડી ગળામાં તોક રે, જોવા મળ્યા હજારો લોક રે ।। મળ્યા માનવી થોકે થોક ।।ચોરી૦।।૧૪।। સહુ મુખથી ઉચ્ચરે એમ રે, જનેતાયે જણ્યો તુને કેમ રે ।। ન્હાનો કાં ન મૂઓ રહ્યો ક્ષેમ ।।ચોરી૦।।૧૫।। બોલે કુવચન કઠવા બોલ રે, ફિટ ફિટ રે પુટલ ઢોલ રે ।। નિર્દયથી નિગુણુ નિટોલ ।। ચોરી૦ ।। ૧૬ ।। કોટવાળ સેનાપતિ હાસ રે, છેદી છરપલે કર્ણને નાસરે ।। લેઇ ચાલ્યા એહને ઉદાસ ।। ચોરી૦।।૧૭।। મારતા કોરડા છડી દંડ રે, ઢીંચણુ કોણી પાટુ પ્રચંડરે ।। મારે લાત ઇટયોના ખંડ ।। ચોરી૦ ।। ૧૮ ।। શ્રવે શ્રેણિત ત્રોડે માંસ રે, હેળે નિંદે હણે કરે હાંસ રે ।। દીન હીન પીડયો ભૂખ પ્યાસ।। ચોરી૦।।૧૯।। કોપે નૃપ લિયે ઘર લુંટી રે, જીભ નેત્રને કાઢે ખુંટી રે ।। બાંધે તોયે તે ન શકે છુટી ।।ચોરી૦।।૨૦।। મારે શૂળ મુસળ કુહાડે રે, મુદગર મુષ્ટિથી તાડે રે ।। નેત્ર નરકમાં દુઃખ દેખાડે ।। ચોરી૦ ।।૨૧।। શીશ મૂડીને ચુનો લગાવે રે, અવળે ગરધવ ચડાવે રે ।। કુસુમ કરેણુની માળ પહેરાવે રે ।।ચોરી૦।।૨૨।। વાજે વાજાં ને ફેરવે ચોરેરે, પૂંઠે ન્હાના માણુસો નોર રે ।। ઉડે એહને સોરબકોર ।। ચો૦ ।।૨૩।। તેને દીયે શૂળી ગળે પાર રે, મરીને જાવે તે જમ પાસરે ।। છંડો ચોરી કહે ખોડીદાસ ।। ચો૦ ।।૨૪।। ચોરી અવગુણુ કહેતાં પ્રકાસુરે, ઓગણીશે સોળનો આસુ રે ।। જોડી પુરફત્તે ચોમાસુ ।। ચોરી૦ ।।૨૫।। ઇતિ ।।

# અથ શ્રી સત્યબાવીશી.

( માળા ક્યાં છે રે, એ દેશી. )

ટેક મ મૂકો રે, ધરિયે ધર્મ વિવેક કે સત્ય ન ચૂકો રે ।। સત્ય થકી સહુ જન સનમાને, પ્યારા મારા ।। ધ્યાન ધરે ધરણિંદો ।।શોમ વદન સૂધારસ વરસે, હિમ કરણુ જિમ ચંદોરે ।।ટેક૦।।૧।। એ આંકણી ।। સત્ય વાચક લાયક નર જગમાં, પ્યારા૦।। દાયક બુદ્ધિ નિધાન ।। પદ પદ સંપદ નવનિધિ પામે, મહિમા મેરૂ સમાન રે ।। ટેક૦ ।। ૨ ।। દૂધ સરીખી કીરતિ પ્રસરે, પ્યારા૦।। જગમાંહી જશનો ડંકો ।। વૈરી તો વનવાસે નાસે, વાળ ન હોવે વંકો રે ।। ટેક૦ ।।૩।। સત્ય થકી સહુ જગ વશ્ય થાવે, પ્યારા૦।। અહો નિશ એહને ધ્યાવે ।। સુર નર પંડિત શીશ નમાવે, ઇંદ્ર આપે ગુણુ ગાવે રે ।। ટેક૦ ।।૫।। સત્ય પુરૂષે પ્રતિજ્ઞા પકડી, પ્યારા૦ ।। પ્રાણુ છતાં નવિ મુકે ।। ચાતુર ટેક

ધરી ધન જળશું, ચન્ય ઉદકથી ન ઢુંકે રે ॥ ટેક. ॥૫॥ મીન મરાળ સરોવર મેલી, પ્યારા. ॥ છિલર દિલમાં ન આણે ॥ સત્યવાદી તેમ ટેકને થેકી, મૃષાવાદ ન ટાણે રે ॥ ટેક ॥ ૬ ॥ સૂર સુભટ સંગ્રામે સનમુખ, પ્યારા. ॥ આયુદ્ધ યુદ્ધ મચાવે ॥ પ્રાણની હાણ ગણે નહી મનમાં, ચરણ પાંછા નવિ ઠાવે રે ॥ ટેક. ॥૭॥ રણગાં ધર શંસારે ઘણાં છે, પ્યારા. ॥ કોઇ ન સત્યને તોલે ॥ કષ્ટ પડે કાયરતા નાણે, બોલી વચન નવિ ડોલે રે ॥ ટેક. ॥ ૮ ॥ સીતા માતા જગત વિખ્યાતા, પ્યારા. ॥ શિયળ રયણ ગુણ ખાણી ॥ સત્ય રાખણને પાવક પેઠાં, અગ્નિથી પ્રસર્યો પાણી રે ॥ ટેક. ॥૯॥ ગજસુકુમાળમુનીસર મ્હોટા, પ્યારા. ॥ ટેકથી ધ્યાનજ ધરીયા ॥ અગ્નિ દહન સહન કરીને, શિવ રમણીને વરીયા રે ॥ ટેક. ॥ ૧૦ ॥ ઉદધિમાં અરણિક શ્રાવકને, પ્યારા. ॥ દેવે પરિસહ દીધો ॥ પોતે ઉઠાઇ ઊંચો લીધો, તન મન નિશ્ચય કીધો રે ॥ ટેક. ॥ ૧૧ ॥ હરખ ધરી હરિશ્ચંદ નરેસર, પ્યારા. ॥ કષ્ટ સહ્યાં સત્ય માટે ॥ તાત ટેક રાખણ રઘુરાયા, પરવરિયા વનવાટે રે ॥ ટેક. ॥ ૧૨ ॥ દળ બળ લેઈ દશારણ ભદ્રે, પ્યારા. ॥ વાંદ્યાં શ્રી વર્દ્ધમાન ॥ ઇંદ્ર સંગાથે અહિંગો કીધો, લીધો સંયમ ધરી માન રે ॥ ટેક. ॥૧૩॥ એમ અનેક નર ટેક ગ્રહીને, પ્યારા. ॥ ગ્રાહક ધર્મ સધીર ॥ સત્ય સુધારસ સ્વાદમાં લીના, જ્યું વન કોયલ કીર રે ॥ ટેક. ॥૧૪॥ કુંજનમેં કરિ કેળિ કરંતા, પ્યારા. ॥ આરામે અયનીશ ॥ ॥ જળામાંહી મીન મરાળ સરોવર, મુક્તિ ધ્યાને મુનીશરે ॥ ટેક. ॥૧૫॥ તિમહિજ સત્ય સુગંધે રસીયા, પ્યારા. ॥ કસિયા શીળ કછોટા ॥ મનમથ મથન કરી મન જીત્યો, મહિમંડળમાં મોટા રે ॥ ટેક. ॥૧૬॥ વસુ વસુધાપતિ વસુધા વદિતો, પ્યારા. ॥ સત્યવાદી તે સમેનો ॥ અસત્ય વચન ઉચ્ચાર કર્યાથી, સાતમી પુઢવિયે પહોત્યો રે ॥ ટેક ॥ ૧૭॥ કમળપ્રભગણિ ગુણનો દરિયો, પ્યારા. ॥ મન માતંગે ચઢિયો ॥ વિપરીત વચન પ્રરૂપ્યો ભારી, ભવ અટવી રડવડિયો રે ॥ ટેક. ॥૧૮॥ અસત્યથી અવગુણ અનંતા, પ્યારા. ॥ ગુણ સરવે જાય ઊડી ॥ સત્ય વિવેકના ટેકને થેકી, ગયા દુઃખ દરિયે બુડી રે ॥ ટેક. ॥૧૯॥ સત્ય સરોવર સમતા જળમાં, પ્યારા. ॥ કેળિ કરો મન ભાવે ॥ આતમ અંતર નિર્મળ થાવે, કર્મ મલીન મળ જાવે રે ॥ટેક.॥૨૦॥ લેશ્યા સોમ શુભ પુણ્યના ભાગી, પ્યારા. ॥ અસંજમસ વિધ ત્યાગી ॥ પૂજ્ય પુંજાજી સ્વામી સોભાગી,

તસ ચરણે લય લાગી રે ॥ ટેક. ॥૨૧॥ તેહ ગુરૂ ગુણ ગેહ પસાયે, પ્યારા.. ॥ સત્યબાવીશી બનાવી ॥ ખોડાજી કહે ખાંત ધરીને, ભવ્ય જીવોને સમજાવી રે ॥ ટેક. ॥ ૨૨ ॥ ઇતિ ॥

## अथ श्रावकना एकवीशगुणनी सज्झाय.

( ચોપાઇની દેશી. )

સદગુરુ કહે નિસુણો ભવિલોક, ધર્મ વિના ભવ હોયે ફોક ॥ ગુણ વિણ ધર્મ કિયો પણ તથા, આંક વિના મીડાં હોય યથા ॥૧॥ ધર્મરયણને તેહ જ યોગ, જેહને અંગે ગુણ અભોગ ॥ શ્રાવકના ગુણ તે એકવીશ, સુત્રે ભાંખ્યા શ્રી જગદીશ ॥ ૨ ॥ પહેલે છળછળિયો નવિ હોય, બીજે ઇંદ્રિય પટુતા હોય ॥ ત્રીજે સોમસ્વભાવી જાણ, ચોથે લોક પ્રિય શુભ વાણ ॥૩॥ ચિત્ત સંકલેશ તજે પાંચમે, છઠ્ઠે અપજશથી વીરમે ॥ પરને વંચક નહિ સાતમે, દાક્ષિણવંત હોયે આઠમે ॥ ૪ ॥ લજ્જાવંત નર નવમે કહ્યો, કરૂણાકારી દશમે લહ્યો ॥ એકાદશમે હોયે મધ્યસ્થ, દ્વાદશમે ગુણરાગી પ્રશસ્ત ॥૫॥ ધર્મકથા વલ્લભ તેરમે, શુભ પરિવાદ સહિત ચૌદમે ॥ ઉત્તરકાળે નિજ હિતકર, કરે કાજ પંદરમે વીચાર ॥ ૬ ॥ ષેડશમે ગુણ દોષ વિશેષ, જાણે નિજ પર સમ વડલેખ ॥ સદાચાર જ્ઞાનાદિક વૃદ્ધ, સ ૧રમે સેવે તે સિદ્ધ ॥૭॥ અઢદશમે ગુણવંત મહંત, તેહનો વિનય કરે મન ખંત ॥ ન વીસારે કીધો ઉપગાર, શ્રાવક ગુણ ઓગણીશમો સાર ॥ ૮ ॥ ગીતારથ સાધે પરપત્થ, વીશમા ગુણનો ધારે અત્થ ॥ ધર્મકાર્ય કરવે હોય દક્ષ, એકવીશમો ગુણ એ પ્રત્યક્ષ ॥ ૯ ॥ એ માંહેલા ઓગણીશ વિરહાત, શ્રાવક ધર્મની નહિ પ્રતિપત્તિ ॥ ચોથા ચૌદશમા ગુણ વિના, અંગીકર્યો પણ હારે જના ॥ ૧૦ ॥ તે માટે ગુણ અંગે ધરો, જિમ શ્રાવકપણું સુધુ વરો ॥ પંડિત શાંતિવિજયનો શિષ્ય, માનવિજય કહે ધરી જગીશ ॥ ૧૧ ॥ ઇતિ ॥

## अथ श्री घडपणनी सज्झाय.

ઘડપણ કાં તું આવીયો રે, તુજ કોણ જોવે છે વાટ ॥ તું સહુને અળખામણો રે, જેમ માકણ ભરી ખાટ રે ॥ ઘડપણ. ॥ ૧ ॥ એ આંકણી ॥ ગતી ભાગે તું આવતાં રે, ઉદ્યમ ઊડી રે જાય ॥ દાંતડલા પણ આશી પડે રે, લાળ પડે મુખમાંયરે ॥ ઘ. ॥ ૨ ॥ બળ

ભાગે આંખોતણું રે, શ્રવણે સુંણ્યું નવિ જાય ॥ તુજ આવે અવગુણ ઘણા રે, વળી ધોળી હોવે રોમરાય રે ॥ ઘ. ૩ ॥ કંઠ દુઃખે ગુડા રહે રે, મુખમાં શ્વાસ ન માય ॥ ગાલે પડે કરોચલી રે, રૂપ શરીરનું જાય રે ॥ ઘ. ॥ ૪ ॥ જીભલડી પણ લડથડે રે, આણ ન માને કોય ॥ ઘેર સહુને અળખામણો રે, સાર ન પૂછે કોય રે ॥ ઘ. ॥૫॥ દીકરા તો નાસી ગયા રે; વહુઅર દે છે ગાળ ॥ દીકરી નાવે ઢુકડી રે, સબળ પડયો છે જંજાળ રે ॥ ઘ. ॥ ૬ ॥ કાને તો ધાકો પડી રે, સાંભળે નહીય લગાર ॥ આંખે તો છાયા વળીરે, એતો દેખી ન શકે લગાર રે ॥ ઘ. ॥૭॥ ઉમરો તો ડુંગર થયો રે, પોળ થઇ પરદેશ ॥ ગોળી તો ગંગા થઇ રે, તમે જુઓ જરાના વેશ રે ॥ ઘ. ॥ ૮ ॥ ઘડપણ વહાલી લાપશી રે, ઘડપણ વહાલી ભીંત ॥ ઘડપણ વહાલી લાકડી રે; તમે જુઓ ઘડપણની રીત રે ॥ ઘ. ॥૯॥ ઘડપણ તું અકહ્યાગરો રે, અણ તેડયો મ આવેશ ॥ જોવનિયું જગ વાહલું રે, જતન હું તાસ કરેશ રે ॥ ઘ. ॥૧૦॥ ફટફટ તું અભાગીયા રે, જોવનનો તું કાળ ॥ રૂપ રંગને ભાગતો રે, તું તો મ્હોટો ચંડાળ રે ॥ ઘ ॥૧૧॥ નીસ સે ઉસ્સસમે રે, દવને દીજીયે ગાળ ॥ ઘડપણ કાં તું સરજીયો રે, લાગ્યો માહરે નિલાડ રે ॥ઘ. ॥ ૧૨ ॥ ઘડપણ તું સહ્ા વડો રે, હું તુજ કરૂં રે જુહાર ॥ જે મેં કહી છે વાતડી રે, જાણજે તાસ વીચાર રે ॥ ઘ. ॥ ૧૪ ॥ કોઈ ન વંછે તુજને રે, તું તો દૂર વસાય ॥ ત્રિનયવિજય ઉવઝાયનો રે, રૂપવિજય ગુણ ગાય રે. ॥ ઘ. ॥૧૪॥ ઇતિ. ॥

## अथ श्री नवकार वालीनी सज्झाय.

કહેજો ચતુર નર એ કોણ નારી, ધરમી જનને પ્યારી રે ॥ જેણે જાયા બેટા સુખકારી, પણ છે બાળકુમારી રે ॥ કહેજો. ॥ ૧ ॥ એ આંકણી ॥ કોઇ ઘેર રાતી ને કોઇ ઘેર લીલી, કોઈ ઘેર દીસે પીળી રે ॥ પંચ રૂપી છે બાળકુમારી, મનરંજન મતવાળીરે ॥ક. ॥ ૨ ॥ હૈડા આગળ ઊભી રાખી, નયણાશું બંધાણી રે ॥ નારી નહી પણ મોહનગારી, જોગીશ્વરને પ્યારી રે ॥ ક. ॥૩॥ એક પુરૂષ તસ ઉપર હાલે, ચાર સખીશું ખેલે રે ॥ એક બેર છે તેહને માથે, તે તસ કેડ ન મેલે રે ॥ક. ॥૪॥ નવ નવ નામે સહુ કોઇ માને, કહેજો અર્થ વિચારી રે ॥ વિનયવિજય ઉવઝાયનો સેવક, રૂપવિજય બુદ્ધિ સારીરે ॥ક.॥૫॥

# અથ શ્રી જિનરક્ષિત અને જિનપાલિતનું ચોઢાલિયું.

॥ દોહા. ॥

અનંત સિદ્ધ આગે હુવા, વળિ હોવંતા જેહ ॥ અનાગતે જે હોયશે, હું પ્રણમું ધરિ નેહ ॥૧॥ પાપ અઢારે અતિ બુરાં, પરિગ્રહ મહા વિકરાળ ॥ પ્રીતિ મિત્રાઇ ગણે નહી, સહુ ગણને દિયે બાળ ॥૨॥ દુઃખદાતા છે પરિગ્રહો, મ્હોટી માયા જાળ ॥ દોનું ભાઈ એ દુઃખ સહ્યાં, જિનરક્ષિત જિનપાળ ॥૩॥ ઘરમાં ધન છે અતિ ઘણું, તોય ન પહોચી હામ ॥ પચી રહ્યા છે પ્રાણીયા, કિમ પામે તે ઠામ ॥૪॥ કોણ નગરી વસતા હતા, કિમ દુઃખ સહ્યાં અપાર ॥ સાવધાન થઈ સાંભળો, તેહનો કહું વિસ્તાર ॥ ૫ ॥

## ઢાલ ૧ લી.

ચંપા નગરી સોહામણી, દીઠે હરખિત થાય રે, લોક વ્યાપારી અતિ ભલા, વળિ શેઠ ઘણા તિણ માંય રે ॥ ધનના લોભી વાણીયા ॥૧॥ એ આંકણી ॥ શેઠ માકંદીના દીકરા, દોનું વઢા વ્યાપારી રે ॥ નાવા લેઇને સમુદ્રમાં, ઉતરયા વાર અગીયારી રે ॥ ધ૦ ॥૨॥ લાભ કમાઈ આવીયા, મેળવી માયા ભારીરે ॥ લોભ મટયો નહી માંહલો, બારમી વાર હુઆ તૈયારી રે ॥ધ૦॥૩॥ આવી માબાપને ઈમ કહે, અમે જાશું સમુદ્ર વ્યાપારો રે ॥ માતાપિતા તવ ઈમ કહે, ભલી નહી બારમી વારો રે ॥ ધ૦ ॥૪॥ ઘરમાં ધન છે અતિ ઘણું, તેહને લગાડો લેખે રે ॥ સાત પેઢી લગેં નહિ ટળે, અણઘટતાં દુઃખ કોણ દેખે રે ॥ધ૦ ॥૫॥ માબાપે વચન કહ્યાં ઘણાં, પણ તે નહિ કાંઇ પાળે રે ॥ કરિયાણા લેઈ તિહાં થકી, સમુદ્ર માંહે તે ચાલે રે ॥ ધ૦ ॥૬॥ અનેક જોજન ગયા પછી, ઊઠીયો ઉત્કાપાતો રે ॥ દેખીને મન ચમકીયા, એ તો બગડી દીસે છે વાતો રે ॥ ધ૦ ॥૭॥ અકાળે વીજ ગાજીયો, નાવા કંપણ લાગી રે ॥ વાયરે ચળી હેઠી પડી, કાંઈક નાંગર ભાંગી રે ॥ ધ૦ ॥ ૮ ॥ વિદ્યાધરની દીકરી, વિદ્યા વિસરીયાં પરસ્તાવે રે ॥ ગરૂડ દેખી સરપણ છીપે, દર બાહિર જિમ નાવે રે ॥ ધ૦ ॥ ૯ ॥ ભરતારરે કુટી નાર તે, કાંઈ કોળાહળ શબ્દ પોકારે રે ॥ નાવા સમુદ્રમાં બુડતાં, રોવંતા રીવ પાડે રે ॥ ॥ધ૦॥ ૧૦ ॥ હાહાકાર હુઓ ઘણો, તિહાં પાટીયું હાથજ આય રે ॥ બીજા તો અસકી પડયા, બે ભાઈ તરંતા જાય રે ॥ ધ૦ ॥ ૧૧॥

રત્નદ્વીપે તે આવીયા, તિહાં મનમાન્યાં ફળ ખાય રે ।। નાળીયેર ફોડી તેલ કાઢીને, ચોપડે બેઠા છાય રે ।। ૪૦ ।। ૧૨ ।।

( દોહા. )

રયણાદેવી તેણે અવસરે વસતી દ્વિપ મઝાર ।।પાપ કરિ હર્ષિત હુવે, અધરમ સેવણહારા।૧।।નિત્ય નવાં સુખ ભોગવે, રહે વિષય રસ લાગ ।। મહેલ અતિ રળિયામણો, તસ ઘર ચૌદિશ બાગ ।।૨।।બે ભાઇ ચિંતા કરે, પુરવ વાત વિચાર ।। આર્ત્તધ્યાન કરતાં થકાં,દેવી આવી તિણિવાર ।।૩।। ખડગ છે તેહના હાથમાં, કીધું રૂપ કુરૂપ ।। નયણાં દોય ફાટી થકી, ભુંડી દીસે વિરૂપ ।। ૪ ।। અહો માકંદીના દીકરા, માનો વચન નીરધાર ।। તુમે મુજશું સુખ ભોગવો, નહીતો કરીશ નિહાર ।। ૫ ।। માન્યું વચન એ બેહુ જણે, લેઇ ચાલી આવાસ ।। અશુભ પુદગળ સહુ કાઢીને, ભોગવે ભોગ વિલાસ ।।૬।। નિત્ય અમૃત ફળ ભોગવે, નિત્ય નિત્ય નવલા વેશ ।। કાળ કેતો એક નિર્ગમ્યો, આવ્યો ઇંદ્ર આદેશ ।। ૭ ।।

## ।। ઢાલ ૨ જી.

( હું તુજ આગળ શી કહું કાંનયા લાલ એ દેશી. )

હાથ જોડીને એમ કહે રે લાલ, સાંભળો મેરી વાત રે ।। વાલમ મોરા ।। ઇંદ્રે હુકમ ફરમાવિયો રે લાલ, સમુદ્ર વારણ જાય રે।। વા૦।। મુજ વિનતડી અવધારજોરે લાલ ।। ૧ ।। એ આંકણી।। જોઇહાં અરતિ ઉપજે રે લાલ, તો જાજો પૂરવ બાગરે ।।વા૦।। [1]દોય ઋતુનાં ફળ ખાયજો રે લાલ, કરજો મનમાન્યા રંગ રે ।।વા૦।। મુ૦ ।।૨।। એ ફળને ખાધાં થકાંરે લાલ, જાગશે વિષય વિકાર રે ।। વા૦।।કામ દીપાવણ એહ છે રે લાલ, મનઇચ્છા પુરણહાર રે ।। વા૦ ।।મુ૦।। ।।૩।। વાવ્ય ઘણી છે એ બાગમાંરે લાલ, સરોવર ઘણાં તિણ ઠાણ રે ।। વા૦ ।। મોર બપૈયા કોયલ લવે રે લાલ, જેહની મીઠી વાણ રે ।। વા૦ ।। મુ૦ ।। ૪ ।। તિહાં કદી અરતિ ઉપજે રે લાલ, તો બાગ ઉત્તરમાં જાય રે ।। વા૦ ।। [2]દોય ઋતુનાં સુખ ભોગવો રે લાલ, જિ

---

૧ પાઉસ ઋતુ તે, અસાડ અને શ્રાવણ માસ, તથા વર્ષા ઋતુ તે ભાદરવો અને આસો માસ એ બે ઋતુનાં.

૨ શરદ ઋતુ તે, કારતક અને માગશર માસ,તથા હેમંત ઋતુ તે, પોસ અને માહા માસ. એ બે ઋતુનાં.

હાં ચકવા ચકવી શબ્દ થાય રે ॥ વા૦ ॥ મુ૦ ॥૫॥ તિમહિમ પશ્ચિમ બાગમાં રે લાલ,, [1]હોય ઋતુનાં ફળ ખાઓ રે ॥ વા૦ ॥ ક્રીડા કરજો મનગમી રે લાલ, પણ દક્ષિણબાગ મ જાઓ રે ॥ વા૦ ॥ મુ૦ ૬॥ તેહમાં સર્પ છે મોટકો રે લાલ, ચંડરૈદ્ર કાળિનાગ રે ॥ વા૦ ॥ રખે પીડા તુમને કરે રે લાલ; મુજ તુમ ઉપર રાગ રે ॥ વા૦ ॥ મુ૦ ॥૭॥ દાંત છે લોહજ સરિખા રે લાલ, જીભ તડથહ જાણુ રે ॥ વા૦ ॥ તિણુ કારણુ વરજુ અછું રે લાલ, રખે લીયે તુમ પ્રાણુ રે ॥ વા૦ ॥ મુ૦ ॥ ૮ ॥ એમ ત્રણ્યે બાગમાં રે લાલ, સર્વ કાળ ગહઘાટ રે ॥ વા૦ ॥ સુખશાતા ઘણી પામશો રે લાલ, જો જયો માહરી વાટ રે ॥ વા૦ ॥ મુ૦ ॥૯॥ એમ શીખામણ દેઈ કરી રે લાલ, કહીને વારંવાર રે ॥ વા૦ ॥ રયણાદેવી ચાલી સહી રે લાલ, વાંસે એકલડા નિરધાર રે ॥ વા૦ ॥ મુ૦ ॥ ૧૦ ॥

॥ દોહા. ॥

દોનું ભાઈ ચિત્ત ચિંતવે, આરતિ મનમાં થાય ॥ સુખ પામે જેમ આત્મા, પૂરવ બાગમેં જાય ॥ ૧ ॥ તિમહિજ પશ્ચિમ ઉત્તરે, પણ સુખ ન લહે લગાર ॥ તવ મનમાંહે ચિંતવે, બેહુ ભાઇ તેણિવાર ॥ ૨ ॥ દક્ષિણ દિશિના બાગમાં; જતાં વારયા બહુ વાર ॥ તેહનું કારણ શું હશે, ઈમ કહી ચાલ્યા તિવાર ॥ ૩ ॥ તેહમાં દુર્ગંધ અતિ ઘણી, હાડ ઘણાં તિણ માંય ॥ શૂળીએ પુરૂષ દેખીને, સાંધા ઢીલા થાય ॥ ૪ ॥ કોણ નગરી વસતા હતા, કિમ વશ્ય પડિયા આય ॥ કોણ અન્યાય તુમે કર્યો, શુળીએ દીધા ચડાય ॥૫॥ હું કાકંદીનો વાણિયો, કિરિયાણાં વેચણ કાજ ॥ વહાણ ભાગ્યું આંહિ આવિયો, રયણા વશ્ય પડયો આજ ॥ ૬ ॥ સંસારનાં સુખ ભોગવ્યાં, કાળ કેતો એક જાય ॥ થોડે વાંક પડે થકે, મને શુળીયે દીધો ચડાય ॥૭॥ જો વંછો ચંપા ભણી, તો પૂરવ બાગમાં જાઈ॥ શેલક યક્ષને પૂજશો, તો ઘર દેશે પહોચાઇ ॥ ૮ ॥

## ઢાલ ૨ જી.

( હાંરે લાલા નેમ વંદણને જાયશું. એ દેશી. )

હાંરે લાલા દોનું ભાઇ રોવે ઘણા, એ તો ભુંડી દીસે છે નારી

---

૧ વસંત ઋતુ તે ફાગણ અને ચૈતર માસ, તથા ગ્રિષ્મ ઋતુ તે વૈશાખ અને જેઠ માસ, એ બે ઋતુનાં.

લાલા ॥ જો એ પાપિણી જાણશે, તો દેશે આપણને માર રે લાલા ॥ નારીનો નેહ નિવારજો ॥૧॥ એ આંકણી ॥ હાં૦ ॥ પૂરવ બાગમાં આવીયા, કાંઈ યક્ષ આવ્યો તેણી વાર રે લાલા ॥ કેહને ઉતારૂં ઈહાં થકી, કેહને ઉતારૂં પાર રે લાલા ॥ના૦॥૨॥ હાં૦ હાથ જોડીને એમ કહે; અમે હોતું દુઃખીયા અપાર રે લાલા ॥ કૃપા કરી અમ ઉપરે, દુઃખમાંથી પાર ઉતાર રે લાલા ॥ના૦ ॥ ૩ ॥ હાં૦ દેવીનો મોહ મત આણજો, મ્હારી પીઠે બેસો આય રે લાલા ॥ જો મન ડોલ્યું જાણશું, તો દેશું તમને ઢાળિ રે લાલા ॥ ના૦ ॥ ૪ ॥ હાં૦ ધીર જ ધરી પીઠે ચઢયો, દેવી આવી તેણિવાર રે લાલા ॥ હાથમાં ખડગ બીહામણું, મુખથી બોલે માર માર રે લાલા ॥ ના૦॥૫॥ હાં૦ કરડાં વચન કહ્યાં ઘણાં, પણ ડરિયા નહીંય લગાર રે લાલા ॥ તવ શણગાર સોળે સજી, ઘુંઘટ કાઢયો તેણીવાર રે લાલા ॥ ના૦॥૬॥ હાં૦॥ મીઠાં વચન કહ્યાં ઘણાં, મને કાંઇ મેલી નિરધારરે કંતા॥ઇણ અટવી ઉજાડમાં, મને કોણ દેશે આધાર રે કંતા ॥ અબળા સાહમું જોઇએ ॥૭॥ હાં૦ સુખ ભોગવો સંસારનાં, એમ કેમ દીયો છો છેહરે કંતા ॥ પ્રિત વિચારો પાછલી; મ્હારી દુઃખણી દેખો દેહ રે કંતા ॥અ૦॥૮॥ હાં૦ અવધિજ્ઞાને જોઈયું, જિનરક્ષિત ડગીયો જાણ રે લાલા ॥ ચળાવવાને કારણે તે ઈણ વિધ બોલે વાણરે લાલા ॥ના૦॥૯॥ હાં૦ જિનપાલિત કઠોર છે, એને દયા નહિ દિલમાંયરે કંતા ॥જિન રક્ષિત તું માહરે, પ્રાણઆધારજ થાય રે કંતા ॥ અ૦ ॥૧૦॥ હાં૦ અંતર દ્વેષ રૂદન કરે, વળિ કરે આક્રંદ પોકાર રે કંતા ॥ આડી નજરે જગાવતી, હું દેખું તુજ અણુહાર રે કંતા ॥ અ૦ ॥૧૧॥ હા૦ ફુલતણી વૃષ્ટિ કરે, વળી ગંધ ચૂરણનો મેકરે કંતા ॥તીન ઘંટા વજડાવતી, એતો બોલ વચન સનેહ રે કંતા ॥અ૦॥૧૨॥ હાં૦ મેં ઉપગાર કિયા ઘણા, તુમે વિસરી મત જાઓ રે કંતા ॥ જે ચૂકી તે બતલાય ઘો, એવા નિર્લજ તુમે ન થાઓ રે કંતા ॥અ૦॥૧૩॥ હા૦॥ કિમ મુજથી લુખા થયા, મ્હારૂં હૈડું ફાટી જાય રે કંતા ॥ તુમારૂં દરિશણ દેખીને, હુંતો પગ પુજું ચિત્ત લાય રે કંતા ॥ અ૦ ॥૧૪॥હા૦ ભરસમુદ્રમાં કાં મુકો, મને એકલડી નિરધાર રે કંતા ॥ પ્રાણ તજું તુમ ઉપરે, મ્હારે બીજો કવણ આધાર રે કંતા ॥અ૦॥૧૫॥ હાં૦ મુજને ન મેલો એકલી, તમે દયા કરો મહારાજરે કંતા ॥ તુમ વિણ જીવાશે નહી, મ્હારાં સફળ કરોને કાજ રે કંતા

॥અ૦॥૧૬॥ હાં૦ એમ ગુણગ્રામ કિયા ઘણા, એક વાર તું નયણે નિહાળ રે કંતા ॥ વચન વિષયનાં સાંભળી, જિનરક્ષિત જુએ ભાળિ રે લાલા ॥ ના૦ ॥ ૧૭ ॥ હાં દેવી સામું જોતાં થકાં, તિહાં જાગ્યો મોહ વિકાર રે લાલા ॥ દુઃખ પડયાં તે સાંભળો, કહે કવિજન વારંવાર રે લાલા ॥ ના૦ ॥ ૧૮ ॥

॥ દોહા. ॥

યક્ષે ડગીયો જાણિને, ઢાળિ દીધો તેણિવાર ॥દેવી આવી ઉતાવળી, વચન કહે નિરધાર ॥ ૧ ॥ ક્રોધ કરી ત્રશુળ વડે, ખંડાખંડ કરી ધાર ॥ દશ દિશી ઉછાળતી, હર્ષિત હુએ તેણિવાર ॥૨॥ જિનરક્ષિત દુઃખીયો થયો, જોયાનાં ફળ જાણ, ચંપા પણ પહોત્યો નહી, વચમાં છોડયા પ્રાણ ॥૩॥ વૈરાગ્યે ઘર નવિ તજ્યું, હુઇ શરમ નહિ ભાલ ॥ શિવનગરી પહોત્યો નહી, નરકે ગયો તતકાળ ॥૪॥ રયણા દેવી કામિની, શેલક યક્ષ તે સાધ ॥ ચંપા તે મુક્તિ ભલી, સંસાર સમુદ્ર અગાધ ॥ ૫ ॥

## ॥ ઢાલ ૪ થી. ॥

જિનપાલિતે મનને ધારી, એતો કપટી દીસે છે નારી॥ પૂરવનો મોહ નવિ આણ્યો, એ તો કાચો સગપણ જાણ્યો ॥ ૧ ॥ યક્ષ ઉપર નિશ્ચય ધારયો, તેણે ચંપાબાગ ઉતારયો ॥ યક્ષ કહે ચંપાયે જાઓ, હોશે તુમને સવાયો ॥૨॥ જિનપાલતે નિજ ઘર આવી, સઘળાને વાત સુણાવી ॥ જિનરક્ષિતનો શોક કીધો, કેતા કાળ લગે પરસિદ્ધો ॥૩॥ એહવે વીર ચંપાયે આયા, તે તો સઘળાને મન ભાવ્યા ॥ જિનપાલિત ( દેશના ) સુણવા લાગ્યો, ઘરવાસ થકી મન ભાગ્યો ॥૪॥ મન શિવરમણીશું લાગ્યો, સંયમ લઇ થયો વૈરાગ્યો ॥ અંગ અગિયારે તે ભણિયો, પહેલે દેવલોકે અવતરીયો ॥ ૫ ॥ એણે તપ કરી કાયા ગાળી, મહાવિદેહે મનુષ્ય હોશે મ્હાલી ॥ તિહાં દીક્ષા લેઈ કેવળ પાસે, સહુ દોષ ટાળી મોક્ષ જાશે ॥ ૬ ॥ ઇતિ. ॥

# अथ श्री अर्हन्नकमुनिनुं अष्टढालियुं.

## ॥ ઢાલ ૧ લી ॥

( ઈડર આંબા આંબલી રે. એ દેશી. )

સરસતી સામિણી વીનવું રે, પ્રણમું શ્રી ઋષિરાજ ॥ સાધુ શિરોમણી ગુણનીલો રે, અર્હન્નક ઋષિરાજ ॥ મુનીસર ॥ ગાયશું

ગુણ ગંભીર ॥ મેરૂ તણી પરે ધીર ॥મુની૦॥ગા૦॥૧॥ એ આંકણી॥ તુંગીયા નગરી સુંદર રે, જિતશત્રુ નામે રાય ॥ રાજ રીતી ચાલે સદા રે, આણ ન લોપી જાય ॥મુ૦॥૨॥ તિણ નગરી વ્યવહારિયો રે, દત્ત વસે શુભ અંગ ॥ દત્તા નારી તેહની રે, પીયુશું રાતી રંગ ॥મુની૦॥૩॥ અર્હંનક સુત વાલહોરે, ચંદ્ર વંદન સુકુમાળ ॥ લક્ષણ બત્રીશે શોભતોરે, લીલા લચ્છ ભુપાળ ॥ મુની૦ ॥૪॥ ઈણ અવસર તિહાં આવીયો રે, અર્હંનક મિત્ર સૂરીશ ॥ દત્તશે વંદન ચાલ્યો રે, ધર્મ સુણે મન હિંસ ॥મુની૦॥૫॥ વૈરાગ્યે મન વાળિયું રે, દોહિલે એ અવતાર ॥ આર્ય દેશ કુળ મોટકે રે, દોહિલો જન્મ વિચાર ॥મુ૦॥૬॥ જૈન ધર્મ તે દોહિલોરે, દોહિલો સાધુ સંયોગ ॥ રાજ ઋદ્ધિ પામી ઘણી રે, ભવ ભવ ભામિની ભોગ ॥ મુની૦॥૭॥ દત્ત સુણી તે દેશના રે, મન ભીન્યો વૈરાગ ॥ ઘર આવી ઘરણી ભણી રે, તેહ સુણાવે લાગ ॥મુની૦॥૮॥ વળતી બોલી વાલહી રે, સાંભળો જીવન પ્રાણ ॥ પિયુ પાખે કોણ માહરે રે, સુખ દુઃખ કેરો જાણ ॥મુની૦॥૯॥ બાળક સુત સાથે કરી રે, લીધો સંયમ ભાર ॥ પંખ વિના શી પંખણી રે, કંથ વિના શી નાર ॥મુની૦॥૧૦॥ ખાંડા ધાર તણી પરે રે, સંયમ સુધો પંથ ॥ આરાધે જિન આણશું રે, દત્ત નામે નિર્ગંથ ॥મુની૦॥૧૧॥ કોમળ કાયા ન્હાનડો રે, અર્હંનક ઋષિરાય ॥ પ્રેમ ધરી પાળે પિતારે, આપ ગોચરીયે જાય ॥ મુની૦ ॥૧૨॥ બાળક સુત બેઠો રહે રે, તાવડ ન ક્ષણ ખમાય ॥વૈયાવચ્ચ કરે તાતની રે, મોહ ન જીત્યો જાય ॥મુની૦॥૧૩॥ ઇણ અવસર દત્ત સાધુજી રે, પાળી નિરતિચાર ॥ પરલોકે પહોત્યા સહી રે, બાળક કોણ આધાર ॥ મુની૦ ॥ ૧૪ ॥

॥ દોહા. ॥

અર્હંનક છાનો રડે, હાથ થકી મુખ ભીડ ॥ પણ જે નયણાં નીગળે, તેહ જણાવે પીડ ॥ ૧ ॥

## ઢાલ ૨ જી.

( પ્રવહણ તિહાંથી પૂરીયાં રે લોલ. એ દેશી. )

અર્હંનક ચિત્ત ચિંતવે રે લા૦ ॥ કોણ કરશે મુજ સારરે હો તાત જી ॥ ધણી ટળી રણીયો થયો રે લા૦॥ અવર ન કોઈ આધારરે હો તાતજી ॥અ૦॥૧॥ એઆંકણી॥પૂર્વ પરે સઘળું ટળ્યું રેલાલ, બેઠો રહો તો જેહરે હો તાતજી॥ મુનિવર વોહરણ પાંગરયા રે લાલ, સાધુ

સંઘાથે તેહરે હો તાતજી ॥અર્હં૦॥૨॥ ખરે બપોરે ગોચરી રે લાલ, નગર તણા પંથ દુર રે હો તાતજી ॥ તડતડતા તડકા પડે રે લાલ, શ્વદ તણા વહેપુરરે હો૦॥ અર્હં૦॥૩॥ શ્વાસ ભરાણો સાધુજીરે લાલ, ધગધગ ધગતે પાયરે હો૦ ॥ તડકે તન રાતું થયું રે લાલ, જોવન શોવન કાયરે ॥હો.અ૦॥૪॥ પાછું ફરી જોવે નહી રે લાલ, આગળનો અણગાર રે હો૦॥ આજ પિતા હોય માહરો રે લાલ, તો પડખે એણીવાર રે હો ॥ અ૦॥૫॥ અર્હંનક થાકયો ઘણો રે લાલ, બેઠો હેઠ અવાસરે હો૦॥ ગોખે ધનવંત સુંદરી રે લાલ, દીઠો પ્રેમ વિલાસ રે હો ॥ અ. ॥૬॥

॥ દોહા ॥

તિણ અવસર તેણે ગોખને, બેઠો દીઠી નાર ॥તરૂણી તનમન ઉલ્લશું, નયણે ઝળકયું રે ॥ ૧ ॥

## ॥ ढाल ३ जी. ॥

### ( જંબુદ્વીપના ભરતમાં. એ દેશી. )

તે તરુણી ચિત્ત ચિંતવે, પિયુ ચાલ્યો પરદેશેરે ॥ વિરહ દહે નવજોવના, પ્રાણી પ્રાણશું લેશે રે ॥ મુનિવર દેખી મન ચળ્યો ॥૧॥ ॥ એ આંકણી ॥ રૂપે દીઠો રૂયડો, ચડતી જોવન વારો રે, નયણ વયણે કરી નિર્મળો, મયણ તણે અનુસારો રે મુનિ૦ ॥ ૨ ॥ ભરજોવન ઘર એકલાં, લક્ષ્મી તણો નહી પારો રે॥ ચતુર ત્રિયા ચિત્ત ચિંતવે, રહેવું સ્વેચ્છાચારો રે ॥ મુનિ૦ ॥૪॥ આઠ ગણો નરથી કહ્યો, નારી વિષય વિકારો રે ॥ લાજ ચઉગુણી ચિત્ત ધરે, સાહસનો ભંડારો ॥ મુનિ૦॥૪॥ કાજ કરે કુંજ રસમા, કીડી દેખી ડરપે રે ॥ કુલે નારી બીહી પડે, સાપ સિરાયે ઝડપે રે ॥ મુનિ૦॥૫॥ મન મધુકર ભમતો થકો, રાખી ન શકે કોઇ રે ॥પણ માલતી ક્ષણ લોગને, વન વન ભમતો જોઈ રે ॥ મુનિ૦ ॥૬॥ બાળ સાહેલી મોકલી, તેડાવ્યો ઋષિરાયો રે ॥ તતક્ષણ તે ઊભી થઇ, પ્રેમદા લાગે પાયો રે ॥ મુનિ૦॥૭॥ શું માગો સ્વામી તુમે, કવણ તુમારો દેશો રે ॥ રૂપવંત રળિયામણા, દીસો જોબન વેશો રે॥ મુનિ૦॥૮॥ તાત ન કીજે સાધુની, અમને ભિક્ષા કાજે રે ॥ ભમર તણી પરે આચરૂં, દેશ વિદેશનાં રાજે રે॥ મુનિ૦॥૯॥ તવ ઘરણી ઘરમાં ગઇ, હીયડે હેજ ન માવે રે ॥ સિંહકેસરીયા સાધુને, મોદક લેઈ વહોરા-

વે રે ॥ મુનિ૦॥૧૦॥નેહ દ્રષ્ટે સન્મુખ જુવે, આળસ મોડે અંગો રે ॥ અબળા તે આતુર થઈ, પ્રગટ કીયો મન રંગો રે ॥મુનિ૦॥૧૧॥ હે ગુણવંતા સાધુજી, ભમવું ઘર ઘર બારો રે॥ દીક્ષા દુષ્કર પાળવી, વિષમો તુમ આચારો રે॥ મુનિ૦॥૧૨॥ મ્હોટાં મંદિર માળીયાં, અવટી માંહે વાસો રે ॥ સુખે રહો મેલી કરી, પર ઘર કેરી આશોરે ॥ મુનિ૦ ॥૧૩॥ કિહાં હિંડોળા સોહામણા, ફુલતણા મહકારો રે ॥ કિહાં ધરણીતળ પોઢવું, કાંકરાશું વ્યવહારો રે મુનિ૦ ॥ ૧૪ ॥

॥ દોહા. ॥

સુગુણ સલુણા સાધુજી, ભમવું દેશ વિદેશ ॥ રમતો મંદિર માળિયે, જોવન લાહો લેશ ॥૧॥ બોલ સુણી અબળા તણા, જિમ્યા મોર કિંગાર ॥ ડાહ્યો પણ ભુલ્યો ઘણું, અર્હન્નક અણગાર ॥ ૨ ॥

## ॥ ઢાલ ૪ થી. ॥

### ( થાકો વીરો ચારિત્ર લીયે એ દેશી. )

મહોલ પધારો મન રળી, બલિહારી તુમ વેશ ॥ મુનિવરા ગોદ બિછાણિ પાયે પડું, ચલહો તો ચલણ ન દેશ ॥ મુનિ૦ ॥ મહોલ૦ ॥૧॥ એ આંકણી ॥લાજ ન કીજે હો લાડલા, સરખોલહા સંયોગ ॥ મુનિ૦ ॥ બાળાપણ છે દોહિલું, કેમ છીજે વિણ ભોગ ॥ મુનિ૦ ॥ મહો૦ ॥૨॥ એ મંદિર એ માળીયાં, એ હિંડોળાખાટ ॥મુ૦॥ એ મોતીનાં ઝુમખાં, રયણ જડયા એ ખાટ ॥મુ૦॥એચો બારે ચિહું દિશે, હેમ જડિયા હિંડોળ ॥મુ૦ ॥મહો૦ ॥૪॥એ લાખીણા ઓરડા, રયણ જડયાં પડસાળ ॥ મુ૦ ॥ એ ધન જોવન તુમ વસુ, આણંદ લીલ ભુપાળ ॥ મુ૦ ॥ મહો૦॥૫॥ મુનીવર ચઢીયા માળીયે, ચાલી ગયા અણગાર ॥ મુ૦ ॥ ભામિનીશું ભીનો રહે, વિરુઓ વિષય વિકાર ॥ મુનિ૦ ॥મહો૦ ॥ ૬॥ ક્ષણ ચૌબારે માળીયે, ક્ષણ હિંડોળાખાટ ॥મુ૦॥ક્ષણ લાખીણે ઓરડે, પૂરે મનની આશ ॥ મુ૦ ॥ મહો૦ ॥૭॥ ક્ષણ ચાખડીયે ચાલતો, ઠમકે ઠવતો પાય ॥ મુ૦ ॥ મુખ મરકલડા મેલતો, માનિનિ મોહ ઉપાય ॥ મુ૦ ॥ મહો૦ ॥૮॥ અબળા આસંગે ચડી, ક્ષણ વિરહો ન ખમાય ॥ મુ૦ ॥ જે જેહને મન માનીયા, તે તેહને મન રાય ॥ મુ૦ ॥ મહો૦ ॥૯॥ ખેલે કુલ તળાઇયે, મેલી સરવે રીત ॥ મુ૦ ॥ આસગા આઘા થયા, છાંડી ગુરુસું પ્રીત ॥ મુ૦ ॥ મહો૦

॥૧૦॥ ગોચરીયે ચાલ્યો હતો, જે આગળ અણગાર ॥મુ૦॥ તેણે પાછું જોયું જિસે તીસે ન દીઠો લાર ॥ મુ૦ ॥ મહો૦ ॥ ૧૧ ॥ ઊંચુ ન જોયું આગળે, પાછળ જોયું ને જોય ॥ મુ૦ ॥ અર્હન્નક દીસે કિહાં; નારી ભોળવ્યો સોય ॥ મુ૦ ॥ મહો૦ ॥૧૨॥

( દોહા. )

નારી નયણે ભોળવ્યા, ભૂલા પડયા અછેહ ॥ હરિ હર બ્રહ્મા સારિખા, હજીય ન લાધ્યા તેહ ॥૧॥

## ॥ ઢાલ ૫ મી. ॥

( બે બે મુનિવર વિહરણ પાગરિયાં જી. એ દેશી. )

તેણે રે અણગારે ઋષિ જોયું ઘણું રે, નયણે ન દીઠો કિણહી ઠામરે ॥ આચારજ આગળ આવી કહેરે, હું અપરાધી હુઓ સ્વામ રે ॥ માહરો અર્હન્નક કિણે દીઠો નહીરે, ॥૧॥ એ આંકણી॥ ભગવાન અર્હન્નો ભૂલો પડયો રે, વાત સુણી તે મુનિની માયરે ॥ દાતા દુઃખ ભરી છાતી ફાટતી રે; જીવન સુતને જોવા જાય રે, ॥માહરો૦॥ ૨ ॥ મોહતણી ગતિ દીસે દોહિલી રે, રોતી ને જોતી હીંડે ગામ રે ॥ ભાદ્રવ લાગ્યો નયણાં નીગળે રે, મુખથી ન મુકે સુતનું નામ રે ॥ માહ૦ ॥ ૩ ॥ ભૂખ ન લાગે તૃષા ભાગી ગઈ રે, ક્ષણ ક્ષણ ખટકે હૃદય મઝાર રે ॥ વિરહ વિલુદ્ધા પીડ ન કો લહે રે, જેહમાં દુઃખ વહે નિર્ધાર રે ॥માહ૦॥૪॥ ઘર ઘર પૂછે વિલખાણી થઇ રે, દીઠો કોઈ નાનડીયો વેશ રે ॥ ખાંધે તસ લાખીણી લોબડી રે; મુનિવર રૂપ તણો સન્નિવેશ રે ॥ માહ૦ ॥૫॥ શેરીયે શેરીયે જોયો સાધવી રે, ફરિ ફરિ ફરિને સો વાર રે ॥ હેરી હેરી ઘર ઘર ભાળીયે રે, ઘેરી ઘેરી પુછે નાર રે ॥માહ૦ ॥૬॥ બાળ વિછોહી હરિણી જેહવી રે, દુઃખભર સેતી ઘેલી થાય રે ॥ મોહ વિછોહ્યા એણી પરે દોહિલા રે, રયણી દિન ટળવળતાં જાય રે ॥માહ૦॥૭॥

॥ દોહા. ॥

અર્હન્નક એકણ સમય, પ્રમદા પાસે લેઇ ॥ ગોખ ઝરૂખે મ્હાલતો, પાસા રમણ કરેઇ ॥૧॥

## ॥ ઢાલ ૬ ઠી ॥

( જયતસિરિ પારધીયાની દેશી. )

નાંખે દાવ સોહામણા રે, પાસા રણઝણ કાર રે, રંગ રાતો ॥

તેહવે તિહાં ગઇ સાધવી રે, સુતની લેતી સાર રે, રંગ રાતો ॥૧॥ કોળાહળ સુણી સામટો રે, હેઠ નિહાળો જામ રે, રંગ રાતો ॥ રડતી પડતી સાધવી રે, માતા દીઠી તામરે, રંગ રાતો ॥૨॥ જોવે જાતાં આંવતાં રે લોક મળ્યા લખકોડ રે, રંગ રાતો ॥ અર્હન્નક ચિત્ત ચિંતવે રે, રમત રમણી છોડ રે, રંગ રાતો ॥૩॥ હા! હા ! ! ધિક મુજને પડો રે, મેં કીધું કોણ કામ રે, રંગ રાતો ॥ ગુરુ છંડી ગોખે રમું રે, માતા ટળવળે આમરે, રંગ રાતો ॥૪॥ કેહનાં મંદિર માળિયાં રે, કેહનાં રમણી રંગ રે, રંગ રાતો ॥ જાવું દૂર વિદેશડે રે, ચાર દિવસનો સંગ રે, રંગ રાતો ॥૫॥ વાલેશર પણ આપણા રે, ઉઠી આઘા જાય રે, રંગ રાતો ॥ કો કો કેહને પડખે નહી રે. શીખ ન માગે કાંયરે, રંગ રાતો ॥૬॥ ક્ષણ દિસે વ્યવહારીયો રે, તે ક્ષણ માંહે નિરાશ રે, રંગ રાતો ॥ ક્ષણ હિંડોળે ખેલવુ રે ક્ષણ શમશાને વાસરે, રંગ રાતો ॥૭॥ તન ધન જોવન કારિમા રે. મૂઢ રે અહંકાર રે, રંગ રાતો ॥ આઠે મદશું ચાલતાં રે, તે પણ ગયા નિરહંકાર રે, રંગ રાતો ॥૮॥ રાવણ સરિખા રાજવી રે, લંકા સરિખો કોટ રે, રંગ રાતો ॥ રૂઠે કર્મે રોળટ્યા રે, રામચંદ્રકી ચોટ રે, રંગ રાતો ॥૯॥ જે મૂછે વળ ઘાલતાં રે, કરતા મોડા મોડ રે, રંગ રાતો ॥ તેહ મસાણે સંચર્યા રે માન અધુરાં છોડ રે, રંગ રાતો ॥ ૧૦ ॥ હું ભુલ્યો ભલ આપથી રે, એહ ન જાણી રીત રે, રંગ રાતો ॥ આતમ હિત છાંડી કરી રે, પર શું માંડી પ્રીત રે, રંગ રાતો ॥૧૧॥

॥ દોહા. ॥

અર્હન્નક ઉઠી ગયો, ખેલ અધુરો છોડ ॥ કામિની ટળવળતી રહી, માય નમે કરજોડ ॥૧॥ હું અપરાધી તુમ તણો, માય ખમાવું તેહ ॥ મોહ તણે વશ માળીયે, ભમતો નવલે નેહ ॥૨॥

## ॥ ઢાલ ૭ મી. ॥

( કપૂર હોવે અતિ ઉજળો, એ દેશી. )

વચ્છતણાં સુણી વયણુલા રે, રોમાંચિત થઇ દેહ ॥ વિકળપણુ વેગે ગયું રે, દુધે વુઠયા મેહ રે ॥ નંદન, શું કીધું તેં એહ ॥૧॥ એ આંકણી ॥ સ્વારથ સહુને વાલહો રે, સ્વારથ સુધો સંગ ॥ સો હી સ્વારથ અણપુગતેરે, સહુ આપણડે રંગરે ॥નંદન૦॥૨॥ નિઃસ્નેહાસુખ મીઠડારે, નાપે મનનો હેત ॥ કાચી કળી કણેયર તણી રે, તન રાતે

મન શ્વેત રે ॥ નંદન૦॥૩ ॥ કાજ કરયાં દુઃખ વીસરીયાં રે, એ પ્રેમદાની પ્રિત ॥ જનમ જીવિત જેહને દહે રે, તે વિરલાની નીત રે, ॥ નંદન૦ ॥૪॥ પ્રેમતણાં ફળ પાડુઆં રે, પ્રત્યક્ષ દીસે દાહ ॥ પ્રાણ તપે નિદ્રા ખપે રે, નિત્ય નવો ઉમાહ રે ॥ નંદન૦ ॥ ૫ ॥ રૂપે ન રાચો રૂયડા રે, ગુણે રાચો ગુણવંત ॥ ઇદ્રવારણી ફળ ફુટડાં રે, ઝેર ભરયાં એકંત રે ॥ નંદન૦ ॥૬॥ અંતરજામી આપણાં રે, જીવ સમાણા જોય ॥ તે પણ વેળાવી વળે રે, સાથ ન આવે કોય રે ॥ નંદન૦ ॥૭॥ સાથ ન આવે સુંદરા રે, સાથ ન આવે આથ ॥ ઉઠી જાવું એકલું રે, ઠાલા લેઇ હાથ રે, ॥ નંદન૦ ॥ ૮ ॥ કરકંડુ જે જેહને રે, બ્રહ્મદત્ત ચક્રવર્તિ જોય ॥ ચિત્ત વચન માંન્યું નહી રે, સાતમી પહોત્યો સોય રે ॥ નંદન૦ ॥ ૯ ॥ જે આરાધે જિનતણો રે, સુરતરુ ધર્મ સુજાણ ॥ ફળ અજરામર તે લહે રે, મીઠાં અમીય સમાન રે ॥ નંદન૦ ॥ ૧૦ ॥

॥ દોહા. ॥

સંવેગી શિર સેહરો, વૈરાગે મન વાળી ॥ છોડી મંદીર નવ લખાં, ઉઠિ ચાલ્યો તતકાળ ॥૧॥ તે તરૂણી તરશી રહી, મેલી ગયો મુનિંદ ॥ મેહ વિના જેમ વેલડી, જેમ ચકોરી ચંદ ॥૨॥

## ઢાલ ૮ મી.

( વરસાળાની દેશી. )

અર્હંનક ઉતાવળો. જઈ ભેટયો ગુરૂરાય વિચાર ॥ દીક્ષા શિક્ષા ફરી ગ્રહી, ફરી લીધો રે મારગ નિરતિચાર કે ॥ ભેટયો રે ગુરુરાજ, તેણે સારયાં રે, આપણડા કાજ કે ॥ભેટયો૦ ॥૧॥ એ આંકણી ॥ ગુરૂ દીયે શિક્ષા સાધુને રે, પાળે નિરતિચાર ॥ પ્રેમ બંધન છે પાડુઆં, તેણે કીજે રે ઉદ્યમ વિચાર કે ॥ભે૦ ॥૨॥ ગિરિ વન ખંડ સાધુજી, સાધીરે સંયમ યોગ ॥ ગાળીયે જોવન આપણું, નહિ ધરીયે રે ચિંતા ને શોક કે ॥ ભે૦ ॥૩॥ ભોળપણે ભોગીસર થયો આતમ વાર અનત ॥ ભામિનીશું ભીનો રહ્યો, નવિ આવ્યો રે આજ લગે અંત કે ॥ભે૦॥૪॥ પ્રણેમીને પ્રભુશું કહે, સ્વામી સુણો અરદાસ ॥ કાયા કાયર માહરી, મુજ દીજે રે અણુસણની આશ કે ॥ભે૦॥૫॥ લાખ ચોરાશી ખામીને, તેને લીધો અણુસણ સાર ॥ અનુક્રમે પાળી આઉખું, અવતરીયો રે સુવિમાન મઝાર કે ॥ ભે૦

॥૬॥ જિનતણી શીખ સોહામણી, જે કરે કુળ અવતંસ ॥ તે લહે લીલા આણંદશુ, જેમ વિલસે રે ગંગાજળ હંસ કે ॥ભે૦॥૭॥ સંવત સત્તર ચિડોત્તરે, વડ ખરતર ગચ્છ વાસા ગણિ મહિમાસાગર હિત વડે, આણંદે રે કહ્યો રાસ વિલાસ કે ॥ ભે૦ ॥ ૮ ॥ ઇતિ. ॥

---

## अथ श्री सनत्कुमार चक्रवर्तिनी सज्झाय.

સરસતિ સરેસ વચન રસ માગું, તોરે પાયે લાગું ॥સનતકુમાર ચક્રી ગુણ ગાઉં, જિમ હું નિર્મળ થાઉં ॥રંગીલા રાણા રહો જીવન રહો રહો ॥ મેરે સનંત કુમાર, વિનવે સવિ પરિવાર ॥૧॥ એ આંકણી ॥ રૂપ અનોપમ ઇંદ્રે વખાણ્યું, સુર સુણી ઈમ વાયા ॥ બ્રાહ્મણ રૂપ કરીહોય આયા, ફરિફરિ નિરખત કાયા ॥ રં૦ ॥ જી૦ ॥ મે૦ ॥૨॥ જેહવો વખાણ્યો તેહવો, રૂપ અનોપમ ભારી ॥ સ્તવના સાંભળી મનમાં હરખ્યો, આણ્યો ગર્વ અપારી ॥ રં૦ ॥જી૦॥મે૦॥૩॥ અબ શું નિરખો લાલ રંગીલે, ખેળ ભરી મુજ કાયા ॥ નાહિ ધોઈ જબ છત્ર ધરાવું, તબ જોજ્યો મોરી કાયા ॥રં૦॥જી૦॥મે૦॥૪॥ મુગટ કુંડળ હાર મોતિના, કરી શણગાર બનાયા ॥ છત્ર ધરાવિ સિંહાંસન બેઠા, તવ ફરિ બ્રાહ્મણ આયા ॥ રં૦ ॥ જી૦ ॥મે૦॥૫॥ દેખી જોતાં રૂપ પલટાણું, સુણ હો ચક્રી રાયા સોળ રોગ તેરી દેહુમેં ઉપન્યા, ગર્વ મ કરી કાચી કાયા ॥ રં૦ ॥જી૦॥ મે૦ કળમળિયો ઘણું ચક્રી મનમાં, સાંભળી દેવની વાણી ॥ તુરત તંબોળ નાંખીને જોવે, રંગભરી કાયા પલટાણી ॥રં૦ ॥જી૦॥મે૦॥૭॥ ગઢ મઢ મંદિર માળિયાં મેલ્યાં, મેલી તે સવિ ઠકુરાઈ ॥ નવનિધિ ચૌદ રતન સવિ મેલ્યાં; મેલી તે સયળ સજાઇ ॥રં૦॥ જી૦॥મે૦॥૮॥ હય ગય રથ અંતેઉરિ મેલી, મેલી તે મમતા માયા ॥ એકલડા સંયમ લેઈ વિચરે, કેડ ન મેલે રાણા રાયા ॥રં૦ ॥ જી૦ ॥ મે૦ ॥ ૯ ॥ પાયે ઘુઘરી ઘમઘમ વાજે, ઠમઠમ કરતી આવે ॥ દશ આંગુળિયે બે કર જોડી, વીનતી ઘણીય કરાવે ॥ રં૦ ॥જી૦ ॥મે૦॥ ૧૦॥ તુમ પાખે મોરૂ હિલડું હાલે, હિન કેહીપરે લીજે ॥ એક લાખને બાણું સહસને, નયણે કરી નિરખીજે ॥ રં૦ ॥ જી૦॥ મે૦॥ ૧૧ ॥ માત પિતા હેતે કરી ઝુરે, અંતે ઉર સવિ રોવે ॥ એકવાર સન્મુખ જુઓ ચક્રી, સનંતકુમાર નવિ જોવે ॥રં૦ ॥જી૦ ॥ મે૦ ॥૧૨॥ ચામર

ધરાવો છત્ર ધરાવો, રાજ્યમેં પ્રતપો રૂડા ॥ છખંડ પૃથ્વી આણ મનાવો, તે કિમ જાણ્યા કુડાં ॥રં૦॥ જી૦ ॥મે૦॥૧૩॥ છત્રધરે શિર ચામર ઢાળે, રાજન પ્રતપો રૂડે ॥ છખંડ પૃથ્વી રાજ્ય ભોગવો, છમાસ લગેં ફરે કેડે ॥રં૦॥ જી૦॥ મે૦ ॥૧૪॥ તવફરી દેવ છળવા તે કારણ, વૈદ્ય રૂપ લહી આવે ॥ તપ શક્તિયે કરી લબ્ધિ ઉપની, થુંકે કરી રોગ સમાવે ॥ રં૦ ॥ મે૦ ॥ ૧૫ ॥ બે લાખ વરસ મંડળિક ચક્રી, લાખ વરસની દીક્ષા ॥ પંદરમાં જિનવરને વારે, નરદેવ કરે જીવરક્ષા ॥રં૦॥ જી૦॥મે૦॥૧૬॥ શ્રી વિજયસેન સુરીશ્વર વાણી, તપગચ્છ રાજે જાણી ॥ વિનયકુશળ પંડિત વર ખાણી, તસ ચરણે ચિત્ત આણી ॥રં૦ ॥જી૦॥ મે૦ ॥૧૭॥ સાતસેં વરશે રોગ સમાયો, કંચન સરખી કાયા ॥ શાંતિકુશળમુનિ એમ પય પે, દેવ લોક ત્રીજા પાયા ॥રં૦ ॥જી૦॥ મે૦ ॥૧૮ ॥ ઇતિ. ॥

---

# अथ श्री भरतचक्रवर्तिनी सज्झाय.

આભરણ અલંકાર સઘળા ઉતારી, મસ્તકસેંતી પીગી ॥ આપો આપ થઇને બેઠા, તવ દેહ દીસે છે નાગી ભરતેશ્વર, ભુપતિ ભયો રે વૈરાગી ॥૧॥ એ આંકણી ॥ અનિત્ય ભાવના એશી રે ભાવી ચાર કરમ ગયાં ભાગી ॥ દેવતાએ દીધો ઓઘો મુહપતિ, જિન શાસન રાગી ॥ ભ૦॥૨॥ સ્વાંગ દેખી ભરતેશ્વર કેરો; સહિયરો હસવાને લાગી ॥ હસવાની અબ ખબર પડેગી, રહેજો અમશું આગી ॥ભ૦ ॥૩॥ ચોરાશી લાખ હયવર ગયવર, છન્નુક્રોડ હે પાગી॥ ॥ ચોરાશી લાખ રથ સંગ્રામી, તતક્ષણ દીધા છે ત્યાગી ॥ભ૦ ॥૪॥ ચારક્રોડ મણ અન્ય નિત્ય સીઝે, દશલાખ મણ લુણ લાગી ॥ચોશઠ સહસ અંતેઉરી ત્યાગી, સુરતા મોક્ષસેં લાગી ॥ ભ૦ ॥૫ ॥ અડતાળીસ કોસમા લશ્કર પડે છે, દુશ્મન જાય છે ભાગી ॥ ચૌદરતન તો અનુમતિ માગે, મમતા સહુશું ભાગી ॥ભ૦॥૬॥ તીન ક્રોડ ગોકુળ ઘણુ દુઝે, એક ક્રોડ હળ ત્યાગી ॥ ચોસઠ સહસ અંતે ઉરી ત્યાગી, મમતા સહુશું ભાગી ॥ ભ૦ ॥૬॥ ભરી સભામાં ભરતેશ્વર બોલ્યા, ઉઠો ખડા રહો જાગી ॥ આ લોક ઉપર નજર ન દેશો, નજર દેજો તુમે આગી ॥ભ૦॥૮॥ વચન સુણી ભરતેશ્વર કેરાં, દશસહસ્ર ઉઠયાં છે જાગી ॥ કુટુંબ કબીલો હાટ હવેલી, તતક્ષણ દીધાં છે ત્યાગી

॥ ભ૦ ॥ ૯ ॥ એક લાખ પુરવલગે, સંયમ કેવળ સાર ॥ શેષ અઘાતી કર્મ ખપાવી, પહોત્યા મોક્ષ મોઝાર ॥૧૦॥ ઇતિ. ॥

## અથ શ્રી સંવરની સજ્ઝાય.

ચાલ–વીર જિણેસર ગૌતમને કહે, સંવર ધરતાં રે સહુ જન સુખ લહે ॥ ઉ૦–સુખ લહે સંવર કહે જિનવર, જીવ હિંસા ટાળિયે ॥ સુક્ષ્મ બાદર ત્રસ થાવર, સર્વ પ્રાણી પાળિયે ॥ મન વચન કાયા ધરી સમતા, મમતા કછુ નવિ આણિયે ॥ સુણ વચ્છ ગોયમ, વીર જંપે પ્રથમ સવંર જાણીયે ॥૧॥

ચાલ–બીજે સંવર જિનવરે ઇમ કહે, સાચું બોલ્યા રે સહુ જન સુખ લહે ॥ ઉ૦–સુખ લહે સાચું સુજસ સઘળે, સત્ય વચન સંભારિયે ॥ જિણે હોય હિંસા જીવકેરી, તેહ ભાષા ટાળિયે ॥ અસત્ય ટાળી સત્ય આગમ, નવકાર મંત્ર ભાંખીયે ॥ વચ્છ ગોયમ વીર જંપે, જિભા જતન કરી રાખિએ ॥૨॥

ચાલ–ત્રીજે સંવર ઘર બાહેર સહી, અદત્ત પરાયોરે લેતાં ગુણ નહી ॥ ઉ૦–ગુણ નહી લેતાં અદત જોતાં દુર પરાયો પરિહરો ॥ જિણે રાય દંડે, લોક ભંડે, તેહ ભંડણ કાંઈ કરો ॥ ઇમ જાણી મન વિવેક આણો, સંચોજ લાભે આપણો ॥ સુણ વચ્છ ગોયમ વીર જંપે, નવિ લીજે પર થાપણો ॥૩॥

ચાલ–ચોથે સંવર ચોથું વ્રત ધરો, શીયળ સઘળે રે અંગે અલંકરો ॥ ઉ૦–અલંકારો અંગે શિયળે સઘળે, રંગે રાચો તે સહી ॥ જગમાહિ જોતાં એહ જાલમ, ઓર ઉપમા કો નહિ ॥ ઇમ જાણિ તુંમે નારી પરાઇ, રખેજ નિરખો નયણશું ॥ સુણ વચ્છ ગોયમ વીર જંપે કછુ ન કહીએ વયણશું ॥૪॥

ચાલ–પાંચમે સંવર પરિગ્રહ પરિહરો, મુરખ માયા મમતા રે મત કરો ॥ઉ૦–મત કરો મમતા દિન રયણિ રૂળતાં, જુઓ તમાસો એવડો ॥ મણિ રયણ કંચન કોડિ હુવે પણ, તૃપ્તિ ન પામે જીવડો ॥ જિમ લાભ હોવે અતિ બહુળો, તિમ લોભ વાધે અતિ ઘણો ॥ સુણ વચ્છ ગોયમ વીર જંપે, તૃષ્ણા વેલી ને દહો ॥૫॥

ચાલ–છઠે સંવર છઠું વ્રત ધરો, રયણીભોજન ભવિ જન પરિહરો ॥ ઉ૦–પરિહરો ભોજન રયણિકેરાં, પ્રત્યક્ષ પાતક એહનો ॥ સંસાર રૂળશો દુઃખ સહશો, સુખ ટળશો દેહનો ॥ ઇમ જાણી

મન સંવેગ આણી, મૂળ ગુણ વ્રત આદરો ॥ સુણ વચ્છ ગોયમ વીર જંપે શિવરમણી વેગે વરો ॥ ૬ ॥ ઈતિ

## अथ श्री जीवने उपदेश.

॥ દોહા. ॥

શ્રી જિનવર પ્રણમી કરી, કરિ ગુરુને પરણામ ॥ કરજોડી વિનવું અહીં, શુભ મતિ દેજો સ્વામ ॥ ૧ ॥

( લલિતછંદ. )

પરમ દેવનો દેવ તું ખરો, ધરમ તાહરો મેં નથી કરયો ॥ ભર મમાં ભમ્યો તું નવિ ગમ્યો, કરમ પાસમાં હું અતિ દમ્યો ॥ ૧ ॥ ગરિબ પ્રાણિના પ્રાણ મેં હણ્યા, ત્રસ થાવરો જીવ ના ગણ્યાં ॥થરરી ધ્રુજતા મોતથી ડરી, અરર ! એહની ઘાત મેં કરી ॥૨॥ સદસભા જઈ જુઠ બોલિયો, ધરમિ જીવનો મર્મ ખોલિયો ॥સદગુણી શિરે આળ આપિયાં, અરર ! પાપના પંથ થાપિયા ॥ ૩ ॥ અદત્તદાનથી હું નવિ ડરયો, પરધનો હરી કેર મેં કરયો ॥ તસ્કરો તણા તાનમાં ચઠચો, અરર ! પાપના પુંજમાં પડયો ॥ ૪ ॥ રમણિ રંગમાં અંગ ઉલ્લશું, વિષય સુખમાં ચિત્તડું વશું ॥ શિયળ ભંગનો દોષ ના ગણ્યો, અરર ! હાય રે ! ! બાહુરો બન્યો ॥૫॥ અથિર દામમાં હું રહ્યો અડી, ધરમ વાત તો ચિત્ત ના ચડી ॥ ઉદ્ધત મોહમાં હું થયો અતિ, અરર ! માહરી શી થશે ગતિ ॥૬॥ ક્રૂર ભાવથી ક્રોધ મેં ગ્રહ્યો, સજ્જન દૂહવી રોશમાં રહ્યો ॥સરવ જન્નથી સંપ છોડિયો, તૃણના તોલથી તુચ્છ હું થયો ॥૭॥ મચ્છર મનથી મેં બહુ કરયો, મમતભાવથી હું અતિ ભરયો ॥ મદ છકે ચડયો માનમાં અડયો, વિનય ના કર્યો ગર્વમાં પડયો ॥૮॥ દગલબાજિયે હું બહુ રમ્યો, કપટ કુડમાં કાળ નિર્ગમ્યો ॥ મુખ દીઠું લવી સૃષ્ટિ ભોળવી, અરર ! કેમ રે ! ભૂલશે ભવી ॥ ૯ ॥ ધન હીરાકણી મોતિને મણી, અણુર આથનો હું થયો ધણી ॥ અધિક આશ તો અંતરે ઘણી, અરર ! લોભને ના શકયો હણી ॥ ૧૦ ॥ મગન મન્નથી સાજનો પરે, હિત ઘણું ધરી પોંખીહાંખરે ॥ તરકટી તણા ફંદમાં ફરયો, અરર ! રાગથી ન લહ્યો કશ્યો ॥૧૧॥ દિલ ડુબી રહ્યું દ્વેષ દર્દમાં, ગુણ નવિ ગણ્યા મેહેરી મર્દમાં ॥ અરૂણ આંખડી રોષથી ભરી, અરર ! સર્વનો હું થયો અરી ॥૧૨॥ નિજ કુટુંબને નાત જાતમાં, વઢિ પડયો હું તો ક્રાત વાતમાં ॥ અણુજ આત્મા ઘાતમાં ઘડયો, અરર ! ક્લેશથી

કૂપમાં પડ્યો ॥૧૩॥ અણહુતાં દિયાં આળ અન્યને, અલિક ઓચરી મેળ્યું ધનને ॥ સદ્દગુરૂ તણો સંગ ના કરચો, અરર ! પાપથી પિંડ મેં ભરચો ॥ ૧૪ ॥ પરની ચોવટે ચૂગલી કરી, નૃપ સભા જૂઠી સાહદી ભરી ॥ પિશુન ધૂર્ત હું લાંચ લાલચી, પશુ પણે રહ્યા પાપમાં પચી ॥૧૫॥ પરપૂઠે પરા દોષ દાખવા, જશતણો ઘણો સ્વાદ ચાખવા ॥ રહસ્ય વાત તો મેં કરી છતી, ભવ અરણ્યમાં હું રૂળ્યો અતિ ॥૧૬॥ અધમ કામમાં હર્ષ મેં ધર્યો, ધરમ ધ્યાનમાં અમૂષે ભર્યો ॥ દુરગુણે રચ્યો મોહમા મચ્યો, અરર ! કર્મના નૃત્યમા નચ્યો ॥ ૧૭ ॥ છળ વિદ્યા કરી અર્થ સંચિયા, જૂઠ ઘણું લવી લોક વંચિયા ॥ પતિત રાંકને છેતર્યો બહુ, અરર ! પાપ હું કેટલાં કહું ॥૧૮॥ શરિર શોધતો મેં નવિ કર્યો, જડ પ્રસંગથી યોનિમાં ફર્યો॥ શુદ્ધ વિચાર તો ચિત્ત ના ચડયો, મિચ્છત્ત શલ્ય તો મુજને નડયો ॥ ૧૯ ॥ કરમ વેરિએ વીંટિયો મને, કરગરી કરૂં અર્જ જિનને ॥ કર ગ્રહો પ્રભુ રાંક જાણિને, દિલ દયા ધરો મહેર આણિને ॥૨૦॥ તકશિરો ઘણી કો શકે ગણી, બખશિશો ગુના જગતના ધણી ॥ રિઝ કરી ખરી ત્રોડી ત્રાસને, શરણુ રાખજો ખોડિદાસને ॥૨૧॥ નભ ભુજા અહીં ચંદ્રમા ગ્રહી, પટણ પ્રાચિથી પશ્ચિમે સહી ॥ ચતુરમાસમાં બંદરે રહી, લલિતછંદની જોડ એ કહી ॥ ૨૨ ॥ ઇતિ. ॥

## अथ श्री कुंडरिक पुंडरिकनुं चोढालियुं.

॥ દોહા. ॥

તેણે કાળે તેણે સમે, નયરી કુંડરગિણી સાર ॥ મહાપદ્મ નામે રાજા ભલો, પદ્માવતિ તસ નાર ॥૧॥ તેહના દોય કુમાર છે,રૂપે અદ્દભુત જાણ ॥ કુંડરિકને પુંડરિક ભલાં, તેહના નામ વખાણ ॥૨॥ એહવે તિહાં કણે આવિયા, શ્રી ધર્મઘોષ થવીર ॥ તેહની દેશના સાંભળી, બુઝયો કુંડરિક વીર ॥૩॥ કુંડરિક ધન તજી નીકળ્યો,જાણી અથિર સંસાર ॥ વૈરાગ્યશું ઋદ્ધિ છાંડને, લીધો સંયમ ભાર ॥ ૪ ॥ વિહાર કિયો તિણ ગામથી, જનપદ દેશ મઝાર ॥ ચારિત્ર પાળતાં નિર્મળું, વહિ ગયાં વર્ષ હજાર ॥૫॥ એહવે કુંડરિક મુનિવરૂ, આવ્યા તિણહિજ ગામ ॥ અનુમતિ માગી ઉતર્યો, ખબર થઇ ઠામ ઠામ ॥૬॥ પુંડરિક સુણી વધામણી, હૈડે હરખીત થાય ॥ સજ્જ થઈ સવિ સયણશું, ભાઇ વંદણને જાય ॥૭॥ કર્મગતિ છે વંકડી, લોપી કિનશું ન જાય ॥ કિણ વિધ અનરથ ઊપજે, તે સુણજો ચિત્ત લાય ॥૮॥

## ઢાલ ૧ લી.

( તપ સરિખો જગ કોઇ નહીં, એ દેશી. )

હાથ જોડી વંદન કરે; નીચો શીશ નમાય હો ।। મુનિવર ।। તુમે ઋદ્ધિ તજી નીકળ્યા; હું ખુત્યો કાદવ માંય હો મુનિવર ।। તુમે ઋદ્ધિ તજી નીકળ્યા ।। ૧ ।। એ આંકણી ।। પુણ્યાઇ તાહરી અતિ ઘણી, ધન ધન તુમ અવતાર હો ।। મુ૦ ।। હું પડીયો ઇણ રાજ્યમેં, તુમે પામ્યા ભવપાર હો ।। મુ૦ ।। તુ૦ ।। ૨ ।। લોક વંદન આવ્યા અતિ ઘણા, વાણી સુણી ઘર જાય હો ।। તુ૦ ।। ભાઈ તણી ઋદ્ધિ દેખીને, મૂર્છાણા મન માંય હો૦ ।। મુ૦ ।। તુ૦ ।। ૩ ।। કર્મ તણી ગતિ વંકડી, કર્મ કરે તે હોય હો૦ ।। મુ૦ ।। કર્મ નચાવે જીવને, કુંડરિકની પરે જોય હો ।। મુ૦ ।। કર્મ તણી ગતિ વંકડી ।। ૪ ।। કુંડરિકે મનમાં જાણિયું, એનું ચિત્ત ન દીસે ઠામ હો ।। મુ૦ ।। વિહાર કરાયો તિણે અવસરે, જાઓ અનેરે ગામ હો૦ ।। મુ૦ ।। ક૦ ।। ૫ ।। જેહનું મન ઠામજ નહિ, તેથી કિમ પળે સંયમ ભાર હો ।। મુ૦ ।। પાછા આયા બીજે દીને, પુંડરિક સોચે અપાર હો ।। મુ૦ ।। ક૦ ।।૬।। પુંડરિક ડરીયો અતિ ઘણો, રખે વેષ લીયે ઉતાર હો ।। મુ૦ ।। પુંડરિક મન ચિંતા વસી, જાણી મહાવ્રત ધાર હો ।। મુ૦ ।।ક૦।।૭।।થિર કરવાને કારણે, ઋદ્ધિ શણગારી જાય હો ।। મુ૦ ।। ત્રણ્ય પ્રદક્ષિણા દેયને, વંદન કરે તિહાં રાય હો ।। મુ૦ ।। તુ૦ ।। ૮ ।। હાથ જોડીને વીનવે, ભોગ થકી મન વાળ હો ।। મુ૦ ।। પણ કુંડરિક બોલે નહી, રહ્યો નીચું માથું ઘાલ હો ।। મુ૦ ।। તુ૦ ।।૯।। એ તાહરે જુગતો નહી, ભોગ અશુચી ભંડાર હો ।।મુ૦।। ધીરજ મનમેં આદરો, એ સંસાર અસાર હો ।। મુ૦ ।। તુ૦ ।।૧૦।। ધન જન જગમાં મુનિવરુ, ઉપગારી કહેવાય હો ।। મુ૦ ।। કુંડરિકને પુંડરિક કહે, ધન મુનિરાય કહાય હો ।।મુ૦।।તુ૦।।૧૧।। જો તાહરૂં મન રાજ્યમેં, તો મન પાછું ઘેર હો ।। મુ૦।। પછે તુમે પસ્તાવશો, જેહમાં ફાર ન ફેર હો ।।મુ૦।। તુ૦ ।।૧૨।। કુળ મ્હોટો છે આપણો, માતપિતાની લાજ હો ।।મુ૦।। વૈરાગ્યે ઘર છાંડીયો, હવે મત થાઓ રાંક હો ।। મુ૦।। તુ૦ ।।૧૩।। લજ્જા ન છોડો લોકની, મત છોડો જિનધર્મ હો ।।મુ૦।। પરભવ સામું જોઇને, રાખો અમારા શર્મ હો ।। મુ૦ ।। તુ૦ ।। ૧૪ ।। તુમે લોકમાં ડાહ્યા ઘણા, તુમે અવસરના જાણ હો ।।મુ૦।। કહ્યો અમારો માન લ્યો, મત કરો ખેંચતાણ હો ।।મુ૦।। ।। તુ૦ ।। ૧૫ ।।

॥ દોહા. ॥

રાયે વયણ કહ્યાં ઘણાં, કુંડરિક સુણિયાં કાન ॥ ઉત્તર પાછો નવ દીયે, નીચું કરીને ધ્યાન ॥ ૧ ॥ રાજ્ય લેવા ઇચ્છા કરી, મૂકી સંયમ તાન ॥ વિષય મારગે મન ગયું, ભોગ ઉપર હુઓ ધ્યાન॥૨॥ ઘર ઘર ભિક્ષા દોહિલી, દોહીલો મુનિ આચાર ॥ દુક્કર સંયમ પાળતાં, વહિ ગયા વર્ષ હજાર ॥૩॥ છોડું સંયમ હું ખરો, પાળું રાજ્ય પડુર ॥ વશ્ય કરૂં સવિ ભોમિયા, દિન દિન ચઢતે શુર ॥૪॥

## ॥ ઢાલ ૨ જી.

( શિયળ કહે જગ હું વડો, એ દેશી. )

કર્મથી બળીયો કોઇ નહી, કર્મ કરે તે હોય રે ॥ વિણ ભોગવ્યાં છુટે નહી, નામ કહું હવે જોય રે ॥ સુગુણ સ્નેહી સાંભળો ॥૧॥ એ આંકણી ॥ કીધાં કરમ વિણ ભોગવે, છુટયા નહી નર કોય રે॥ કર્મ ઉદય આવે થકે, વિષયગૃહ મુનિ હોય રે ॥ સુ૦ ॥૨॥ કર્મે ઇંદ્ર વિગોઇયો, કર્મે જુઓ મોરારી રે ॥ પાંચ પાંડવ નળ આથડયા, કર્મથી સહુ ગયા હારી રે ॥સુ૦॥૩॥ કર્મે આર્દ્રકુમર મુનિ, ભોગ ઉદયે પાછા આયા રે ॥ વર્ષ ચોવીસ ઘરમાં રહ્યા, કર્મતણાં ફળ પાયા રે ॥સુ૦॥ ૪ ॥ નંદિષેણ મ્હોટા યતિ, શુળિભદ્ર અણગારો રે ॥ કર્મ ઉદય આવે થકે, વેશ્યા ઘરે વર્ષ બારો રે॥સુ૦॥૫॥ અરણિક મુનિવર મોટકા, દુક્કર સંયમ છોડીરે ॥ વિલુદ્ધા ભોગ વિલાસમે, પછી મુગતિ ગયા કર્મ તોડીરે॥સુ૦॥૬॥ એમ અનેક મ્હોટા યતિ, ભોગ વિલુદ્ધા જાણી રે ॥ કુંડરિક ચુકયો યોગથી, ભોગવ્યા ભોગ મન આણી રે ॥સુ૦ ॥ ૭॥ પુંડરિકે વચન કહ્યાં ઘણાં, ઉત્તર દિયો નવિ જાય રે ॥ જિણ ગતિયે જવું જીવને, તેહવી મતિ આવે દાય રે ॥સુ૦॥૮॥ એટલા દિન યોગ પાળીયો, ઉપન્યું નહિ મુજ નાણુ રે ॥ ચંદન ઘશી બાળ્યા વિના, દુક્કર સંયમ જાણુ રે॥ સુ૦ ॥ ૯ ॥ તવ પુંડરિક ઇમ બોલીયો, તેં તો છોડી લાજ રે॥ હવે હું ઘર જાઊં નહી, મને અવસર મિળ્યો આજ રે ॥સુ૦॥૧૦॥

॥ દોહા. ॥

પુંડરિક મનમાં ચિંતવે, એ સંસાર અસાર ॥ રાજ્ય સોંપું બંધવ ભણી, કરવા ખેવો પાર ॥૧॥ ઇણ વિધ મન નિશ્ચય કરી, ભાઇને દિયે ધિક્કાર ॥ વમ્યા ભોગની વાંછા કરે, ધિગ તાહરો અવ-

તાર ॥૨॥ વેષ લીધો ભાઈ તણો, રાખી કુળની લાજ ॥ કુંડરિક વિષય માંહી પડયો, આવી બેઠો રાજ ॥૩॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( હાંરે લાલા, સુમતિ સખી એમ વિનવે, એ દેશી. )

હાંરે લાલા મુનિવર વિષય વાહ્યો થકો, એણે છોડી શરમ ને લાજ રે લાલા ॥ અતિ ધીઠાઇપણો આદર્યો, ઘર આયો સંયમ ભાજ રે લાલા ॥ ધિગ ધિગ વિષય વિકારને ॥૧॥ એ આંકણી ॥ ધિગ ધિગ હુઓ મોહજંજાળ રે લાલા ॥ કર્મ ઉદય આવ્યાં ભોગવે, કુંડરિક થયો ખુશાલ રે લાલા ॥ ધિ૦ ॥૨॥ હાં૦ ઈણુ વિષયને કારણે, એણે ભારે કીધો આહાર રે લાલા ॥ રોગે આવીને ઘેરીયો, તેથી ઝુરે વારંવાર રે લાલા ॥ ધિ૦॥ ૩ ॥ હાં૦ દેહ થઇ હવે જાજરી, મદ્ય માંસ ખાયા મન ભાવરે લાલા ॥ પીડા ઉઠી અતિ આકરી, કારી લાગી નહી કાંય રે લાલા ॥ ધિ૦ ॥ ૪ ॥ હાં૦ વૈદ્ય તેડાવ્યા મોટકા, કાંઈ કીધા અનેક ઉપાય રે લાલા ॥ દેહ વિણસી ઇણ કારણે, કારજ સરિયો નહી કાંય રે લાલા ॥ ધિ૦ ॥ ૫ ॥ હાં૦ ખટખટ વૈદે કીધી ઘણી, કાંઇ ટાંકી ન લાગી કોય રે લાલા ॥ હાથ ઝટકીરે ઉઠી ગયા, આયા તિણિ દિશે જાયરે લાલા ॥ ધિ૦ ॥ ૬ ॥ હાં૦ તવ કુંડરિક વિલખો થયો, કાંઇ મુખ હિયો કમળાયરે લાલા ॥ જિણુ ગતિએ જવું જીવને, તેવી બુદ્ધિ આવે દિલમાંય રે લાલા ॥ ધિ૦ ॥૭॥ હાં સુખ નવિ વિલસ્યાં રાજ્યના, નવિ વિલસ્યા રાણી શું ભોગ રે લાલા ॥મનની ઇચ્છા મનમેં રહી, શીઝયા નહી જોગ ને ભોગ રે લાલા ॥ધિ૦॥૮॥ હાં૦ ક્રોધ કષાયને વશ પડયો, કુંડરીકે કીધો કાળરે લાલા ॥ આયુષ્ય પુર્ણ કરી ગયો, કાંઈ સાતમી નરક મઝાર રે લાલા ॥ધિ૦ ॥૯॥ હાં૦ દોય દિવસને આંતરે, કાંઈ દુઃખ તણો નહી પારરે લાલા ॥ સંયમનાં સુખ છોડને, એતો ગયો જન્મારો હાર રે લાલા ॥ધિ૦ ॥૧૦॥ હાં૦ કામભોગની આશા થકી, ફળ લાગ્યાં વિષ સમાન રે લાલા ॥ સહુ ગતિ કેરો પ્રાહુણો, પિછે લગ રહી તાણા તાણુ રે લાલા ॥ધિ૦॥ ૧૧॥ હાં૦ એવું જાણી ઉત્તમ નરા, કામભોગ જાણો દુઃખદાઈ રે લાલા ॥ સંયમ પાળો ભાવશું પુંડરિક તણી પરે ભાઈ રે લાલા ॥ ધિ૦ ॥૧૨॥

( દોહા. )

ચાર મહાવ્રત આદર્યાં; લીધો સંયમ ભાર ॥ રાજ્ય ભોગ છાંડી

કરી, કીધો ઉગ્ર તિહાર ॥૧॥ પુંડરિક મનમાં ચિંતવે, દર્શન કરૂં ગુરુ રાય ॥ બેલો મનમાં ધારિયો, સંયમનું ચિત લાય ॥૨॥

## ॥ ઢાલ૪ થી. ॥

( જી હો મથુરા નગરીનો રાજીયો. એ દેશી. )

જી હો પુંડરિક મનમાં ચિંતવે, જીહો એ સંસાર અસાર ॥ જી૦ સંયમથી સુખીયા થયા, જી૦ ધન ધન તે અણગાર ॥ ચતુર નર, પાળો સંયમ સુખકાર ॥ ૧ ॥ એ આંકણી ॥ જી૦ વૈરાગ્ય મનમાં આણીયો, જી૦ સંયમરસ આણ્યો પૂર ॥જી૦ કામ પડે ચીઠા રહ્યા જી૦ તે જાણો સાચા શુર ॥ચ૦॥૨॥ જી૦ ક્ષુધા પીડા આયને, જી૦ ભિક્ષા લેવણ મુનિ જાય ॥જી૦ ઘર ઘર આરે ગૌચરી, જી૦ અંત પ્રાંત આહાર લાય ॥ચ૦॥૩॥ જી૦ અરસ નિરસ આહાર ભોગવ્યો, જી૦ આહાર કર્યો સમભાવ ॥જી૦ શરીરે વેદના ઉપની, લુખા આહાર ને પ્રભાવ ॥ ચ૦ ॥૪॥ જી૦ મરણ તણા સન્મુખ થયા, જી૦ ડરિયા નહી મન માય ॥જી૦ સડણ પડણ એ દેહ છે જી૦ ચિત ન બિગડયો ત્યાંય ॥ચ૦॥ ૫ ॥ જી૦ શરીરે વેદના ઉપની, જી૦ માનું ખડગની ધાર, જી૦ જળ વિણ માછલી ટળવળે, જી૦ તેહવી વેદન અપાર ॥ ચ૦ ॥૬॥ જી૦ સમતાભાવ મુનિ ભાવતા, જી૦ પુંડરિકે કીધો કાળ ॥જી૦ દેવલોક થયા દેવતા, જી૦ સ્વાર્થ સિદ્ધ તત્કાળ ॥ચ૦ ॥૭॥ જી૦ સર્વાર્થસિદ્ધમાં ઉપન્યા, જી૦ પામ્યા સુખ અપાર ॥જી૦ એકજ અવતારી થયા, જી૦ લહી માનવ અવતાર ॥ચ૦॥ ૮॥ જી૦ મહાવિદેહમાં હોયશે, જી૦ ઉંચ કુળે ઋદ્ધિ અપાર ॥જી૦ દ્રઢપ્રતિજ્ઞા તણી પરે, જી૦ પામશે ભવનો પાર ॥ચ૦॥૯॥ જી૦ જ્ઞાતાસુત્ર માંહે કહ્યો, જી૦ કુંડરિક પુંડરિક અધિકાર ॥જી૦ કુંડરિક નરકે સાતમી, જી૦ પુંડરિક ખેવો પાર ॥ચ૦॥ ૧૦॥ જી૦ એવું જાણીને ચેતજો, જી૦ પાપતણાં ફળ એહ ॥ જી૦ પુણ્યથી પુંડરિક સુખ લહે, જી૦ સદ્ગુરુ કહે મુખે તેહ ॥ ચ૦॥૧૧॥ જી૦ એહ સંબંધ પુરો થયો, જી૦ સંયમ સુખ નિર્વાણ ॥ જી૦ રાય વયણ ઇણિપરે કહે, જી૦ આગમ વચણ પ્રમાણ ॥ ચ૦॥ ૧૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી શલ્યછત્રીશી.

( શિયળ કહે જગ હું વડો એ દેશી. )

અરિહંત સિદ્ધ છે આયરિયા, ઉવજ્ઝાય સઘળા સાધો રે ॥ એ

પાંચે પ્રણુમી કરી, સમકિત ખરો આરાધો રે ॥ શલ્ય કોઇ અતિ રાખજો ॥૧॥ એ આંકણી ॥ શલ્ય રાખ્યાં દુઃખ થાય રે ॥ ઇણ ભવ પરભવ દુઃખ લહે, બુદ્ધિ અક્કલ મતિ જાય રે ॥શ૦ ॥૨॥ દ્રવ્યશલ્યને ભાવશલ્ય બેહુ, માંહી રહ્યા નહી રૂડા રે ॥ ભાવશલ્ય કોઈ કાઢશે, પરમેશ્વરના પૂરારે ॥ શ૦ ॥ ૩ ॥ દ્રવ્યશલ્ય માંહી રહ્યા, એક ભવે દુઃખદાય રે ॥ ભાવશલ્ય રાખ્યાં થકાં, ભવ ભવમેં દુઃખ થાયરે ॥ શ૦ ॥૪॥ કેઇ વૈરાગી આળોવશે, નહી આળોવે લપટી રે ॥ આઠ બોલ ઠાણાંગે કહ્યા, માયાવી હોય કપટી રે ॥ શ૦ ॥ ૫॥ જાતિ કુળાદિક ઊજળો, અધિકી જેહની બુદ્ધ રે ॥ સરળ થઇ આળોયને, પ્રાયશ્ચિત લેઇ હોય શુદ્ધરે ॥ શ૦॥૬॥ આચારવંત ને આગળે, શુદ્ધ આળોયણુ લીજે રે ॥ ભોળા બાળકની પરે, સરળ થઇને વંદીજે રે ॥શ૦॥૭॥ પ્રાયશ્ચિત દશ પ્રકારનાં, લેઇને શલ્ય કાઢીજેરે ॥ લોક બતાવે આંગળી, એહવો કામ ન કીજે રે ॥ શ૦ ॥૮॥ સુકુમાળિકા સાધવી ભણી, ગુરૂણીએ દોષ બતાયા રે ॥ શલ્ય સહિત હુઇ દ્રૌપદી, પાંચ પતિ તેણે પાયા રે ॥ શ૦ ॥૯॥ પારસનાથની સાધવી, હોયસેને ખડ જાણીરે ॥ શલ્ય સહિત મરીને હુઇ, ઇંદ્રતણી ઇંદ્રાણી રે ॥શ૦॥૧૦॥ શ્રાવક શ્રી વર્દ્ધમાનનો, જુઓ નંદમણિહારો રે ॥શલ્ય સહિત હુઓ દેડકો, આપણી વાવ્ય મઝારો રે ॥ શ૦ ॥ ૧૧ ॥ જમાળી ભગવંતનો, શિષ્ય હુઓ અંતેવાસી રે ॥ વચન ઉત્થાપી શલ્ય રાખીયો, કિલ્વષી થઈ દુઃખ પાયો રે ॥શ૦॥૧૨॥ રાય ઉદાઇનો દીકરો, હુઓ અભિચકુમારો રે ॥ સિદ્ધ ઉદાઇનો શલ્ય રહ્યો, મરી ગયો અસુર મઝારોરે ॥ શ૦ ॥૧૩॥ નવ નિયાણાં ચાલીયાં, દશાશ્રુતસ્કંધ માંય રે ॥ આળોયા વિણુ એહનાં, ફળ રૂયડાં નવિ થાય રે ॥ શ૦ ॥૧૪॥ સોમિલ કષ્ટ ઘણો કીયો, વમિયો સમકિત સારો રે ॥ આળોયા વિણુ તે મુઓ, હુઓ શુક્રનો તારો રે ॥શ૦॥ ૧૫ ॥ હુઇ સુભદ્રા સાધવી, બાળક મૂર્છા સેવી રે ॥ ગુરુણી વયણુ ન માનીયો, હુઇ બહુ પુત્તિયા દેવી રે ॥ શ૦ ॥ ૧૬ ॥ અંગસુ પૃષ્ઠ ગાથાપતિ, જિનધર્મ પાયો રૂડો રે ॥ ધુરસેં વિરાધિને હુઓ, ચંદ્ર વિમાને શૂરો રે ॥ શ૦ ॥ ૧૭॥ હોશે સોમિલ બ્રાહ્મણી, કામ ભોગ તણી કેલા રે ॥ સોળ વરસમેં બેટડા, જણુશે સોળે બેલારે ॥શ૦ ॥૧૮॥ મહાબળ મુનિવર તપ કિયો, રાખી મિત્રશું માયા રે ॥ સ્ત્રીગોત્ર ઉપરાજીયો, મલ્લિ માયાનાં ફળ પાયા રે ॥ શ૦ ॥૧૯॥

કમળપ્રભ આચારજે, વયણ પ્રરૂપ્યો ભારી રે ॥ મરતાં શલ્ય ન કાઢીયો, હુઆ અનંત સંસારી રે ॥ શ૦ ॥૨૦॥ ઇત્યાદિક બહુળા હુઆ, સમકિતવંત વિરાધી રે ॥ મરી મરી નરકે ગયા, કેઈ નીચી ગતિ લાધી રે ॥ શ૦ ॥૨૧॥ રૂળ્યા રૂળે છે રૂળશે ઘણા, શલ્ય દૂષણ મન રાખી રે ॥ શંકા મૂળ મ લાવજો, ઇહાં સૂત્ર બોલે છે સાખી રે ॥શ૦॥૨૨॥ દેખી શ્રેણિકને ચેલણા, સાધુ નિયાણા કીધાં રે ॥ સમવસરણ બેઠાં થકાં, વીરે ચોખ્ખા કરી લીધા રે ॥શ૦॥ ૨૩ ॥ ચિત્ત ચળ્યો રહનેમિનો, વચન લગાયો દોષો રે ॥ રાજીમતી પ્રતિબોધિયો, નિશ્ચળ થઇ ગયા મોક્ષો રે ॥ શ૦ ॥૨૪॥ મેઘમુનિ દુઃખે પાઇઓ, વીર મળ્યા ગુરૂ ભારી રે ॥ ધીરજ દેઇ થિર થાપીયો, હુઓ એક અવતારી રે ॥ શ૦ ॥૨૫॥ ગૌતમસ્વામી જ્ઞાની વડા, વચન માંહે ખળાયા રે ॥ આણંદને રે ખમાવીયા, પાતક દૂર પલાયા રે ॥શ૦ ॥૨૬॥ મહાશતક નિજ નારને, ક્રોધ કરી બોલ્યો કોપીરો॥ વીરે પ્રાયશ્ચિત દેઇ શુદ્ધ કિયો, ગૌતમને ઘેર મૂકી રો॥શ૦॥૨૭॥દશ માંહિલા શ્રાવક ભણી, દેવે આઇ દુઃખ દીધાં રે ॥ કેઇક કષ્ટે ચાલ ગયા, માત ત્રિયાએ શુદ્ધ કીધા રે ॥શ૦॥૨૮॥ શંખે પોસો કીયો કોલ દેઇ, પુષ્કળી પ્રમુખ દુઃખ પાયારે ॥ વીર ફળ કહ્યાં ક્રોધનાં, શંખજીને સહુએ ખમાયા રે ॥ શ૦ ॥૨૯॥ કહ્યો ન માન્યો ચિતતણો, શંભૂતી નિયાણો કીધો રે ॥ શલ્ય સહિત બ્રહ્મદત્ત હુઓ, નરક તણો દુઃખ લીધો રે ॥ શ૦ ॥૩૦॥ ચારણ શ્રમણ જાયતે પર્વતે, વિચમેં કરી જાય કાળ રે ॥ વિરાધક વિણ આળોઇયાં, ચતુર લેજો સંભાળરે ॥શ૦॥ ૩૧ ॥ ચારે સંઘના ચાલીયા, ભાંતિ ભાંતિ સંથારા રે ॥ આળોઈ નિશ્ચળ હુઆ, પામ્યા ભવજળ પારો રે ॥ શલ્ય કાઢી સૂધો હુઓ, સાર્યાં આતમ કામો રે ॥શ૦॥૩૩॥ રૂડાં વ્રતે પચ્ચખાણમેં, લાગી જાવે કોઈ દોષો રે ॥ સુગુરૂ પાસે આળોયને, શુદ્ધ હુઆ મળે મોક્ષો રે ॥ શ૦ ॥૩૪॥ ઇહલોકને અરથે કરી, પૂરો કહિય ન પડસે રે ॥ આતમ દોષ જે કાઢશે, તે પરભવથી ડરશે રે ॥ શ૦ ॥૩૫॥ આળોઈ ઉજ્જવળ હુઓ, છંડો માયા દ્વષો રે ॥ ઋષિ જેમલજી ઇમ કહે, તુમે સિદ્ધતણાં સુખ દેખોરે ॥શ૦॥૩૬॥ ઇતિ.

## अथ श्री मेघकुमारनुं चोढालियुं.

### ॥ ढाल १ ली ॥

પ્રથમ ગણધર ગુણ નીલો રે, શ્રી ગૌતમ ગણધાર ॥ મન શ-

મરી હું ગાયશું રે, શ્રેણિક સુત સુખકાર રે ॥ વીર સમોસર્યા ॥૧॥ એ આંકણી ॥ રાજગૃહી ઉદ્યાન ॥ સકળ ગુણે કરીને ભર્યા રે, સુંદર સોવનવાન રે ॥ વીર. ॥૨॥ વેગે તે આવી વધામણી રે, આવી પર્ષદા બાર ॥ મેઘકુમર પણ આવીયો રે, વાંદે જગત આધાર રે ॥ વીર. ॥૩॥ મેઘકુમર વૈરાગીયો રે, વાણી સુણીય વિશાળ ॥ સાર સંયમ સંસારમાં રે, બાકી માયા જાળ રે ॥ વીર. ॥૪॥ ઘેર આવી કહે માતને રે, આપો અનુમતિ સાર ॥ વચન કથન કહ્યાં ઘણાં રે, તે છે સૂત્રે વિસ્તાર રે ॥ વીર૦ ॥ ૫ ॥ ધીરજ ચિત્ત કરી ધારણી રે, આપે અનુમતિ હેવ ॥ મહા મહોચ્છવે દિક્ષા દિયે રે, શ્રી દેવાધિદેવ રે ॥ વીર. ॥૬॥ પ્રથમ પોરશીએ ભણ્યોરે, જિનશાસન આચાર ॥ સાધુ રીતે તિહાં સાચવે રે, છેડે મેઘકુમાર રે ॥ વીર૦॥૭॥

## ॥ ઢાલ ૨ જી. ॥

કોઇક ચાંપે સાથરો રે હાં, કોઇકિ સઘટે અણગાર ॥ મેઘ મુનીસરૂ ॥ કોઇકિ છાંટે રેણુકા રે હાં ચિંતે મેઘકુમાર ॥ મેઘ મુનીસરૂ ॥૧॥ છોડી રાજ્ય ભંડારને રે હાં, લીધો સંયમ ભાર ॥ મેઘ૦ ॥ તો પણ દુઃખ એહવું પડે રે હાં, કહેતાં ન આવે પાર ॥ મેઘ૦ ॥૨॥ કિહાં કંચન કિહાં કાચલો રે હાં, કિહાં સંથારો કિહાં સેજ ॥મેઘ૦॥ કિહાં સજ્જન કિહાં સાધુજી રે, કિહાં માતાનાં હેજ ॥ મેઘ૦ ॥ ૩ ॥ કિહાં મંદિર કિહાં માળિયાં રે હાં, કિહાં ગોરીનાં ગીત ॥ મેઘ૦॥ કિહાં પ્રમદાની પ્રીતડી રે હાં, કિહાં સાધુની રીત ॥ મેઘ૦ ॥ ૪ ॥ કિહાં ફૂલ કિહાં કાંકરા રે હાં, કિહાં ચંદન કિહાં લોચ ॥ મેઘ૦॥ પૂરવ ભોગ સંભારતો રે હાં, મેઘમુનિ કરે સોચ ॥ મેઘ૦ ॥ ૫ ॥ મેઘમુનિ કોપે ચઢયો રે હાં, ચિંતે મનમાં એમ ॥ મેઘ૦ ॥ હાવભાવ કરિ દીક્ષા દિયે રે હાં, હવે કરે આમ કેમ ॥ મેઘ૦ ॥ કાંઈ નવિ લીધું એહનું રે હાં, નવિ કીધો વળિ આહાર ॥ મેઘ૦ ॥ મન માન્યું કરે માહરે રે હાં, આ તો છે વ્યવહાર ॥ મેઘ૦ ॥ ૭ ॥

## ઢાલ ૩ જી

પ્રાતઃસમય ઉતાવળો રે લાલ, આવ્યો વીરજીની પાસ હો ॥ મુનીસર ॥ પડિકમણું પણ નવિ કરયું રે લાલ, ઉભો મન ઉલ્હાસ હો ॥ મુનીસર ॥ વીર જિણેસર એમ ભણે રે લાલ ॥ ૧ ॥ એ

આંકણી ॥ તું તો ઉત્તમ જાત હો ॥ મુની૦ ॥ શ્રેણિક શુત જગ જાણિયે રે લાલ, તાહરે મન એ શી વાત હો ॥ મુની૦ ॥ વીર૦ ॥ ૨ ॥ રાજ ઋદ્ધિ મુનિ તેં તજી રે લાલ, તજ્યા ભોગ વિલાસ હો ॥ મુની૦ ॥ ચિંતામણી પામ્યા પછી રે લાલ, કેમ નિર્ગમિયે તાસ હો ॥ મુની૦ ॥ વીર૦ ॥૩॥ ચક્રીથી અધિકો કહ્યો રે લાલ, સંયમ સુખ સંસાર હો મુની૦ ॥ એ દુઃખ મુનિ તું શું ગણે રે લાલ, પૂરવ ભવ સંભાર હો મુની૦ ॥ વીર૦ ॥ ૪ ॥ પૂરવ ભવ તવ સાંભળ્યો રે લાલ, હસ્તીનો અવતાર હો ॥મુની૦॥ શરિર શુશ્રુષા નવિ કરે રે લાલ, કરે દોય નયણાંની સાર હો ॥ મુની૦ ॥ વીર૦ ॥૫॥

## ॥ ઢાલ ૪ થી. ॥

(સીમંધર જિન સાહેબા. એ દેશી.)

પંચ સમિતિ સમિતો સદા, નિત્ય પાળે રે પાળે પંચ આચાર કે ॥ દીક્ષા પાળે દીપતી, મુખ ભણિયા રે ભણ્યા અંગઇગ્યાર કે॥ ધન ધન મેઘ મુનીસરૂ ।.૧॥ એ આંકણી ॥ કાંઇ ધન ધન રે એ ચતુર સુજાણ કે॥ થીર કરીને થાપીયો, વીર વાણી રે વાણી અમિય સમાણ કે ॥ ધન૦ ॥ ૨ ॥ દુક્કરદ...ક તપ તપે, અંતકાળે રે કરી અણુસણ સાર કે ॥ અનુત્તર વિમાને સુખ ભોગવે, વળી સીઝશે રે મહાવિદેહ મઝાર કે ॥ ધન૦ ॥૩॥ શ્રીપુજ્ય શિષ્ય ગણેશજી, પસાયેરે કીધી એહ સજ્ઝાય કે ॥ જાદવ કહે જુગતે કરી, નિત્ય ભણતાં રે ભણતાં સુખ થાય કે ॥ ધન૦ ॥ ૪ ॥ ઇતિ. ॥

## અથ શ્રી ક્ષમાની સજ્ઝાય.

( ચાલો સખી વંદનને જઇએ. એ દેશી. )

ક્ષમાં કરો ક્રોધ દુરે ટાળી, ધરો ગુણ ગર્વને ગાળી ॥ ક્ષમા૦ ॥ ॥૧॥ એ આંકણી ॥ક્ષમા સમ સુખ અવર નાંઈ; વૈરી વિરોધ સવિ જાઈ ॥અરિ પ્રણમે આવી ધ્યાઈ ॥ ક્ષમા૦ ॥૨॥ ક્ષમાએ ધ્યાન શુકળ ધ્યાઇ, ક્ષપકશ્રેણિ ઉપસમ રસ ન્હાઈ ॥ કે નિરમળ જ્ઞાન કેવળ પાઈ ॥ ક્ષમા૦ ॥૩॥ વચન રૂપ વજ્ર કાંને પડશે, તોહી શીશ રીસ નહી ચડશે ॥ કરમ શત્રુ સનમુખ લડશે ॥ક્ષમા૦ ॥ ૪ ॥ ક્ષમાશુર વીર અરિહંતા, કઠોર પરીસહ જેણે જીત્યા ॥ કે ભવદુઃખ ભંજન ભગવંતા ॥ક્ષમા૦॥૫॥ ક્ષમા વિના તપ જપ જે કરશે, હોમટતે ભૂખ સહી મરશે ॥ ક્ષમા વિના કાજ નહી સરશે ॥ ક્ષમા૦ ॥૬॥ ક્ષમા

કરે જે જગમાં શુરા, ઉપગારી આર્જવ ગુણ પૂરા ॥ પ્રગટે તસ પુણ્યના અંકુરા ॥ ક્ષમા૦ ॥૭॥ પરદેશી ગજઋષી રાયા, મેતારજ ખંતિ દિલ આયા॥ ખંધક શિષ્ય સુખ અનંત પાયા ॥ક્ષમા૦॥૮॥ અયવંતી મેલી તનુ માયા, જંબુકે વિદારી કાયા ॥ ઉપસર્ગ શુભ મને સહિયા ॥ ક્ષમા૦ ॥૯॥ ખમાવી આતમ શુદ્ધ કીજે, તો આ પણ કાજ સકળ સીઝે ॥ સજ્જન સહુ સમતા રસ પીજે ॥ ક્ષમા૦ ॥૧૦॥ ક્ષમા છે ભવ ભવ સુખકારી, સુણી જે ધરશે નરનારી॥ તાસ વદનો પર જાઉં વારી ॥ક્ષમા૦ ॥૧૧॥ ખોડીદાસ શીખ હૈયે ધરશે, ક્ષમાદિક ધર્મને આચરશે ॥ વેગે તે શિવરમણી વરશે ॥ક્ષમા૦॥૧૨॥

# અથ શ્રી દીવાનું ઢીઢાળિયું.

## ઢાલ ૧ લી.

દશ ધારે દીવો કહ્યા એ, સુત ઠાણાંગની માંય ॥ ભવિક જન સાંભળો રે ॥ નામ કહું હવે તેહનાં એ, સાંભળો ચિત રાખી ઠાય ॥ ભવિક૦ ॥૧॥ એ આંકણી, ॥ પુરવ પશ્ચિમ એ કહિએ, ઉત્તર દક્ષિણ તેમ ॥ભ૦॥ ચાર ખુણા બીજા કહ્યા એ, ઉંચી નીચી દશ દશિ એમ ॥ભ૦॥૨ ॥ દીવે પડે રે પતંગિયા એ, પાપ લાગે બહુ નેઠ ॥ ભ૦॥ કોઈક ચોટે છે કોડીએ એ, કોઇક બળે દીવા હેઠ ॥ ભ૦ ॥ ૩ ॥ કોઈક દીવે પડવા ગયા એ; કોઇ ઝપલાય છે ઝાળ ॥ ભ૦ ॥ એવું જાણી દયા પાળજો એ, થઈ પહેલી ઢાળ ॥ ભ૦ ॥ ૪ ॥

## ઢાલ ૨ જી.

એક ઇંદ્રિયને કારણે, મ્હોટો માંડયો દીવાનો પાસ ॥ અજ્ઞાની તો ઉંધી ગયો, માંહે જીવ બળે છે નિરાશ ॥ અજ્ઞાની દીવો બળે સારી રાત ॥૧॥ એ આંકણી. ॥ એક અજ્ઞાની ઈમ કહે, મ્હારે પડ્યો દીવાનો અભ્યાસ ॥ સોડ ઠાંસી પોતે સુઈ રહ્યો, માંહિ જીવ બળે છે ભાય ॥ અ૦ ॥૨॥ એક અજ્ઞાની ઇમ કહે, મને નાવે અંધારે ઊંઘ ॥ પોતે તો સુખે સુઈ રહ્યો, માંહી ઘણા બળે છે પતંગ॥ અ૦ ॥૩॥ જળચર થળચર ખેચર થયો, તિહાં તો હતી અંધારી રાત ॥ ઉંદર કુળે રહેતો રાફડે, એતો વિસરી ગઇ સવિ વાત ॥અ૦ ॥૪॥ ન્હાના મચ્છર દીવે પડે, જિમ ધાણી તડતડ થાય ॥ મ્હોટા મચ્છરને પુંઠિયાં, તેને પીડા બહોળી થાય॥ અ૦ ॥૫॥ દીવે મચ્છર

કુદાં પડે, તેનાં બળે મુખ આંખ ને ઘ્રાણ ાાકાં જીવ જાણે એહનો, કે કાં જાણે શ્રી જગભાણ ાા અ૦ ાા૬ાા આંખો બળે પોતાતણી તે તો ખટકે સરવે દેહ ાા પર પીડાને જાણે નહી, અજ્ઞાનીનાં લક્ષણ એહ ાા અ૦ ાા૭ાા દશ પ્રાણજ તાહરે કહ્યા, મચ્છર દાને પુદાને પ્રાણ આઠ પ્રાણ વ્હાલા સહુ કોઈને, પ્રાણ જીવતણો આધાર ાા અ૦ ાા ાા૮ાા પારધીએ માંડયો વન પાસલો, ઘેર માંડયો દીવાનો પાસ ાા એ હતો જીભનો લોલપી, એને ઇંદ્રિય તણો સવાદ ાા અ૦ ાા૯ાા પાંચ ઇંદ્રિને કારણે, હમણાં કરે છે બહુજન પાપ ાા પણ પછી કરશે ઓરતો, જ્યારે પડશે જમને હાથ ાા અ૦ાા૧૦ાા વીર કહે સુણ ગોયમા, ભારે કરમીને નવિ કરૂણાય ાા હળુ કરમી હોય જીવડા, તેનાં હૈયાં તરત કુમળાય ાાઅ૦ાા૧૧ાા જ્ઞાન રૂપી દીવા કરો, ધર્મ કરણીની કરો વાટ ાા તપ રૂપી તેલ સીંચિયે, પછી અજવાળું આખી રાત ાા અ૦ ાા૧૨ાા સંવત અઢાર પંચાશિયે, ગામ ગોંડળ કિયો રે ચોમાસ ાા ઋષિ મૂળચંદજી ઇમ કહે, એ તો દીવાતણી સજ્ઝાય ાા અ૦ ાા ૧૩ ાા ઇતિ ાા

## ॥ अथ श्री उपदेशी सज्झाय. ॥

( રાગ ઠુમરી. )

બિગરી કૌન સુધારે, નાથ બિન બિગરી કૌન સુધારેાાશાસન નાયક સબ ગુન લાયક, વીતરાગ જિનરાયા રે ાા દાયક ખાયક સમ્મત સુહંકર, તારક બિરૂદ ધરાયા રે ાા ભલા તારક૦ ાાબિગરી કૌન સુધારે, નાથ બિન બિગરી કૌન સુધારે ાા૧ાા એ આંકણી ાા સાધ સરોષી હુવો ચંડકોશી, પન્નગ પરમ દુઃખદાઈ રે ાા ડંક દિયો તબ પ્રભુ પ્રતિબોધ્યો, દિયો સ્વર્ગ સુખદાઈ રે ાા ભલા દિયો૦ ાા બિગરી ાા૨ાા સતિ સુકુમાળા ચંદનબાળા, પગમેં જડ દિયા તાળા રે ાા દીન દયાળા સંકટ ટાળ્યાં, કર દિયા ઝાકઝમાળા રે ાા ભલા કરદિયા૦ ાા બિગરી૦ ાા૩ાા ઇંદ્રભુતિ અન્યમત મેલીને, જિનસેં બાદ મચાયા રે ાા મનકે સંશય મેટ દિયા તબ, ગણધર પદવી પાયા રે ાા ભલા ગણધર૦ ાા બિગરી૦ ાા૪ાા મગધદેશ નરનાથ નગીનો, નિયમ વ્રત વિહીનો રેાા શ્રેણીક નૃપકું નિજ પદ દિનો, આપ બરોબર કીનો રે ાા ભલા આપ૦ ાા બિગરીાા૫ાા અર્જુન માળી કરત સંહારી, ષટ નરને એક નારી રે ાા પ્રભુ ઉપગારી કર્મ

વિહારી, કર દિયો એવો પારીરે ॥ ભલા કર દિયો૦ ॥ બિગરી૦ ॥૬॥ સંયમસે ચળ ચિત્ત ભયો તબ, પરભવ બાત સુનાઇ રે મેઘકુમરકો મન થિર કીનો, જાતિસ્મરણ ઉપાઈ રે ॥ ભલા જાતિ૦॥ બિગરી૦ ॥૭॥ આજીવક મતમેં અધિકારી, કુંભકાર સકડાળો રે ॥ સ્વામી સાન્નિધ્યે સમકિત પાયો, ત્યાગ દિયો ગોશાળો રે ॥ ભલા ત્યાગ૦ ॥ બિગરી૦ ॥૮॥ ભયો દદ્દુર દર્શનકું વામી, નિજ પુષ્કરણી નંદો રે ॥ તિર્યંચ ભવમેં તારયો પ્રભુજી, સુર હુવો સુખકંદો રે ॥ ભલા સુર૦ ॥ બિગરી૦ ॥૯॥ શ્રેણિક નૃપ અરૂ ચેલણા રાણી, વીર વંદનકું આયાંરે ॥ અદ્ભુત રૂપ દંપતિકો દેખી, સંયમ ચિત્ત ચળાયા રે ॥ ભલા સંયમ૦ ॥ બિગરી૦ ॥૧૦॥ શ્રમણ શ્રમણિયે કિયાં નિયાણાં, તપ સંયમ ફળ હારી રે ॥ કેવળ દિનકર સબ જન સુખકર, દિયા નિદાન નિવારીરે ॥ ભલા દિયા૦ ॥ બિગરી૦॥૧૧॥કયા તારીફ કરૂં સાહિબકી, સદગુણ સાયર ભરિયા રે॥ ખોડિદાસ કરજોડી જંપે, જીવ અનંત ઉદ્ધરિયા રે ॥ ભલા જીવ૦ ॥ બિગરી૦॥૧૨॥ ઇતિ૦॥

## अथ श्री स्त्रीना अवगुणनी सज्झाय.

ધન્ય જે પુરૂષ નારી તજે, જાઉં હું તેહને બલિહારિ રે ॥ શિયળ ગુણે રંગે રમે, તેહની ગતિ મોક્ષદ્વાર રે ॥ ધન્ય૦॥૧॥એ આંકણી॥ નારી કુડ કપટની કોથળી, નારી વિષયા તે સર્પની ભારિ રે ॥ નારી મોહતણી છે વેલડી, નારી સ્નેહ તણી કરનાર રે॥ધન્ય૦ ॥૨॥ વારે વારે કોણિકને કહે, એક હાર હાથીની વાત રે ॥ દશ બાંધવ નરકે ગયા, એ તો નારીતણા અવદાત રે॥ ધન્ય૦॥૩॥ એક હાર હાથીને કારણે માંડયો ન્હાનાથી જુદ્ધ રે॥ જીવ ઘણા નરકે ગયા, તે તો નારી તણી એ બુદ્ધરે ॥ ધન્ય૦ ॥૪॥ એક પદ્માવતીના વેણુથી, મુઆ એક ક્રોડ એંશીલાખ રે ॥ પંચમ અંગે તથા વળી, સૂત્ર નિરયાવળિકાની સાખ રે ॥ ધન્ય૦ ॥૫॥ નારી નવનવા વેશ બનાવતી, નારી પાડે નરકનો બંધ રે ॥ નારી ફળ દેખાડે દુર્ગતિ તણાં, નારી પાપ પડળનો બંધ રે ॥ધન્ય૦॥ ૬ ॥લાખ તણો નર અતિ ભલો, તે તો કોડી મુલ્ય વેચાય રે ॥ એક નારીના સંગથી, એ તો મરિને નરકે જાય રે ॥ધન્ય૦॥ ૭ ॥ નારી એકણને રીઝાવતી, એકણશું કરતી સંગ રે ॥ નારી એકણને લલચાવતી, નારી કરતી અતિ ઘણા રંગ રે॥ ધન્ય૦ ॥૮॥ નારી રૂપતણી છે દીવ.

હો, કામી નર તેહ પતંગ રે ॥ બ્રહ્મદત્ત ચક્રી નરકે ગયો, તે તો ભોગતણો કરિ સંગ રે ॥ધન્ય૦॥૯॥ નારી અબળા નામ ધરાવતી, પણ સબળાને સમજાવે રે ॥ નારી હરિહર બ્રહ્મા સારિખા તેને ધ્યાન થકી ચુકાવે રે ॥ ધન્ય૦ ॥૧૦॥ નારી મોહ તણી છે વેલડી, સુરીકંતા દેખો નામ રે ॥ જેણે ઝેર દિયો ભરતારને, નારી પાપ તણું છે ઠામ રે ॥ ધન્ય૦ ॥૧૧॥ જુઓ શામારાણીના કેણથી, ચારસેં નવાણું પરિવારરે ॥ સિંહસેન રાજાએ બાળીયો, દુઃખ વિપાકે અધિકાર રે ॥ ધન્ય૦ ॥૧૨॥ રાણી કેકઈએ વર માગીયો, રાજા દશરથની પાસ રે॥ ભરતને રાજ્ય અપાવિયું, પછે રામ ગયા વનવાસ રે ॥ ધન્ય૦ ॥ ૧૩ ॥ સુરપનખા ચાડીયે ગઇ, રાજા રાવણની પાસ રે ॥ તેણે કરી સીતા અપહરી, રાવણ લંકાતણો વિનાશરે ॥ ધન્ય૦ ॥ ૧૪॥ જરાસંધની દીકરી, રાજા કંશતણે ઘર નાર રે ॥ જીવજસાના કેણથી, થયો કુળતણો સંહાર રે ॥ ધન્ય૦ ॥૧૫॥ નારી સ્ત્રી રત્ન જાણીએ, ચોસઠ હજારમાં શિરદાર રે ॥ શાંતિ કુંથુ અરનાથે તજી, હું જાઉં તેહની બલિહારિ રે ॥ ધન્ય૦ ॥ ૧૬ ॥ નેમિનાથ જંબુએ તજી, તે તો ઉત્કૃષ્ટા બ્રહ્મચારિ રે ॥ ઇણ ભવમાં મુગતે ગયા, તેનો સુત્રે છે વિસ્તાર રે ॥ ધન્ય૦ ॥૧૭॥ જેવો રે રંગ પતંગનો, તેહવો નારીનો સંગ રે ॥ એવું જાણીને છોડજો, મુનિ માણેક કહે ઉચ્છરંગ રે ॥ ધન્ય૦ ॥૧૮॥ ઇતિ. ॥

---

# અથ શ્રી રાજુલબાવીશી.

॥ દોહા. ॥

શાશન નાયક સમરિયે, ગણધર લાગું પાય ॥ રાજુલ બાવીશી કહું, તે સુણજો ચિત લાય ॥ ૧ ॥ ચિત્ત ચળ્યો રહનેમિનો, દેખી રાજુલ રૂપ ॥ દ્રષ્ટાંત દેઇ સમજાવીયો, પડતો દુર્ગતિ કૂપ ॥ ૨ ॥

## ઢાલ ૧ લી.

( પ્રભુ ઉઠીને, સમરિયે, હો ભવિયણ મંગળિક શરણાં ચાર. એ દે. )

રાજીમતી ઈમ વિનવે હો મુનિવર મન ચળિયો તું ઘેર ॥ થોડા તે સુખને કારણે, હો મુ૦ કાંરે પડયો અંધ ઝેરા સુણ સુણ સાધુજી, હો મુનિવર મન ચળિયો તું ઘેર ॥૧॥ એ આંકણી ॥ચાર મહાવ્રત આદરયાં હો મુ૦ મેરૂ જેટલો ભાર ॥ વમ્યાતણી વાંછા કરો, હો

મુ૦ ધિક મ્હારો અવતાર ॥ સુણ૦ ॥૨॥ વૈરાગે મન વાળિને, હો મુ૦ લીધો સંયમ ભાર ॥ અબ કાયરપણું કાંઈ કરો, હો મુ૦ દેખિ પરાઈ નાર ॥ સુણ૦ ॥૩॥ રાજપંથને છોડીને હો મુ૦ ઉજડ પંથ મત જાય ॥ અમૃત ભોજન ત્યાગિને, હો મુ૦ કુક્ષા ખાય બલાયા ॥ સુણ૦ ॥૪॥ ગજ સ્વારી છોડીને હો મુ૦ ખર ઊપર મત બેશ ॥ સ્વર્ગતણાં સુખ છાંડીને હો મુ૦ પાતાળે મત પેશ ॥ સુણ૦॥ ૫ ॥ ચંદન બાળી કોયલા કરે હો મુ૦ કાઠને અંબ બબુલ ॥ કુણ વાવે ઘર આંગણે, હો મુ૦ તાહરો કીંશો મુલ ॥ સુણ૦ ॥ ૬ ॥ ઘેર ઘેર ફરતાં ગોચરી હો મુ૦ દેખશો સુંદર નાર ॥ હડનામા વૃક્ષની પરે હો મુ૦ ઘણો ઉઠાયો ભાર ॥ સુણ૦ ॥૭॥ વામ્યાતણી વાંછા કરે હો મુ૦ ગંધનકુળ મતિ હોય ॥ રત્નચિંતામણિ પાયને, હો મુ૦ કીચડમાં મત ખોય ॥ સુણ૦ ॥ થે અંધકીવીશ્નુના પોતરા, હો મુ૦સમુદ્રવિજયના પુત ॥ હું ભોજક વિશ્નુની પોતરી; હો મુ૦ ઉગ્રસેનની ધુય ॥ સુણ૦ ॥૯॥ કુળ મ્હોટો આપજ તણો હો મુ૦ જણ સામો તું જોય ॥ કામભોગને વાંછતાં, હો મુ૦ ભલો ન કહેશે કોય ॥ સુણ૦ ॥ ૧૦ ॥ ગોવાળ ભંડારી સારિખા હો મુ૦ હમાલ ઉઠાયો ભાર ॥ બોજ મજુરી અરથીયાં હો મુ૦ નહી માલ સરદાર ॥સુણ૦॥ ॥૧૧॥ રૂપ ઘણાં નારી તણાં, હો મુ૦ વસ્ત્ર અને શણગાર ॥ દેખી દેખી સિદાવશો હો મુ૦ કોણ કહેશે અણગાર ॥ સુણ૦ ॥ ૧૨ ॥ મનગમતાં ઈંદ્રિતણાં, હો મુ૦ સુખ વિલસાં ઘર માંય ॥ તેહ થકી ન્યારા રહ્યા, હો મુ૦ ત્યાગી કહ્યા જીનરાય ॥ સુણ૦ ॥ ૧૩ ॥ આવે વૈશ્રમણ દેવતા હો મુ૦ નળ કુબેરની જાત ॥ સુપનામે વંછુ નહી, હો મુ૦ તાહરી કેટલી વાત ॥ સુણ૦ ॥ ૧૪॥ જિહાં તિહાં તુમે વિચરશો, હો મુ૦ નગરીને વળી ગામ ॥ સ્ત્રી દેખી ચિત્ત ડોલશે, હો મુ૦ નારી નરકનું ઠામ ॥ સુણ૦ ॥૧૫॥ સરવે સરખા નર નહી, હો મુ૦ સરિખી નહિ સવિ નાર ॥ કેઈ ભુંડા ને કેઇ ભલા, હો મુ૦ ચાલ્યો જાય સંસાર ॥ સુણ૦ ॥ ૧૬॥ બ્રાહ્મી સુંદરી બેનડી હો મુ૦ સતિયોમાં શિરદાર ॥ કરણી કરી મુગતે ગઈ હો મુ૦નામ લિયાં નિસ્તાર ॥ સુણ૦ ॥૧૭॥ તીર્થંકર બાવીસમા હો મુ૦ જે જગ મ્હોટા હોય ॥ બાળપણે તજી નીસર્યા હો મુ૦ બંધવ સામું જોય ॥ સુણ૦ ॥૧૮॥ નારી દુખની વેલડી હો મુ૦ નારી દુઃખની ખાણ ॥ કરણી કરો ચિત્ત નિર્મળી હો મુ૦ કહ્યું અમારૂં માના॥સુણ૦

॥૧૯॥ વચન સુણી રાજુલ તણા હો મુ૦ મન દિયો ઠેકાણુ આણા॥ ધન ધન તું મ્હોટી સતી હો મુ૦ રાખ્યું મારૂં માન ॥ સુણ૦ ॥ ૨૦ ॥ એ દોય ઉત્તમ પ્રાણિયા, હો મુ૦ પામ્યા કેવળ જ્ઞાન॥ કર્મ ખપાવી મુગતે ગયા હો, મુ૦ કીજે તેહનું ધ્યાન ॥સુણ૦॥૨૧॥ સંવત અઢારસેં બાવને હો મુ૦ શ્રાવણ માસ મઝાર ॥ ઋષિ ચોથમલ પીંપાડમેં, હો મુ૦ શુદિ પંચમી મંગળવાર ॥ સુણ૦ ॥ ૨૨ ॥ ઇતિ૦ ॥

## अथ श्री धर्मी अने पापीनी सज्झाय.

શ્રી જિનવરના પ્રણમે પાય, સઘળા પાતક દુર પલાય ॥થિર સંપત થાએ સદા, દુઃખ દોહગ નવિ આવે કદા ॥૧॥ ધર્મી પરનિંદા પરિહરે, ધર્મી જીવદયા ચિત્ત ધરે ॥ ધર્મી તે પાળે જિન આણ, ધર્મી બોલે મીઠી વાણ ॥ ૨ ॥ ધર્મી તે જે કરે નિત ધર્મ, ધર્મી ન બોલે પરના મર્મ ॥ ધર્મી સહુને કરે ઉપગાર, ધર્મી કૂડ કપટ પરિહાર ॥૩॥ ધર્મી ન કરે ક્રોધ લગાર, ધર્મી ન ધરે મન અહંકાર ॥ ધર્મી માયા ન કરે કદા, ધર્મી ધર્મ કરે છે સદા॥૪॥ ધર્મી સુણે સહગુરૂની વાણ, ધર્મી ગુરૂ મુખ કરે પચખાણ ॥ધર્મી પાળે મન શુધ શીળ, ધર્મી લહે સદા સુખ લીલ ॥૫॥ ધર્મી જ્ઞાન અભ્યાસે સદા, ધર્મી પરને મુસે નવ કદા ॥ ધર્મી બોલે વિશ્વાવીશ, ધર્મી પૂરે સયળ જગીશ ॥૬॥ ધર્મી તે જે ઇંદ્રિય દમે, ધર્મી વચન સહુનાં ખમે ॥ ધર્મી પાળે સહુશું પ્રીત, ધર્મી બોલે કુળવટ રીત ॥૭॥ ધર્મી ન દિયે કોઇને દોષ, ધર્મી ધરે સદા સંતોષ ॥ ધર્મી દિયે ભલો ઉપદેશ, ધર્મી મૂકે સયળ કલેશ ॥૮॥ ધર્મી ચાલે શુદ્ધ વ્યવહાર, ધર્મી કરે પાપનો પરિહાર ॥ ધર્મી રાગ દ્વેષ નવિ ધરે, ધર્મી શુદ્ધ ક્રિયા અનુસરે ॥૯॥ ધર્મી જાણે અથિર સંસાર, ધર્મી મોહ કરે પરિહાર ॥ ધર્મી ન કરે કિણશું દ્રોહ, ધર્મી ધર્મ ચડાવે શોહ ॥૧૦॥ ધર્મી ષટદર્શનને દિયે, ધર્મી લખમી લાહો લિયે॥ ધર્મી ધારે રૂડી બુદ્ધ, ધર્મી ચાલે મારગ શુદ્ધ ॥ ૧૧ ॥ ધર્મી રાત્રિ ભોજન તજે, ધર્મી તે ભગવંતને ભજે ॥ ધર્મી શત્રુ મિત્ર સમ ગણે, ધર્મી અષ્ટ કરમને હણે ॥૧૨॥--પાપીની હવે સુણજો વાત, પાપી કરે પરાંઈ તાંત ॥ પાપી ભલું પરનું નવિ કહે, પાપી કૂટિલ સદા મન રહે ॥૧૩॥ પાપી પાંચ ઈંદ્રિય નવિ દમે, પાપી પાપ-

માંહિ નિત રમે ॥ પાપી કરે સકળશું કૂડ, પાપી મુખ ઘાલે સહુ ધુળ ॥૧૪॥ પાપી ગુરૂનું ન માને કાર, પાપી કરે સહાય વિકાર ॥ પાપી ન દિયે કેહને દાન, પાપી પંચમાં ન દિયે માન ॥૧૫॥ પાપી પરછિદ્ર જોતો રહે, અણહુતીને હુતીજ કહે ॥ પાપીને નવિ હોવે લાજ, પાપી નાવે કેહને કાજ ॥૧૬॥ પાપી જાણે મનમાં ઈશો, જેહવો હું છું તેહવો તિશો ॥ પાપી જાણે હું છું જાણ, બીજાને નવિ જાણે જાણ ॥૧૭॥ પાપી ન જાણે સાધ અસાધ, પાપી કરે ઘણા અપરાધ ॥ પાપી માત પિતા નવિ ગણે, પાપી પંચેદ્રિંય જીવ હણે ॥ ૧૮ ॥ પાપી અધર્મ કરેય સદીવ, તેહ જાણીજે પાપી જીવ॥ પાપી દેવ ગુરૂ નિંદા કરે, પાપી દુર્ગતિમાં અવતરે ॥ ૧૯ ॥ પાપી અભક્ષ ન જાણે મુઢ, પાપી હૈયે સદા હોય દુષ્ટ ॥ પાપી પરસ્ત્રી રાતો રહે, પાપી નરક તણાં દુઃખ સહે ॥ ૨૦ ॥ પાપી ચાલે ભૂંડી ચાલ, પાપી હરે પરાયા માલ ॥ પાપી સાત વ્યસનમાં રમે, પાપી માન મહાતમ ગમે ॥૨૧॥ પાપીનાં એ લક્ષણ કહ્યાં, પંડિત જીભ સાચાં સદહ્યાં ॥ ઇમ જાણી ન કરો કોઇ પાપ, ભલી પરે જપો ભગવંતનો જાપ ॥૨૨॥ એ આતમશિક્ષા મન ધરે, પ્રાણી દુર્ગતિ નવિ અવતરે ॥ ચારુદત્ત વાચક ઈમ કહે, ધર્મ કરે તે શિવસુખ લહે ॥ ૨૩ ॥ ઈતિ. ॥

---

# અથ શ્રી સાત વ્યસનની સજ્ઝાય.

( કડખાની દેશી. )

વાર તું વાર તું વ્યસન સપ્તકમિદં, જીવ તું જોય મનમાં વિચારી ॥ દ્યુત માંસ સુરા વાર વનિતા વળી, ચોર મૃગયા પરકીય નારી ॥વા૦ ॥૧॥ એ આંકણી ॥ રૂપવંતી બહુ ગુણયુતા કુળવતી, સુતવતિ નિજ પતિ પ્રેમે લીધી ॥ એહ વાતના વ્યસનથી નિજ વસા, પરવશા તોય નળરાયે કીધી ॥ વા૦ ॥ ૨ ॥ માંસનાં વ્યસનથી વનમાંહિ હરિણલી, બાણે વેંધી પરાક્રમ વખાણે ॥ શ્રેણિક નરપતિ શ્રવણ પતિ ભક્તિ યુત, નરકે ગયો તે સહુ લોક જાણે ॥ વા૦ ॥૩॥ દ્વારકા દ્વારિકા સ્વર્ગ નગરી તણી, વાસિતા યાદવાપતિ મુરારી ॥ વિસ્તૃતા બાર જોયણ ઘને પૂરતા, ચુરિતા તેહ દ્વૈપાયનારી ॥વા૦॥ ૪॥ નયર વસંત વસંત બધવ સમો, વસતિ ધમ્મિલ્લ જસ દ્રવિણ

કોડી ॥ સકળ નિજ ગેહ સુખ છોડી વેશ્યાતણી, સંગતે પામિયો દુઃખ કોડી વા૦ ॥૫॥ ચોરિકા વ્યસનથી દુઃખ દુર્ગતિ તણાં, ભાજન તેજના ભવનમાંહી ॥ ચોર મંડુક હરી ચિત્રક પ્રમુખને, રાજદંડાદિ દુઃખ નરક પ્રાહીં ॥વ૦॥૬॥ દુઃખનું ઘર થયો જેહ મૃગયા થકી, રાઘવો વનમાંહી મેલી સીતા ॥ હરણને મારવા નિજ વસા હારવા, લંપટી રાવણે લીધી સીતા ॥ વા૦ ॥૭॥ વાસુદેવાર્દ્ધ સમ ઋદ્ધિસે નાયુતો, જાસ મહિ માંહી મહિમા વિરાજે ॥ પ્રબળ લંકાધિ નાઠો પરસ્ત્રી થકી, નારની તત્ર અદ્યાપિ ગાજે ॥ વા૦ ॥૮॥ એમ અનેક થયા એક વ્યસન થકી, દુઃખી થયા તે કહેવાય કેતું ॥ જેહને સાત વ્યસન હોય મોકળાં તે લહે દુઃખ વળિ મેરુ જેતું ॥ વા૦ ॥૯॥ એમ જાણી કરી વ્યસનને વારિયે, ધારિયે ધર્મ વર ધરિય નેહા ॥ સંયમે ધીર ગુરૂ ચરણ આરાધિયે, નય કહે જિમ લહિયે સુખ સમહી ॥વા૦॥ ઇતિ. ॥ ૧૦ ॥

---

# अथ श्री स्त्रीने शीखामणनी सज्झाय.

નાથ કહે તું સુણને નારી, શીખામણ છે સારી જી ॥ વચન તે સઘળાં વીણી લેશે, તેહનાં કારજ સરશે ॥ શાણાં થઈએ જી ॥૧॥ એ આંકણી॥ જાત્રા જોગરણ ને વિહવામાં, માતા સાથે રહીએ જી॥ સાસરીયામાં જળ ભરવાને, સાસુ સાથે જઇએ ॥શા૦॥૨॥ દિશા અંધારીને એકલડાં, મારગમાં નવિ જઇએ જી॥ એકલી જાણી આળ ચઢાવે, એવડું શાને કરીએ ॥શા૦॥૩॥ વહાણમાં વેલેરા ઉઠી, ઘરનો ધંધો કરીએ જી॥ નણંદ જેઠાણી પાસે જઇને, સુખ દુઃખ વાત ન કરીએ ॥શા૦ ॥ ૪ ॥ ચોકામાં ચતુરાઈએ રહીએ, રાંધંતા નવિ રમીએ જી ॥ સહુ કોને પ્રસાદ કરાવી, પાછળ પોતે જમીએ ॥ શા૦ ॥ ૫ ॥ ગાંઠે પહેરી ઘરમાં રહીએ, બહાર પગ નવિ ભરીએ જી ॥ સસરા જેઠની લાજ કરીને, મોં આગળથી ટળીએ ॥શા૦॥ ॥૬॥ છુટે કેશે શિર ઉઘાડે, આંગણામાં નવિ જઇએ જી ॥ પુરુષ તણો પડછાયો દેખી, મોં આગળ નવિ રહીએ ॥ શા૦॥૭॥ એકાંતે દીયરીયા સાથે, હાથે તાળી ન લઇએ જી ॥ પ્રેમ તણી જો વાત કરે તો, મોં આગળથી ખસીએ ॥ શા૦ ॥૮॥ આભરણ પહેરી અંગ શોભાવી, હાથે દર્પણ ન લઇએ જી ॥ પિયુડો જો પરદેશ સધાવે, તો કાજળ રેખ ન દઇએ

॥ શા૦ ॥૯॥ પીયુઠા સાથે ક્રોધ ન કરીએ, રીસાઇ નવિ રહીએ જી ॥ છૈયાં છોરૂ છોકરાંને, તાડન કદિય ન કરીએ ॥ શા૦ ॥૧૦॥ ઊજડ મંદિર માંહી ક્યારે; એકલડાં નવિ જઇએ જી ॥ એકલી જાણી આળ ચઢાવે, એવડું શાને સહીએ ॥ શા૦ ॥૧૧॥ ફિરિયલ નારીનો સંગ ન કરીએ, તસ સંગે નવિ ફરીએ જી ॥ મારગ જાતાં વિચાર કરીને, ઉંડો પાવ ન ધરીએ ॥ શા૦ ॥૧૨॥ ઉદરયતન વાચક ઇમ બોલે, જે નર નારી ભણશે જી ॥ તેહનાં પાતક દુરે ટળશે, મુક્તિ પુરીમાં મળશે ॥ શા૦ ॥ ૧૩ ॥ ઇતિ. ॥

---

# अथ श्री कुगुरुनी सज्झाय.

શુદ્ધ સંવેગી કીરિયા ધારી, પણ કુટિલાઇ ન મૂકે ॥ બાહ્ય પ્રકારે કિરિયા પાળે, અભ્યંતરથી ચૂકે ॥ જિણંદે કપટી કહિયા એહ, એહનું નામ ન લીજે ॥૧॥ એ આંકણી. ॥ રંગેલ કપડાં ખભે ધાબળી, કાખ દેખાડી બોલે ॥ તરુણી સુંદર દેખી વિશેષે, પુસ્તક વાંચવા બોલે ॥ જિ૦ ॥૨॥ પેંડા દેખી પડઘો કાઢે, પડઘા માન કરાવે, ॥ ખાજાં વહોરે ખાંત કરીને, પૂરીને વોશિરાવે ॥ જિ૦ ॥૩॥ જ્ઞાન વિષે ઉપદેશ દેઇને, સૂક્ષમ પરીગ્રહ રાખે ॥ એ કપટીનું નામ ન લીજે, ઈમ ઉત્સુત્ર જે ભાંખે ॥ જિ૦ ॥૪॥ તાળ કુટવા સાથે ચાલી, શ્રાવિકા છે દશ બાર ॥ યાત્રાને મિષ એણિપરે વિચરે, દુર રહ્યા આચાર ॥ જિ૦ ॥૫॥ પાશેર ઘીથી કરે પારણું, વળી ખાવે અધશેર ॥ તોહિ સાળા ઇણિપરે બોલે, ઉપવાસે આવે ફેર ॥ જિ૦ ॥૬॥ બગલાની પરે પગલાં માંડે, આડું દોઢું જુવે ॥ મહિલા સાથે બોલે મીઠું, સાધુ વેષ વીગોવે ॥ જિ૦ ॥૭॥ આચારાંગે વસ્ત્રનો ભાંખ્યો, સ્વેત્તને માનો પેતે ॥ તે તો મારગ દુરે મુકયો, કપડા રંગે હેતે ॥ જિ૦ ॥૮॥ બાજીગર જિમ બાજી ખેલે, ધીવરે માંડી જાળ ॥ સંવેગી સુધા મત જાણો, એ સહુ આળ જંજાળ ॥ જિ૦ ॥૯॥ ઊંચું ઘર અગોચર હોવે, માસકલ્પ તિહાં કીજે ॥ સુખશાતાયે પડિલેહણ ચાલે, સાધુ જન્મ ફળ લીજે ॥ જિ૦ ॥૧૦॥ રાત્રિ જગાવે મહિલા મળીને, ગાવે ગીત રસાળ ॥ ચાર કથનાં કર્મજ બાંધે, મનમાં થઈ ઉજમાળ ॥ જિ૦ ॥૧૨॥ મધ્યાને મહિલાને તેડે, હસીને પુછે વાત ॥અઢાર-

મો ઉપધાન વહો તો, અમ તુમ મળશે ઘાત ॥ જિ૦॥૧૨॥ તવતે કામિની હસીને બોલે, સાચું કહો છો સ્વામ ॥ ગચ્છવાસી ગુરૂ આવી તે વઢશે, તવ તુમ જાશે મામ ॥ જિ૦ ॥૧૩॥ નીચું જોઇને ઇણિ પરે ભાંખે, ભણુવાનો ખપ કીજે ॥ ન્હાની વય છે હજીય તુમારી, એક એક ગાથા લીજે ॥ જિ૦ ॥૧૪॥ ઘોટકની પરે પંથે ચાલે, શેહેરમાં નીચું જોવે ॥ ગઠબડ ગાડાની પરે ચાલે, જિનશાસનને વિગોવે ॥ જિ૦ ॥૧૫॥ રૂમાલ પાઠાં રૂડાં વેચે, જુના હાથમાં ઝાલે ॥ તૃષ્ણા તોયે કિમહિ ન મુકે, વળિ જાણે કોઈ આલે ॥ જિ૦ ॥૧૬॥ છકાય જીવનો દાહ કરાવે, ઠામ ઠામ પાપ બંધાવે ॥ આંબિલ તપનું ઓઠું લઇને, કાંઇ અમને વહોરાવે ॥ જિ૦ ॥૧૭॥ કદાગ્રહમાં પહેલાં વ્રતનો, એહને લાગે દોષ ॥ મૃષાવાદ તો પગ પગ બોલે, તેહનો ન કરો શોષ ॥જિ૦ ॥૧૮॥અદત્ત વસ્તુ અજાણુ થઇને, સાધારણુ સીરાવે ॥ચોથા વ્રતની વાત મ્હોટી, તેહમાં કામ જગાવે ॥ જિ૦ ॥૧૯॥ વિધવા પાસે વિહવલ થઇને, કામ કુસંગી માગો॥ વાયસની પરે મૈથુન સેવે, ચોથાવ્રતને ભાગે ॥ જિ૦ ॥૨૦॥ મૈથુન સેવે પરિગ્રહ માંહે, પ્રોઢાં પાતક બાંધે ॥ રાસભની પરે લોટયા હીંડે; વળી ઉપાડે ખાંધે ॥ જિ૦ ॥૨૧॥ છઠ આઠમાદી ને અઠાઇ, નામ ધરાવે તપસી ॥ મહિમા કારણુ રાત્રે ખાવે, પ્રગટે તવ હોય હાંસી ॥ જિ૦ ॥ ૨૨ ॥ નગર પિંડોળિયા થઇને નિર્લજ, પાસત્થા થઈ બેસે ॥ ચોરાશી ગચ્છ વહોરી ખાવે, મ્હોટા ઘરમાં પેસે ॥ જિ૦ ॥ ૨૩ ॥ મુખે મુહપતિ રાખી બોલે, હાથે કરે છે ચાળા ॥ માંહો માંહે શાને સમજે, આંખે કરે છે ટાળા ॥જિ૦ ॥૨૪॥ એ કપટીનો સંગ નિવારો, જેણે એ ભેખ વિગોયો ॥ ભેખ ઉત્થાપી મહા એ ભુંડો, મનુષ્ય જન્મ ફળ ખોયો ॥ જિ૦ ॥ ૨૫ ॥ આદિ થકી અરિહંત આચારજ, ઉપાધ્યાય ને સાધુ ॥ ધોળે ભેખે સહુ ઇમ બોલે, વારૂને આરાધું ॥ જિ૦ ॥ ૨૬ ॥ મુળ પંથ મિથ્યાત્વે ચાલે, સમજતો નહિ લેશ ॥ જિનમતનો મારગ છાંડીને, કળહો કરે વિશેષ ॥ જિ૦ ॥ ૨૭ ॥ આપ મતીનો સંગ તજીને, સાધુ વચને રહીએ ॥ વાણી વાચક જસ ઇમ બોલે, જિન આજ્ઞા શીર ગહિયે ॥ જિ૦ ॥ ૨૮ ॥ ઇતિ. ॥

---

# अथ श्री पांच पांडवनी सज्झाय.

હસ્તિનાપુર વર ભલું, જિહાં પાંડુરાજા સાર રે ॥ તસ ઘરણી કુંતા સતી, વળી માહેંદ્રી બીજી નાર રે ॥ વળિ૦ ॥ પાંડવ પાંચે વાંદતાં મન મોહેરે, મન મોહે મોહનવેલિ ॥ ત્રિજગમાંહે દીપતા અતિ સોહેરે ॥ ૧ ॥ એ આંકણી ॥ પાંચ પાંડવ કુંતાતણા, તેમાં જગત વિખ્યાત હોય રે ॥ પંચ સહોદર સારિખા, નળ કુબેર સરિખા હોય રે ॥ નળ૦ ॥ પાં ॥ ૨ ॥ એક દિન સ્થવિર પધારિયા, પાંચ બાંધવ વાંદવા જાય રે ॥ દેશના સુણી મન ગહગહ્યા, ભાઈ સમજ જાય છે આય રે ॥ ભાઇ૦ ॥ પાં૦ ॥ ૩ ॥ જિનવર ચક્રવતિ જે હુવા સ્થિર ન રહ્યા કોઇ દેવ ભૂપ રે ॥ તન ધન જોવન કારમાં, સંસારનું વિષમ સ્વરૂપ રે ॥ સ૦ ॥ પાં૦ ॥ ૪ ॥ સંસાર માંહે પલેવડું લાગ્યું તે કેમ ઓલાય રે ॥ જિનવર વાણી સીંચતાં, આપણાં ભવ ભવનાં દુઃખ જાય રે ॥આ૦॥ ॥ પાં૦ ॥ ૫ ॥ પાંડવ પાંચે વિચારિયું આપણ લેશું સંયમ ભાર રે ॥ પુત્રને રાજ્ય સોંપી કરી, દ્રૌપદીશું કરે વિચાર રે ॥ દ્રૌ૦ ॥ પાં૦ ॥ ૬ ॥ દ્રૌપદી વળતું એમ કહે, એમ મેલશું સંસારનો પાસ રે ॥ કંથ વિના શી કામિની, મુજ ભલો નહી ઘરવાસ રે ॥ મુ૦ ॥ પાં૦ ॥ ૭ ॥ પાંચે આવી ગુરૂને કહે, અમે લેશું સંયમ ભાર રે ॥ માનવ ભવ અતિ દોહિલો, અમે પાળવો સુંયમ સાર રે ॥ અ૦ ॥ પાં૦ ॥ ૮ ॥ ગુરૂ કહે પાંડવ સુણો, તુમે રાજપુત્ર સુકુમાર રે ॥ ચારિત્ર પંથ અતિ દોહિલો, તમે કેમ સહેશો ભૂપાળ રે ॥ ત૦ ॥ પાં૦ ॥ ૯ ॥ ઘર ઘર ભિક્ષા માગવી; વળિ હીંડવું ઘર ઘર બાર રે ॥ પાય અણવાણે ચાલવું, વાળ ચાલવું ખાંડાની ધાર રે, ॥ વ૦ ॥ પાં૦ ॥ ૧૦ ॥ સંયમ મારગ આદરી, ઋષિ પાળે નિરતિચાર રે ॥ દોષ બેતાળીશ ટાળતા, સાધુ લે છે શુદ્ધ આહાર રે ॥ સા૦ ॥ પાં૦ ॥૧૧॥ તપ તપે અતિ આકારા, માસખમણ મન રંગરે ॥ જિહાં લગે નેમિને વાંદિયે, અભિગ્રહ કરિયો મન ચંગ રો ॥ અ૦ ॥પાં૦॥૧૨॥ હસ્તિશીર્ષ પુર પધારિયા, પારણાનો દિવસ તે જાણ રે ॥ નગરમાં ફરતાં ગોચરી, સુણ્યું નેમિતણું નિર્વાણ રે ॥મુ૦॥પાં૦॥૧૩॥ આહાર વહેર્યો તે લઇ વળ્યા, આવ્યા નિજ ગુરૂની પાસ રે ॥ ગુરૂને કહે અમે સાંભળ્યું, નેમી પહોંત્યા શિવપુર વાસ રે ॥ને૦॥પાં૦॥૧૪॥ અમ મનોરથ મનમાં રહ્યા, નવિ પહોંત્યા ગઢ ગિરનાર રે ॥ અહાર લેવો જુગતો નહિ, અમને અણસણ સાર રે ॥ અ૦ ॥ પાં૦ ॥ ૧૫ ॥

માસખમણનું પારણું, નવિ કીધું મુનિવર કોઇ રે ॥ અહાર પરઠવ્યો કુંભશાળીએ, પાંચે ચઢયા વિમળગિરિ હોય રે ॥ પાં૦ ॥ પાં૦ ॥૧૬॥ તિહાં જઇ અણુસણુ અનસર્યું, પાદોપ ગમન સારરે ॥ શિલા ઉપર સંથારઓ, ઋષિ પોઢયા જિમ વૃક્ષ ડાળરે ॥ઋ૦॥પાં૦॥૧૭॥ દોય માસની સંલેષણા, અંતે પામ્યા કેવળ સાર રે ॥ પાંડવ પાંચ મુગતે ગયા, તવ હુવો જય જયકાર રે ॥ત૦॥પાં૦॥૧૮॥ શ્રી હીરવિજયસુરી રાજીઓ, તપગચ્છ ઉદ્યોતકારરે ॥ કરજોડી કવિયણ ભણે, મુજ આવાગમન નિવાર રે ॥ મુ૦ ॥ પાં૦ ॥૧૯॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રી રાવણને શીખામણની સજ્ઝાય.

( સિદ્ધચક્ર પદ વંદો, એ દેશી. )

સીતા હરિ રાવણ ઘર આણી, બોલે મંદોદરી વાણી ॥ અવર સતી જગ એહ સમાણી, નવિ દીઠિ નવિ જાણી રે ॥ રાવણ રામઘરણી કાં આણી ॥ એમ તુજ મતિ કાં મુઝાણી રે, રાવણ સીતા કાં ઘર આણી ॥ સીતા આણે થાશે ફજેતી, રહેશે જુગ જુગ વાણી રે ॥રા૦॥ રામ ઘરણી કાં આણી ॥ ૧ ॥ એ આંકણી ॥ સમકિત શુદ્ધ શિયળ ગુણખાણી, સિદ્ધ સમા મુખ વાણી ॥ સકળ સતી શિર મુકુટ કહાણી, દોહિલી એ દુહવાણીરે ॥રા૦॥સીતા૦॥૨॥ દશરથ નંદનની પટરાણી, માને ઇંદ્ર ઇંદ્રાણી ॥ લંકાપતિ મૂકો ઉતાવળ, એહશું કરો મહેરઆની રે ॥રા૦॥સીતા૦॥૩॥ પરદારાશું પ્રીત પુરાણી, કરતાં ન રહે પાણી ॥ દુર્ગતિ આપે એહ કમાણી, બોલ્યા કેવળનાણી રે ॥ રા૦॥સીતા૦॥૪॥ શિયળ ગુણે સુરલોક ગવાણી, સમરે છે સુર વિમાની॥ એહતણા ગુણ સૂત્ર સિદ્ધાંતે, કહો કિમ એહ હરાણી રે ॥રા૦॥સી૦॥૫॥ પાપ પરંપર પિયુશિળખાણી, રાધાવેણ વરાણી ॥ પતિવ્રતા વ્રત રંગે રંગાણી, કિમ તરિયે નાવ કાણી રે ॥રા૦॥સી૦॥૬॥ તું છે પૂરણ પુરુષ પ્રમાંણી, હું તુચ્છ મતિ તોલાણી॥ પર રમણી લંપટ નહિ નિર્વાણી; કીર્તિ કમળા હલાણી રે ॥રા૦॥સી૦॥૭॥ કંથ કહો કુમતિ ઉપાઇ, સતી સીતા ન પીછાણી ॥ અથવા જે વિધિ લખિય લખાણી તેહ કુણ ટાળે પ્રાણી રે ॥રા૦॥સી૦॥૮॥ અઠોત્તરશો શોકયો વરાણી, એહ સમ કોઇનવિ જાણી ॥ અમ આવે દુર્ગતિ ઉજાણી, એહ કોઇ નવિ પીછાણી રે ॥રા૦॥સી૦॥૯॥ શિયળ સબળ ગુણ, ગ્રંથ કહેવાણી, એહ

વર ઉત્તમ વાણી ॥ જાઓ નિજ ઠામે મેલાણી, મીઠી સાકર ખાણીરે ॥રા૦॥સી૦॥૧૦॥ તું છે ન્યાયી વિભીષણ ભાઈ, જળનિધિ ખાઇ ભરાણી ॥ ધર્મ સખાઇયા ઠકુરાઇ, કાં હારે અભિમાનીરે ॥રા૦॥સી૦॥૧૧॥ ઠાર ભરાઈ જ્યોતિ ન થાઇ, શું પુંકે ઓલવાણી ॥ અંગ સકોમળ રામ વિયોગે, પોયણ જિમ કરમાણી રે ॥રા૦॥સી૦॥૧૨॥ આરાધો પરમારથ સાધો, એહ કમળા બ્રહ્માણી ॥ વિનયે કરીને વિઘ્ન ઓલાવે, જિમ હોય કુશળ કલ્યાણી રે ॥રા૦॥સી૦॥૧૩॥ રાવણ કંત કહે સુણ કામીની, મુજ મન એહ ન સુહાણી ॥ કહે કેમ હારૂં બળ છે મ્હારૂં, પર દળ દેખી ડરાણી રે ॥ રાણી, તું કેમ મનમાં મુંઝાણી ॥૧૪॥ સતિય સીતાની નિરત ન જાણિ, કિમ લાભે સુપરાણી ॥રામ લક્ષમણ છે મહાબળીઆ, સબળી ગોત ગોતાણી રે ॥ રાણી ॥ તું૦ ॥૧૫॥ રાવણ જીતી જગત્ર વદીતી, સાગર પાજ બંધાણી ॥ રામે ઘેર આણી ધણીયાણી, વિદ્યાચંદ વખાણી રે ॥રા૦॥સી૦॥૧૬॥ઇતિ.॥

# अथ श्री देवानंदानी सज्झाय.

જિનવર રૂપ દેખી મન હરખી, સ્તનસે દુધ ઝરાયા ॥ ન ગૌતમકું ભયા અચંબા, પ્રશ્ન કરણકુ આયા ॥ ગૌતમ એ તો મેરી અમ્મા ॥૧॥ એ આંકણી ॥ તસ કુખે તુમ કાહું ન વસિયા, કવણ કિયા ઇણુ કમ્મા ગૌ૦॥૨॥ ત્રિશલાદે દેરાણી હુતી, દેવાનંદા જેઠાણી ॥ વિષય લોભ કરી કાંઈ ન જાણ્યો, કપટ વાત મન આણી ॥ગૌ૦॥૩॥ એસા શ્રાપ દિયા દેરાણી, તુમ સંતાન ન હોજ્યો ॥ કર્મ આગળ કોઇનું નહિ ચાલે, ઇંદ્ર ચક્રવર્તી જોજ્યો ॥ ગૌ૦ ॥ ૪ ॥ દેરાણીકી રત્ન ડાબલી, બહુળા રત્ન ચોરાયાં ॥ ઝગડો કરતાં ન્યાય હુઓ તવ, તબ કછુ નાણું પાયાં ॥ ગૌ૦ ॥ ૫ ॥ ભરતરાય જબ ઋષભને પુછે, એહમેં કોઇ જિણંદા ॥ મરિચી પુત્ર ત્રિદંડી તેરો, ચોવીશમો જિણંદા ॥ગૌ૦॥૬॥ કુળનો ગર્વ કિયો મેં ગૌતમ, ભરતરાય જબ વંદ્યા ॥ મન વચન કાયાએ કરીને, હરખ્યો અતિ આણંદા ॥ગૌ૦॥૭॥ કર્મ સંયોગે ભિક્ષુકુળ પાયા, જનમ ન હોવે કબહુ ॥ ઇંદ્ર અવધિયે જોતાં અપહર્યો, દેવ ભુજંગમ બાંહે ॥ગૌ૦॥૮॥ વ્યાશી દિન તિહાં કણે વસિયો, હરણગમેષી જવ આયા ॥ સિદ્ધારથ ત્રિસલાદે રાણી, તસ કુખે છટકાયા ॥ગૌ૦॥૯॥ ઋષભદત્તને દેવાનંદા, લેશે સંયમ ભારા ॥ તવ ગૌતમ એ મુગતે જાશે, ભગવતી સુત્ર વિચારા ॥ગૌ૦ ॥૧૦॥ સિદ્ધારથ ત્રિશલાદે રાણી, અચ્યુત દેવલોક જાશે ॥ બીજે

ખંડે આચારાંગે, તે સૂત્રે કહેવાશે ॥ગૌ૦॥૧૧॥ તપગચ્છ શ્રી હીરવિજય સુરી, હિયો મનોરથ વાણી ॥ સકળચંદ પ્રભુ ગૌતમ પુછે, ઉલટ મનમાં આણી ॥ ગૌ૦ ॥ ૧૨ ॥ ઇતિ. ॥

---

# अथ श्री नागेश्वरी ब्राह्मणीनी सज्झाय.

ચંપા નગરી સોહામણી રે લાલ, ભરત ક્ષેત્ર મોઝાર હો ॥ ભવિક જન ॥ સોમલ બ્રાહ્મણ તિહાં વસે રે લાલ, નાગેશ્વરી ઘરનાર હો ॥ ભ૦ ॥ સાધુને વહોરાવ્યું કડવું તુંબડું રે લાલ ॥ ૧ ॥ એ આંકણી ॥ કીધો ન મન વિચાર હો ॥ભ૦॥ તેણે કાળે તેણે સમે રે લાલ, ધર્મઘોષ અણગાર હો ॥ ભ૦ ॥ સા૦ ॥ ૨ ॥ તેહના શિષ્ય અતિ દીપતારે લાલ, ધર્મરૂચી મુનિ રાય હો ॥ ભ૦ ॥ માસ માસ તપ આદરે રે લાલ, રહે ગુરૂની લાર હો ॥ ભ૦ ॥ સા૦ ॥ ૩ ॥ માસખમણને પારણે રે લાલ, લેઇ ગુરૂની આણ હો ॥ભ૦॥ નાગેશ્વરી ઘર આવિયા રે લાલ, દીયો ઘણો સન્માન હો ॥ ભ૦ ॥ સા૦ ॥૪॥ તે તો ઘરમાં જઇને રે લાલ, હરખશું લાઇ ઉઠાઈ હો ॥ભ૦॥ કડુવાં તુંબાંનો સાલણોરે લાલ, સવિ દીધો વહોરાય હો ॥ ભ૦ ॥ સા૦ ॥ ૫ ॥ અહાર પુરો જાણી કરી રે લાલ, આવ્યા ગુરૂજીની પાસ હો ॥ભ૦॥ એહવો અહાર વચ્છ મત કરો રે લાલ, હોશે જીવ વિનાશ હો ॥ભ૦॥સા૦॥૬॥ અહાર લેઈ મુનિ ચાલિયારે લાલ, ગયા વહન મઝાર હો ॥ભ૦॥ એક બિંદુ તિહાં પરઠવ્યો રે લાલ, હુવો જીવ સંહાર હો ॥ ભ૦ ॥ સા૦ ॥૭॥ એક બિંદુને નાંખવે રે લાલ, હુવો જીવનો વિનાશ હો ॥ ભ૦ ॥ જીવદયા મન ચિંતવીરે લાલ કીધો સઘળો આહાર હો ॥ભ૦॥ સા૦ ॥૮॥ એક મુહૂર્ત્ત અંતરે રે લાલ, પરિણમ્યો અહાર અસાર હો ॥ ભ૦ ॥ અતુલ વેદના ઉપની રે લાલ, તુંબાતણે પ્રસાદ હો ॥ ભ૦ ॥સા૦॥ ૯॥ સંથારા ગાથા પઢી કરી રે લાલ, ત્યાગ્યો સરવે અહાર હો ॥ ભ૦ ॥ પાપ અહાર પચખી કરી રે લાલ, કાળ કિયો તેણિવાર હો ॥ભ૦॥ સા૦ ॥ ॥૧૦॥ સાધુ આણી મન ભાવના રે લાલ, ગયા અનુત્તર વિમાન હો ॥ભ૦॥ મહાવિદેહમાં જન્મશે રે લાલ, પામશે કેવળ જ્ઞાન હો ॥ભ૦॥સા૦॥૧૧॥ બ્રાહ્મણ સુણીને કોપીયો રે લાલ, નાગેશ્વરીને દીધી કાઢ હો ॥ભ૦॥ સોળ જાતિના રોગ ઉપન્યા રે લાલ, વેદના

પીડી અપાર હો ॥ ભ૦ ॥ સા૦ ॥ ૧૨ ॥ સાતે નરકમાં જઈ કરી રે લાલ, ફરી અસંખ્યાતો કાળ હો ॥ ભ૦ ॥ દુઃખ અનંતાં પામિયાં રે લાલ, કર્મતણાં ફળ જોય હો ॥ભ૦॥સા૦॥૧૩॥ શેઠ તણે ઘેર અવતરી રે લાલ, ચંપા નગરી મઝાર હો ॥ભ૦॥ સુકુમાળિકા નામે ભલી રે લાલ, રૂપે રંભા અવતાર હો ॥ ભ૦ ॥ સા૦॥ ॥૧૪॥ શેઠ કુમરી પરણાવિયાં રે લાલ, કુમર અતિ સુકુમાળ હો ॥ ભ૦ ॥ તત્કાળે છોડી ગયો રે લાલ, લાગી અગ્નિની ઝાળ હો ॥ભ૦॥ સા૦ ॥ ૧૫ ॥ શેઠજી શેઠ ઘર આવીયા રે લાલ, ઓલંભો દિયો તેણિવાર હો ॥ભ૦॥ વિણ અવગુણ કાંઈ પરી હરી રે લાલ, તુમ મન કોણ વિચાર હો ॥ભ૦॥સા૦॥૧૬॥ શેઠજી પુત્રને એમ કહે રે લાલ, તેં કીધું કાંઈ પુત હો ॥ ભ૦ ॥ પાછા જાવો એહને ઘરે રે લાલ, રાખો શેઠ ઘરસુત હો ॥ભ૦॥સા૦॥૧૭॥ પુત્ર કહે પિતા સુણો રે લાલ, કહો તો બુડું જળમાંય હો ॥ભ૦॥કહો તો અગ્નિમાં બળી મરૂં રે લાલ, કહો તો પડું વૃક્ષ ચઢિ હો ॥ભ૦ ॥સા૦॥૧૮॥ કહો તો ડુંગરથી પડી મરૂં રે લાલ, કહો તો હું વિષ ખાઉં હો ॥ભ૦॥ કહો તો ફાંસી દઈ મરૂં રે લાલ, કહો તો પરદેશે જાઉં હો ॥ ભ૦ ॥ સા૦ ॥ ૧૯ ॥ કહો તો શસ્ત્ર ઘોચી મરૂં રે લાલ, કહો તો લેઉં સંયમ ભાર હો ॥ભ૦॥ તાત વચન લોપું નહી રે લાલ, પણ નહિ વંછું એ નાર હો ॥ભ૦॥ સા૦॥૨૦॥ શેઠ સુણી ઘેર આવિયા રે લાલ, કુમરી ઉપર બહુ કોડ હો ॥ભ૦॥ દ્રમક પુરૂષ અણાવિયો રે લાલ, તે પણ ગયો તેને છોડ હો ॥ ભ૦ ॥ સા૦ ॥૨૧ ॥ કુમરી મન ચિંતા થઈ રે લાલ, કાં સરજાઈ કિરતાર હો ॥ભ૦॥ કીધાં પાપ મેં અતિ ઘણાં રે લાલ, ઉદય હુવાં ઇણિવાર હો ॥ ભ૦ ॥સા૦ ॥ ૨૨ ॥ દાન દેતાં તિહાં માંડિયું રે લાલ, દિન દિન પ્રત્યે પ્રભાત હો ॥ ભ૦ ॥ ગોવાળિકા સાધવી પધારિયાં રે લાલ, પુછે મનની વાત હો ॥ ભ૦ ॥ સા૦ ॥૨૩॥ કરજોડી વિનતી કરે રે લાલ, મુજશું કરો ઉપકાર હો ॥ ભ૦ ॥ મુજ ભરથાર વાંછે નહી રે લાલ, કાંઇ કરો ઉપચાર હો ॥ ભ૦ ॥ સા૦ ॥ ૨૪ ॥ એહ વચન તિહાં સાંભળી રે લાલ, સા કહે ધર્મ ઉપદેશ હો ॥ભ૦॥ ધર્મ સુણાવ્યો મોટકો રે લાલ, જેથી પામે સુખ અનંત હો ॥ ભ૦ ॥ સા૦॥૨૫॥ ધર્મ કથા હેતશું સુણી રે લાલ, શ્રાવકનાં વ્રત બાર હો ॥ ભ૦ ॥ એ ધર્મ મુજને તારશે રે લાલ, એ સંસાર અસાર હો

॥ ભ૦ ॥ સા૦ ॥ ૨૬ ॥ અનુમતિ લેઈ પિતાતણી રે લાલ, લીધો સંચમ ભાર હો ॥ભ૦॥ ચાર મહાવ્રત ઉચર્યાં રે લાલ, રહે ગુરૂણીની લાર હો ॥ભ૦॥ સા૦॥ ૨૭॥ કરજોડી વિનંતી કરે રે લાલ, દ્યો મુજને આદેશ હો ॥ભ૦॥ વનમાંહી કાઉસ્સગ કરૂં રે લાલ, લેશું આતાપના તેમ હો ॥ ભ૦ ॥ સા૦ ॥ ૨૮ ॥ ગુરૂણી વચન લોપી કરી રે લાલ, ગઈ બાગ મઝાર હો ॥ભ૦॥ છઠ છઠ તપ કાઉસ્સગ કરે રે લાલ, દીઠા છે ગણિકા નાર હો ॥ ભ૦ ॥ સા૦ ॥૨૯॥ ગણિકા દેખી નિયાણું કરે રે લાલ, પાંચે પુરૂષની નાર હો ॥ ભ૦ ॥ અધમાસની સંલેહણા કરી રે લાલ, બીજે સર્ગ અવતાર હો ॥ભ૦ ॥સા૦॥ ૩૦ ॥ નવ પળ આયુષ્ય ભોગવી રે લાલ, દેવા ગણિકા નાર હો ॥ ભ૦ ॥ દ્રુપદ રાજા ઘેર અવતરી રે લાલ, ચૂલણી કૂખે દ્રોપદી નાર હો ॥ભ૦॥ સા૦ ॥ ૩૧ ॥ પાંચ પાંડવ ઘેર ભારજા રે લાલ, હુઇ અતિ સુજાણ હો ॥ભ૦॥ સંયમ લેઇ સ્વર્ગે ગઈ રે લાલ. પછે જાશે નિર્વાણ હો ॥ ભ૦ ॥ સા૦ ॥ ૩૨ ॥ મહાવિદેહમાં સિદ્ધશે રે લાલ, પામશે કેવળજ્ઞાન હો ॥ ભ૦ ॥ પાંચે પાંડવ મુગતિ ગયા રે લાલ, પહોત્યા અવિચળ ઠાણ હો ॥ ભ૦ ॥ સા૦ ॥ ૩૩ ॥ ઇતિ. ॥

---

## अथ श्री निंदावारकनीसज्झाय.

મ મ કર જીવડા રે નિંદા પારકી, મ મ કરજે વિષવાદ ॥અવગુણ ઢાંકીરે ગુણ પ્રગટ કરે, મૃગમદ જિમ રે જવાદ ॥ મમ૦॥૧॥ એ આંકણી ॥ ગુણ છે પુરા રે શ્રી અરિહંતના, એવર દુજો રે કોય ॥ જગ સહુ ચાલે રે જિમ માદળ મઢયું, ગુણવંત વિરલો રે કોય ॥ ॥મમ૦॥૨॥ પુંઠ ન સુઝે રે પ્રાણી આપણી, કિમ સુઝે પર પુંઠ ॥મરમને મોસો રે કહેનો ન બોલીએ, લાખ લહે બાંધી મુઠ ॥મમ૦॥ ૩॥ રાગે દ્વેષે ચે સ્વામી હું ભરયો, ભરિયો વિષય કષાય ॥ રીસ ઘણેરી ને મુજ મન ઉપજે, કિમ પામું ભવ પાર ॥મમ૦॥૪॥ સેવા કીજેરે સુધા સાધુની, વહિયે જિણવર આણ ॥ પરાણે જઈને રે તેહશું બોલીયે, જે હોય તત્વના જાણ ॥ મમ૦ ॥૫॥ જેહમાં જેટલા રે ગુણ લ્યો તેટલા, જિમ રાયણની રે કોળી ॥ સહજ કરો જીવ સુંદર આપણો, સહજ સુંદરના રે બોલ ॥ મમ૦ ॥ ૬ ॥

---

# અથ શ્રી પાંચ ઇંદ્રિયોની સજ્ઝાય.

કાયા રૂપી બન્યો પાંજરો, તેમાં પાંચ ભુજંગનો વાસ ॥ તેહને છુટા મુકે થકે, કરે અતિશે વિનાશ ॥ હે મુરખો, ન મેલો ઇંદ્રિય મોકળી ॥ ૧ ॥ એ આંકણી ॥ જ્યોતે તે દીવો ઝળહળે; માંહી બળે ફૂદાં ને પતંગ ॥ ચક્ષુતણો રસ લોલપી, બળે દીવા કેરે સંગ ॥ હે મુ૦ ॥ ૨ ॥ વીણા વજાવે વનમાં પારધી, જેની સુરતા વીણામાં જાય ॥ શ્રોતાતણો રસ લોલપી, મૃગનું બાણે શરીર વેધાય ॥ હે મુ૦ ॥ ૩ ॥ જળમાં મ્હાલે રૂડી માછલી, તેની સુરતા તે લોટમાં જાય ॥ જીભાતણો રસ લોલપી, તેનું ગળું કાંટે વેંધાય ॥હે મુ૦॥૪॥ સાંજ પડે ને રવિ આથમે, ભમરો જઈ બેઠો કમળને છોડ ॥ પ્રાણ તણો રસ લોલપી, ગજે કીધો કમળને તોડ ॥હે મુ૦ ॥૫॥ મયગળ માતો મદ ઝરે, તેની સુરતા હાથણીમાં જાય ॥ કામ તણો રસ લોલપી, પડે અજાડી માંય હે મુ૦ ॥ ૬ ॥ એક ઇંદ્રિય જેની વશ નહિ, તેહના એહ હવાલ ॥ પાંચ ઇંદ્રિય જેની વશ નહિ, તેહના કવણ હવાલ ॥ હે મુ૦ ॥ ૭ ॥ પાંચ ઇંદ્રિય જેને વશ કરી, જાણી અથિર સંસાર ॥ તે પ્રાણી કર્મ ખપાયને, પહોત્યા કાંઇ મોક્ષ મોઝાર ॥ હે મુ૦ ॥ ૮ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી અન્યત્ર સંબંધની સજ્ઝાય.

( ધન ધન સંપ્રતિ સાચો રાજા, એ દેશી. )

કહેનાંરે સગપણ કેહની માયા, કેહનાં સજ્જન સગાઈ રે ॥ સજ્જન વરગ કોઇ ન સાથ આવે, આપે આપ કમાઇ રે ॥ કેહનાં૦ ॥૧॥ એ આંકણી ॥ મ્હારૂં મ્હારૂં સૌ કહે પ્રાણી, ત્હારૂં કોણ સહાઇ રે ॥ આપ સવારથ સહુને વહાલો, કુણ સજ્જન કુણ માઈરે ॥ કેહનાં૦ ॥૨॥ ચુલણી ઉદરે બ્રહ્મદત્ત આયો, જુઓ માત સગાઇ રે ॥ પુત્ર મારણને અગ્નિજ કીધી, લાખનાં ઘર નિપજાઈ રે ॥ કે૦ ॥ ૩ ॥ કાષ્ટપંજર ઘાલીને મારે, શસ્ત્ર ગ્રહી દોડે ધાઇ રે ॥ કોણિકે નિજ તાતજ હણિયો, તો કિયાં રહી પુત્ર સગાઈ રે ॥કે૦॥૪॥ ભરત બાહુબળ આપે લડીયા, આપ આપે સજ થઈ રે ॥ બાર વરસ સંગ્રામજ કીધો, તે કિહાં રહી ભ્રાત સગાઇ રે ॥ કે૦ ॥ ૫ ॥ ગુરૂ ઉપદેશથી રાય પ્રદેશી, સુધુ સમકિત પાઈ રે ॥ સ્વારથ વિણ સુરિકંતા

નારી, માર્યો પિયુ વિષ પાઈરે ાાકે૦ાા ૬ ાા નિજ અંગજનાં અંગજ છેદે, જુઓ રાહુકેતુ કમાઇ રે ાા સહુ સહુને નિજ સ્વારથ વ્હાલો, કુણુ ગુરૂ ને કુણુ ભાઇ રે ાા ૭ ાા સુભુમ ફરસુ રામજ દોઈ, માંહે માંહે વેઢ બનાઈ રે ાા ક્રોધ કરીને નરકે પહોત્યા, તો કિહાં રહી તાત સગાઈ રે ાા કે૦ ાા ૮ ાા ચાણાકયે તો પર્વત સાથે, કીધી મિત્ર ઠગાઈ રે ાા મરણ પામી તે મનમાં હરખ્યો, તો કિહાં રહી મિત્ર સગાઇ રે૦ ાા૯ાા આપ સ્વારથ સહુને વહાલો, કુણુ સજ્જન કુણુ માઈ રે ાા જમરાજાનો તેડો આયો, ટગમગ જોવે ભાઇરે ાા કે૦ ાા ૧૦ાા સાચો શ્રી જિનધર્મ સખાઈ, આરાધો લય લાઇ રે ાા દેવવિજયે કવિ શિષ્યનો ઇણિપરે, તત્વવિજય સુખદાઇ રે ાા કે૦ ાા૧૧ાા

---

# अथ श्री विनंतीनी सज्झाय.

વીર સુણો મોરી વીનતી, વાત મનની હો કહું જોડી હાથ કે ાા બાળકની પરે વીનવું મોરા સ્વામી હો, સુણો ત્રીભુવન નાથ કે ાા વીર૦ ાા૧ાા એ આંકણી ાા તુમ દરશન વિણ હું ભમ્યો, મુજ સ્વામી હો ભવસમુદ્ર મઝાર કે ાા દુઃખ અનંતાં મેં સહ્યાં, તે કહેતાં હો નવિ આવે પાર કે ાા વીર૦ ાા૨ાા પર ઉપગારી તમે પ્રભુ, દુઃખ ભાગો હો જગ દીનદયાળ કે ાા તેણે તુમ ચરણે આવીયો, સ્વામી મુજને હો નિજ નયણુ નિહાળ કે ાા વીર૦ ાા૩ાા અપરાધી પણ ઉદ્ધર્યો, કહું કેતા હો તોરા અવદાત કે ાા સાર કરો હવે માહરી, મનમાહી હો આણી મોરી વાત કે ાાવીર૦ાા૪ાા અવગુણી પણ ઉદ્ધર્યો, તે ઉપર હો કરિ કરૂણા સ્વામ કે ાા પરમ ભગત હું તાહરો, તંને તારૂં હો નહિ ઢીલનું કામ કે ાા વીર૦ ાા ૫ ાા શુળપાણિ પ્રતિબુઝવ્યો, જેણે કીધો હો તુજને ઉપસર્ગ કે ાા ડંક દિયો ચંડકોશીએ, તોયે કીધો હો તસ આઠમો સર્ગ કે ાાવીર૦ ાા૬ાા ગોશાળે અવગુણ ઘણા, કીધા તોરા હો બોલ્યો અવરણવાદ કે ાા તે બળતો તેં રાખીયો, શીતલેશ્યા હો મૂકી સુપ્રસાદ કે ાાવીર૦ાા૭ાા એ કોણ છે ઇંદ્રજાળીયો, એમ કહેતો હો આયો તુમ તીર કે ાા તે ગૌતમને તેં કીયો, પોતાનો હો કાંઇ તન વજીર કે ાા વીર૦ ાા ૮ ાા વયણ ઉત્થાપી તાહરાં, જે જાઘડયો હો તુજ સાથે જમાળિ કે ાા તેહને પણ પંદરે ભવે, શિવગામી હો કીધો તેં કૃપાળ કે ાા વીર૦ ાા ૯ ાા અઈમુત્તો ઋષિ જે

રચ્યો, જળમાંહી હો બાંધી માટીની પાળ કે ાા તરતી મેલી પાતરી તેં તાર્યો હો તેહને તતકાળ કે ાાવીર૦ાા૧૦ાા બાર વરસ વેશ્યા ઘરે, રહ્યા મૂકી હો કાંઇ સંયમ ભાર કે ાા તે નંદીષેણ ઉદ્ધર્યો, શિવપદવી હો દીધી તસ સાર કે ાા વીર૦ાા૧૧ાા પંચ મહાવ્રત પરિહરી, ઘરવાસે હો રહ્યો વર્ષ ચોવીશ કે ાા તે પણ આર્દ્રકુમારને તેં તાર્યો હો કાંઇ વીશવા વિશ કે ાા વીર૦ ાા ૧૨ ાા રાય શ્રેણિક રાણી ચેલણા, રૂપ દેખી હો ચિત્ત ચુક્યા જેહ કે ાા સમવસરણ સાધુ સાધવી, તેં કીધા હો આરાધિક તેહ કે ાાવીર૦ાા૧૩ાા વ્રત નહી નહી આખડી, નહિ પોષધ હો વળિ નહી તસ દિખ્ખ કે ાા તે પણ શ્રેણિક રાયને, તેં કીધો હો સ્વામી આપ સરીખ કે ાાવીર૦ ાા ૧૪ ાા એમ અનેક છે ઉદ્ધર્યા, કહું કેતા હો તોરા અવદાત કે ાા સાર કરો હવે માહરી, મનમાંહી હો આણી મોરી વાત કે ાા વીર૦ ાા ૧૫ ાા સંયમ શુદ્ધ પળે નહી, નહી તેવું હો મુજ દર્શન જ્ઞાન કે ાા પણ આધાર છે એટલો,એક તાહરો હો ધરૂં નિશ્ચય ધ્યાન કે ાાવીર૦ાા૧૬ાા મેહ મહીતળે વરસતો, નવિ જોવે હો તેહ ઠામકુઠામ કે ાા ગિરુઆ સહજે ગુણ કરે, સ્વામી સારો હો મુજ વંછિત કામ કે ાાવીર૦ાા૧૭ાા તુમ નામે સુખ સંપદા, તુમ નામે હો જાવે દુઃખ દૂર કે ાા તુમ નામે વંછિત ફળે, તુમ નામે હો નિત્ય આનંદ પૂર કે ાા વીર૦ ાા ાા ૧૮ ાા કળશ ાા ઈમ નગર જેસલમેર મંડન, વીર જિન ચોવીશમો ાા શાસન નાયક સિંહ લંછન, સેવતા સુરતરૂ સમો ાા૧૯ાા જિનચંદ ત્રિશલા માત નંદન, સકળચંદ કળા નિલો ાા વાંચનાર્થે સમય સુંદર, થુણ્યો ત્રિભુવન ગુણ તિલો ાા ૨૦ ાા ઈતિ. ાા

---

## शतावधानी पंडितश्री रत्नचंद्रजी कृत पदो वीर प्रभुनी स्तुति विषे.

રાગ આઢ–ગુણવંતી ગુજરાત એ લય.

જયવંતા પ્રભુવીર, હમારા જયવંતા પ્રભુવીર;
શાસન નાયક ધીર, હમારા જયવંત પ્રભુવીર. એ ટેક,
શાસ્ત્ર સરોવર સરસ આપનું, તત્ત્વ રસે ભરપૂર;
તેમાં ન્હાતા તરતાં નિત્યે, શુદ્ધ થાય અમ ઉર. હમારા૦ ૧
સાત્વિક ભાવે જેહ પ્રકસ્યું, વાસ્તવિક તત્ત્વ સ્વરૂપ;

આસ્તિકતામાં રમિયે તેથી, આનંદ થાય અનૂપ. હમારા૦ ૨
આપ પ્રકાશિત જ્ઞાન બગીચે, ખીલ્યાં છે બહુ ફૂલ;
સુગંધિવાયુની સરલ લ્હેરથી, અમે થઇએ મશગુલ, હમારા૦ ૩
આપ વિશાલ વિચાર ભુમિયે, ઉછર્યો કલ્પ અંકુર;
રસ ભર તેનાં ફલ ચાખીને, રહેશું આપ હજુર, હમારા૦ ૪
નામ આપનું નિશદિન પ્યારે, રમી રહ્યું અમઉર;
તેની ખાતર પ્રાણ અર્પવા, અમે છીયે મંજુર, હમારા૦ ૫
માર્ગ બતાવા અમ ઉપર જે, કર્યો મહા ઉપકાર;
અર્પણ કરિએ સર્વ તથાપિ, થાય ન પ્રત્યુપકાર. હમારા૦ ૬
ચરણ આપના શરણ હમારે, મરણ જન્મ જાય દૂર;
લોભી ચાતક રત્નચંદ્ર જ્યમ, તમ દર્શન આતૂર. હમારા૦ ૭

---

## ધનની તૃષ્ણા ન રાખવા વિષે.

" અરે શું માનવનું અભિમાન એ રાગ. "

ધરે શું ધનનું નિશદિન ધ્યાન, કલ્પના કરી કરીરે;
ધારણા ધરી ધરી રે. એ ટેક.
જાણે તું મુજ સાથ આવશે, આ આરે ખરે;
પણ આખર પસ્તાવો થાશે, આમાંરે ખરે. ધરે શું૦ ૧
હાથી રથો સાથી હવેલી સાહેબી જેની હતી;
કરતાં હજારો હાથ જોડી માનથી જેને નતિ,
દોલત દમામ તમામ હામો કામ જેને લાગતી;
અંતે ગયા તે હાથ ઘસતા ચાલી ના એકે રતિ. ધરે શું૦ ૨
સ્વચ્છતા મનની ગુમાવી કામ બદનામી કરી,
રે જીંદગી દુષિત બનાવી સત્યતાને પરહરી;
લાખો કદાપિ મેળવી તેમાં તું શું મલકાય છે,
જોતો નથી વિષ વૃક્ષ કેરા, મૂલિયા રોપાય છે. ધરે શું૦ ૩
ધનતરંગના રંગ ક્ષણિક આ જોતો શું નથી,
અનંત ભોગનો ભંગ પલકમાં જોતો શું નથી. ધરે શું૦ ૪
સંતોષ સુખનો લેશ પણ ધન કલેશમાં દીઠો નહીં,
તૃષ્ણા તણા તણખાથી શાન્તિ ભસ્મીભુત બને સહી;

રે ! માનવી બહુ મૂલ્ય છે આ રત્ન તારા હાથમાં,
ફેંકીશ નહીં તેને કદી લોભીજનોના સાથમાં. ધરે શું૦ ૧

---

## સમય ન ગુમાવવા વિષે.

" મન તું ગમાર થામાં " એ રાગ.

ભુલ તો હવે તું ખામાં, વીરને વિસારી જામાં, એ ટેક, પામે બહુ વાર વેલા, ખેલ તો ખેલ્યા અખેલા ॥ કામ તેં કર્યાં નકામાં વીરને૦ ॥ ભુલ૦॥ ૧ ॥ શાન્તિનો ભર્યો છે હોજ, મુકી તેની શાન્ત મોજ, ધુમળાચકે મૂંઝામાં, વીરને૦ ॥ ભુલ૦ ॥ ૨ ॥ દ્રાખ સ્વાદને વખોડી, લિમ્બોલીસું વૃતિ જોડી, કાક મેળમાં ગણામાં, વીરને૦ ॥ ભુલ૦ ॥ ૩ ॥ વિષય વિલાસ વામી, કામનાને કાપ કામી, વાસન વશે તણામાં, વીરને૦ ॥ ભુલ૦ ॥ ૪ ॥ ધર્મ સાધનોને પામી, રં નહીં રાખ ખામી, ધમાધમમાંહિ ધામાં, વીરને૦ ॥ ભુલ૦ ॥ ૫ ॥ સમય ચૂક જો કરી તેં, જાણુ તું ડુબ્યો સરિતેં, હવે બેવકુફ થામાં વીરને૦ ॥ ભુલ૦ ॥ ૬ ॥ લોભ લુંટારો ફરે છે, દીઠું દ્રવ્ય તે હ છે. સાવધાન રહે ઠામાં, વીરને૦ ॥ ભુલ૦ ॥ ૭ ॥ ધર્મ રત્નનો ખ જાનો, રાખી સાથ તે મજાનો, મ્હાલ મોક્ષની મઝામાં, વીરને૦ ॥ ભુલ૦ ॥ ૮ ॥

---

## સત્સંગ કરવા વિષે

" પહેરી ચોળી લટકો મટકો કરતાં આવ્યાં " એ રાહ,

ચેતી જોને ચાલ્યો સમય નહીં આવે, ગાફલ થઈને વેળ રખે તું ગમાવે; છે ભવાટવી આ મ્હોટી, ઉભા લુંટારા કોટી લુંટે લે જો ગાફલ થાવે ॥ ચેતી૦ ॥ ૧ ॥ સિંહ સાવજ મ્હોડા ફાડે બેઠા છે પુંછ પછાડી, તેની મધ્યે ઉગરવા છે બહુ મુશ્કેલી, ગુ ચરણે, શરણે જો બેઠા તું, તોજ ફાવે ॥ ચેતી૦ ॥ ૨ ॥ ગુરૂ શાસ્ત્ર શસ્ત્રો રાખે, નિર્ભય માર્ગ વલી દાખે, જ્યાં ચોરો નહીં કહિ બી રાવે ॥ ચેતી૦ ॥ ૩ ॥ ત્રણુ અમુલ્ય રત્નો આપે, લાંબો રસ્તો ઝ કાપે, તટ પ્હોંચાડી મોક્ષભૂમિયે થાપે, શીખ રત્ન, કરી યત્ન, માં જો, શુદ્ધ ભાવે ॥ ચેતી૦ ॥ ૪ ॥

---

## वृद्धने शिखामण विषे.

" ઉર વાધે છે પરિતાપ, વચન તુજ સાંભળીરે " એ રાગ.

થઇ આખર મૂરખ ચેત હવે અવસાનમાંરે, એ ટેક. જુવાનીની અંધ ચમકમાં, ગર્વની ટોંચે ચઢયો તું ખલકમાં; પલક પલકમાં, રમિયો મદ મેદાનમાંરે ॥ થઇ૦ ॥ ૧ ॥ વનિતાને તું પરવશ પડિઓ, વિષયાતુર થઇને લડથડીઓ; સમય ખોઇ આથડિઓ વેશ્યા ગાનમાંરે ॥ થઇ૦ ॥ ૨ ॥ દોલત પામી દમામ ઘણેરો, રાખ્યો તેં કેવડા વા વડેરો; પાઇ ગણી તેં વેરો, સુકૃત દાનમાંરે ॥ થઇ૦॥૩ ॥ સળગાવ્યા હોકાને સગડી, ભાંગ ઘણી નિશદિન તેં રગડી; બુદ્ધિ તારી બગડી મદિરા પાનમાંરે ॥ થઇ૦ ॥ ૪ ॥ લટકે ચટકે પદ તું ધરતો, સત્ય વચન તો કહિ ન ઉચરતો; નર થઇ ફરતો જુગટીયાની જાનમાંરે ॥ થઇ૦ ॥ ૫ ॥ મારૂં મારૂં કરીને મરતો, નોકર પર બહુ રોષ તું ધરતો; ઉન્મત્ત થઇ વિચરતો, ધનના ધ્યાનમાંરે ॥ થઇ૦ ॥ ૬ ॥ હાટ હવેલી મહેલ બંધાવ્યો, અતિ ઉંડો પાયો નંખાવ્યો; નિજ પાયો ન વિચાર્યો, મદ મસ્તાનમાંરે ॥ થઇ૦ ॥ ૭ ॥ જુવાનીનો વખત ગુમાવ્યો, કેવલ અંધ અંધાર કમાયો; ઘરડો તોય ગણાયો, તે સેતાનમાંરે ॥ થઇ૦ ॥ ૮ ॥ પહોર હવે પાછળનો આતો, અરધ ઘડી દિવસ છે જાતો; અસ્ત થતો દેખાતો, સ્હેજે ભાનમાંરે ॥ થઇ૦ ॥ ૯ ॥ અંત લગી માયા નવ છાંડી, ફૂટ ફુટી કાચી તન હાંડી; મતિ થઇ ગાંડી રાંડી, પડયો નુકશાન માંરે ॥ થઇ ॥ ૧૦ ॥ નરભવ ખોઇ નરકે પડશે, જમના હાથ સપાટે ચડશે; આંખ ઉઘડશે ત્યારે, સમજીસ શાનમાંરે ॥ થઇ૦ ॥ ૧૧ ॥ ઓગણીસેં બાસઠ સાલ ઉલ્હાસે, માસ અષાઢે શુક્ર અમાસે, રત્ન પ્રકાશે પદ આ, રહીને થાનમાંરે ॥ થઇ૦ ॥ ૧૨ ॥



## बार भावनायुक्त भावदीवाली.

" પુનમ ચાંદનીનો રાગ.

ભવ્યો ભાવના ભાવીને ભવભય હરોરે, ઉત્તમ દિવાલી પરવ આવ્યું આજ, ભવ્યો. એ ટેક

સુખ સંપત ને સાહેબી ધન ધાન્ય અરૂ ધામ, છે ક્ષણભંગુર કારિમા, વનવાડી આરામ, એમ સૂચવે અનિત્યતા સરવે તણીરે,

દીપશિખા વાયુ કંપી વારોવાર ॥ ભ૦યો૦ ॥ ૧ ॥ ફટાકિયો ફુટી જતાં, નહીં લાગે જેમ વાર, તેમ એક પલમાં છુટશે, સકલ સંબંધ વ્યવહાર, શરણુ મરણુ વેળાએ કોઈ નહીં થશેરે, રાખ્યો નહીં જો ધર્મ પર આધાર ॥ ભ૦યો૦ ॥ ૨ ॥ વ્યાપારી વહિવટ કરી, સરવૈયો કરે આજ, તેમ ભવમેળ તપાસીને, સાધી લ્યો નિજ કાજ, કાલ અનંતો કર્મને વશે થઈરે, ભમ્યા ભવાટવીમાં પામ્યા નહીં પાર ॥ ભ૦યો૦ ॥ ૩ ॥ જેમ બંદુકથી છુટતી, ગોલી એકલી જાય, તેમ અંતે આ જીવને, જવું ખરે બિન સ્હાય, ભવોભવમાંહિ અનંત સંબંધ કર્યારે, પણ થયો નહીં અંતે કોઈ સંઘાત ॥ ભ૦યો૦ ॥ ૪ ॥ ભાઈ ભગિનીને ભામની, માત તાત પરિવાર, નહિ તારા તું એહનો મતલબના સૌ ચાર, એમ જુદા થતા ભાગીદારે સૂચવેરે, ખરૂં અન્યત્વ ભાવનાનું સ્વરૂપ ॥ ભ૦યો૦ ॥ ૫ ॥ ક્ષણમાં જેના સંગથી, ઉત્તમ વિણશી જાય, સ્નાન વસ્ત્ર ધરણે કરી, તેહની શુદ્ધિ ન થાય, માંસ લોહીમય દેહમાં શું મોહી રહ્યારે, કરો યત્ન જેથી આત્મશુદ્ધિ થાય ॥ ભ૦યો૦ ॥ ૬ ॥ ભોજન નવનવલા જમે, પુણ્ય પ્રભાવિક શેઠ, રોગે પીડયો ભિક્ષુજન, કરે પેટની વેઠ, એહ આશ્રવના અધમફલ જાણી કરીરે, તમે રોકો આશ્રવ બેતાલીશ ભેદ ॥ ભ૦યો૦ ॥ ૭ ॥ વીર પ્રભુ શાસન ધણી, પામ્યા પદ નિરવાણ, અતિ મંગલ દિન આજનો, કરો નિયમ પચ્ખાણ, સંવર ભેદ સતાવન શાસ્ત્રમાં સમજાવિયોરે, જાણી પાલો આજે સંવર શુદ્ધ સ્વરૂપ ॥ ભ૦યો૦ ॥ ૮ ॥ બલતા દીપે તેલ જેમ, ક્ષણ ક્ષણ ઘટતું જાય, તેમ તપસ્યાના યોગથી, કર્મ નિર્જરા થાય, શુદ્ધ લેશ્યા શુદ્ધ પરિણામે ચઢિયા થકાંરે, સર્વ કર્મરજ બાળી મોક્ષ જવાય ॥ ભ૦યો૦ ॥ ૯ ॥ શરાવલાના યોગથી, લોક સ્વરૂપ નિરધાર, જોજન અસંખ્યાતનો પામે નહિ કોઈ પાર, એમાં સરસવ માત્ર શૂન્યસ્થાન રહ્યું નહીં રે, જિહાં બાંધી હોય ન જન્મમરણની જાલ ॥ ભ૦યો૦ા ॥ ૧૦ ॥ ભૂપતિ દેશ અઢારના આવ્યા પ્રભુજીની પાસ, વીરે ઉત્તમ બોધ જે, આપ્યો તેમને ખાસ, તેહ બોધ સુધારસ સ્વાદ તમે આજે લહોરે, જુવો તેથી કેવી ચિત્ત સમાધિ થાય ॥ ભ૦યો૦ ॥ ૧૧ ॥ સોલ પહોરના બોધમાં, ભાંખ્યું ધર્મ સ્વરૂપ, છોડી આલપંપાલને આરાધો તે અનૂપ, ધર્મ જહાજે બેસો તેહ તમોને તારશેરે, નક્કી માનો તેહ મંગલિક રૂપ ॥ ॥ ભ૦યો૦ ॥ ૧૨ ॥ સત્યશીલ રૂપ રંગથી,, રંગો

મનમંદીર, ધર્મ ધ્યાન રૂપ આસને, બેસો થઈને ધીર, જ્ઞાન દીપે કરી આતમને અજવાળજોરે, દયા ક્ષમા રૂપી હાંડી ઝુમર સાથ ॥ ભ૦પ્યો૦ ॥ ૧૩ ॥ બાર ભાવના ભાવવા, મલી સામગ્રી આજ, ભાવો ભાવ દીવાલીને કરવા આતમ કાજ, ખેડાઈ ગામે ઓગણીશ એકસઠ દીવાલી દિનરે, રચી રત્ન મુનિયે ભાવદીવાલી ખાસ ॥ ભા૦પ્યો૦ ॥ ૧૪ ॥

---

# पंडित महाराजश्री गुलाबचंदजी स्वामीकृत काव्यो

## अध्यात्म विषे.

" રાગ પીલુ. "

દેખો ખ્યાલ જગના એ અસ્થિર તમાસા, રહે પલ સ્થિર નહીં જયું પાણીમેં પતાસા, દેખો૦ ॥ એ ટેક ॥ દુઃખદાયી જાયા ધન રાચ્યો નહીં તનવન, ચાલવું એકિલું અંતે છોડિ સબ આશા ॥ દેખો૦ ॥ ૧ ॥ સંધ્યા કેરો વાન જેમ આયુ છે અસ્થિર તેમ તજી ક્રોધ સમતામાં કરલે નિવાસા ॥ દેખો૦ ॥ ૨ ॥ સિદ્ધાંતોને પઢી પઢી બાંધી છે કુમત મઢી, ચઢી ન સુમત વેલ્લી ગઢી વાદપાસા ॥ દેખો૦ ॥ ૩ ॥ ગણાયો ચતુરકથ બનાયો અનેક સથ્થ, તોહિ ન ટલત ભવ આવે મોયહાંસા ॥ દેખો૦ ॥ ૪ ॥ વ્યવહાર ખટપટ મોહ્યો દ્રવ્ય સુખ શઠ, શોધ્યું ન આતમમૂલ રાખી પરપ્યાસા ॥ દેખો૦ ॥ ૫ ॥ પરભાવપેખી બાજી થાય છે શું મન રાજી, ત્યાગી દે સત્વર ધર નિજઘર આશા ॥ દેખો૦ ॥ ૬ ॥ સંસારકો છોડી વાસ. પામે પદ અવિનાશ, ગુલાબકું એહિ બિન ઔર નહીં પ્યાસા ॥ દેખો. ॥ ૭ ॥

---

## विनय विषे

" જોબનીયાનો લટકો દહાડા ચારનો " એ રાગ,

વિનય કરો મુનિ આતમ સુખને કારણે, વિનય ધર્મ જગ જિન શાસનનું મૂલ જો, વિનય થકી જીવ શિવલક્ષ્મી વેગે લહે, વિનય તજે તે થાય ધર્મ પ્રતિકૂલજો ॥ વિનય૦ ॥ ૧ ॥ શૈલક રાજઋષિનો પંથકે પ્રેમથી, ત્રિવિધ યોગે સેવ્યો વિનય સુખ દાયજો, રાગ દ્વેષના તિક્ષણ બંધન છેદીને, થયા વેગે અક્ષય પુરિના રાયજો ॥ વિનય૦ ॥ ૨ ॥ ચક્રવર્તીનો દાસ પ્રથમ દિક્ષા લિયે, તો તેનો નવ

ચૂકે વિનય નર દેવજો, સિંહાસને સ્થાપ્યો કદિ નૃપ વય નાનડો, તો પણ વૃદ્ધ પુરૂષ કરે તસ સેવજો ॥ વિનય૦ ॥ ૩ ॥ શિષ્યસ્વછંદી પાંચસો ગર્ગાચાર્યના, ગુરૂયે ત્યાગ્યા જાણ્યા ઘણા અવિનીતજો, સિંહગિરીના શિષ્યને નજરે જોઇને, શાનથી સમજી શિખ્યા રૂડી રીતજો ॥ વિનય૦ ॥ ૪ ॥ ઉત્તરાધ્યયનને દશવૈકાલિકે ભાંખિયો, વિનય ધર્મ બહુ ધર્મ તણો આધારજો, વિનય આરાધ્યે આરાધિક પદવી લહે, વિરાધ્યે વિરાધક પદ નિરધારજો ॥ વિનય૦ ॥ ૫ ॥ અપરાધિ અવિનીત અજોગ આવી મળે, શશી સમ શીતલ ગુરૂને પમાડે તાપ જો, ચંડગુરૂને શિષ્ય વિનિતજો સાંપડે, પામી પ્રસાદને ટાલે સર્વ સંતાપજો ॥ વિનય૦ ॥ ૬ ॥ વિનય થકી જપ તપ સંયમ વિદ્યા સવિ, વૃદ્ધિ પામે જેમ પશ્ચિમ રવિ છાંયજો, સર્વ ગુણોનું આદિ સ્થાનક વિનય છે, માટે ધરજો વિનયથી પ્રેમ સદાય જો ॥ વિનય૦ ॥ ૭ ॥ ઓગણીશે ચુમાલીશ સુંદર સાલમાં, વિનય પ્રશંસ્યો મુનિજનના હિતકાજજો, પૂજ્ય નથુજી સ્વામીના ગુલબાસની, શિક્ષા ધાર્યે થાય જગત શિરતાજજો ॥ વિનય૦ ॥ ૮ ॥

---

## ભાવદીવાલી.

"રાગ પીલુ,"

ભાવ ધરીને ધર્મ કરો નિત, દીવાલી પર્વ આવ્યું છે ઉછાંહી ભાવ ધ૦ ॥ એ ટેક ॥ રાય સિદ્ધાર્થ નંદન આયા; ઉદ્ધાર કરન પાવાપુરમાંહી, ॥ ભાવ ધ૦ ॥ ૧ ॥ હસ્તિપાલ રાજા અરજ ઉચારે, વિનતિ સ્વીકારો ચોમાસાની આંહી, ॥ ભાવ ધ૦ ॥ ૨ ॥ માની વીનતિ પ્રભુ રહ્યા ચોમાસુ, સદ્બોધ કરવા પ્રાણીને ત્યાંહી. ભાવ ધ૦ ॥૩॥ દેશ અઢારેના રાય સુણીને, પ્રભુ દર્શને આવ્યા છે ઉમાંહી, ॥ભાવ ધ૦ ॥૪॥ લશ્કર દેખી ગોધણ નાઠો, ધનતેરશ તિથી તેથી કહાઈ, ॥ ભાવ ધ૦ ॥ ૫ ॥ નર સુરવૃંદે નભ છવાયું, કાલીચઉદશ તિણ દિનથી ગવાઇ ॥ ભાવ ધ૦ ॥ ૬ ॥ ઠામ ઠામ દેવી દેવ પ્રભુતાઇ, વિસ્તર્યોથી દિવાલી શાસ્ત્રે લખાઇ, ॥ ભાવ ધ૦ ॥ ૭ ॥ સોલ પહોર લગે દેશના આપી, અંતે નિશ્ચલ ધ્યાન લગાઈ, ॥ ભાવ ધ૦ ॥ ૮ ॥ આશ્વિન્ અમાવાસ્યા પાછલી રાતે, મોક્ષ સિધાવ્યા શ્રીવીર જિનરાઈ, ॥ ભાવ ધ૦ ॥૯॥ નિર્વાણ મહોછવ સુર નર કરીને, ગયા સૌ નિજ ઠામે મોં વિલખાઈ

ભાવ ધ૦ ॥ ૧૦ ॥ માટે તિણુ દિવસે ભાવ દિવાળી, કરવતા હોવે નિત્ય મંગલ ભાઇ ॥ ભાવ ધ૦ ॥ ૧૧ ॥ મનસ્વચ્છરૂપી વસ્ત્ર પહેરી, શીલ શણુગારે શરીર શોભાઇ ॥ ભાવ ધ૦ ॥ ૧૨ ॥ જિન માર્ગરૂપ દેશમાં વિચરો, જ્ઞાનામૃત ભલુ ભોજન ખાઇ ॥ ભાવ ધ૦ ॥ ૧૩ ॥ સમકિત દીવો કરમાં ધરીને, અજ્ઞાન તિમિર મુકો દૂર ઉડાઇ ॥ ભાવ ધ૦ ॥ ૧૪ ॥ લેશ માત્ર એ ભાવ દિવાલી, ગાઇ સંઘ હેતે દૃઢ મન ઠાઇ ॥ ભાવ ધ૦ ॥ ૧૫ ॥ કચ્છ અંજારે વીર ગુલાબે, દિવાલી જોડી પિલુ રાગ માંઇ ॥ ભાવ ધ૦ ॥ ૧૬ ॥

---

## વિહાર કરતી વખતે શ્રાવકોને શિખામણ આપવા વિષે.

"ઓધવજી સંદેશો કેજો શામને" એ રાગ.

શ્રાવકજી સહુ જૈનમાર્ગ અજવાલજો, વેર વિરોધી કારણુ કરીને દૂરજો, પ્રેમ ધરીને નિત્ય નિયમ વ્રત પાલજો, અરિહંતનું રાખી સમરણુ ઉરજો ॥ શ્રા૦ ॥ ૧ ॥ શ્રવણુ કરેલી શિખ સદા સંભાળજો, ગુણુગ્રાહક ગુણુવાન બની ગંભીરજો, અવગુણુ અંતર ઘટઠાના અલગા કરી, પવિત્ર થઇને પામો ભવજલ તીરજો, ॥ શ્રા૦ ॥ ૨ ॥ ઇંદ્રતણુા સુખ અનેક વખતે પામિયા, ભારે પામ્યા રાજ્ય લક્ષ્મી ભંડારજો, પરમ પ્રકાશક પરમ પંથ નવ પામિયા, પામ્યા નહીં કદિ સમદૃષ્ટિ સુખકારજો, ॥ શ્રા૦ ॥ ૩ ॥ કાલ અનંતો આથડીયા અજ્ઞાનમાં, જન્મ મરણુનાં ખમિયાં દુઃખ અપારજો, કોઇક સારા સુકૃતના સંયોગથી, આર્યકુલમાં પામ્યા નર અવતારજો ॥ શ્રા૦ ॥ ૪ ॥ પરિહરજો તમે પરિચય પાપી લોકનો, સદ્‌ગુણીયલ સજ્જનનો કરજો સંગજો, દોષ રોષ દુઃખદાયકને દૂરે કરી, ભવહર પ્રભુને ભજજો ધરી ઉમંગજો ॥ શ્રા૦ ॥ ૫ ॥ વિષયવાસના વિકથા વહેમ વિસારજો, અંતરઘટના વિષથી પામી વિરામજો, સત્ય શીલના સુંદર ધરી શિણુગારને, પાપ તાપ તજી પામો અવિચલ ધામજો ॥ શ્રા૦ ॥ ૬ ॥ મરતાં સુધિ પણુ મિથ્યા વચન ન બોલવું, ઉદાર બનીને કરજો પર ઉપકારજો, કજીયા કલેશ કુસંપ કદિ કરવા નહિં, સદ્‌ગુરૂની સંગતનો એ છે સારજો ॥ શ્રા૦ ॥ ૭ ॥ ધામ ધરા સંપત્તિ સ્વપ્ન સમાન છે, વિનાશ થાતાં ક્ષણુ નવ લાગે વારજો, માટે

મિથ્યા સ્વરૂપ તજી મનડા થકી, ભાવિક થઇને ભજજો ભય હરનારજો ॥ શ્રા૦ ॥ ૮ ॥ સદ્ગુરૂનો સદ્બોધ સ્મરણમાં રાખજો, પવિત્ર પંથે કરજો નિત્ય પ્રયાસજો, વિષમ દશા અંતરની સહુ અલગી કરી, ગુલાબચંદ્ર વૈરાગે કરી વાસજો ॥ શ્રા૦ ॥ ૯ ॥

---

# અથ શ્રી ગજસુકુમાલનું દ્વીઢાલિયું.

## ॥ ઢાલ ૧ લી ॥

સરસતિ સમરૂં શારદારે, પભણું સુગુરૂ પસાય ॥ ગજસુકુમાળ ગુણે ભર્યો રે, ઉલટ અંગ સવાય ॥ મોરા જીવન, ધર્મ હૈયામાં ધાર ॥૧॥ એ આંકણી ॥ દીપે નગરી દ્વારિકાં રે, વસુદેવ નરપતિ ચંદ ॥ શ્રી કૃષ્ણ રાજ્ય કરે તિહાં રે, પ્રગટયો પૂનમ ચંદ ॥મો૦ ॥૨॥ ન્યાયવંત નગરી ધણી રે, બળિયો બળભદ્ર વીર ॥ કોઇ કળા ગુણે કરી રે, આપે અતિ મન ધીર ॥ મો૦ ॥ ૩ ॥ સ્વામી નેમિ સમોસર્યો રે, સહસા વન મોઝાર ॥ બહુ પરિવારે પરિવર્યો રે, ગુણ મણિના ભંડાર ॥મો૦ ॥૪॥ વંદન આવ્યા વિવેકથી રે, કૃષ્ણાદિક નર નાર ॥ વાણી સુણાવે નેમિજી રે, બેઠી પર્ષદા બાર ॥ મો૦ ॥૫॥ ગજસુકુમાળ ગુણે ભર્યો રે, આવ્યા વંદન એહ ॥ વિનય કરીને વાંદીયાંરે, ત્રિકરણ કરીને તેહ ॥ મો૦ ॥૬॥ દે દેશના પ્રભુ નેમિ જી રે, આ છે અથિર સંસાર ॥ એક ઘડીમાં ઉઠ ચલે રે, કોઇ નહીં રાખણહાર ॥ મો૦ ॥ ૭ ॥ વિધ વિધ કરીને વીનવું રે, સાંભળો સહુ નર નાર ॥ ॥ અંતે કોઈ કેહનું નહીં રે, આખર ધર્મ આધાર ॥ મો૦ ॥ ૮ ॥ સ્વામીની વાણી સાંભળી રે, ગજસુકુમાળ ગુણવંત ॥ વૈરાગ્યે મન વાળિયું રે, આણવા ભવનો અંત ॥ મો૦ ॥ ૯ ॥ આવ્યા ઘેર ઉતાવળા રે, ન કર્યો વિલંબ લગાર ॥ માતા મુજ અનુમતિ દિયો રે, લેશું સંયમ ભાર ॥ મો૦ ॥ ૧૦ ॥

## ॥ ઢાલ ૨ જી ॥

કહે માતા કુમારને રે લાલ, સાંભળો ગજસુકુમાર રે ॥ પ્રવીણ પુત્ર ॥ દીક્ષા દુક્કર પાળવી રે લાલ, તું છે ન્હાનો બાળ રે ॥ પ્ર૦ ॥ અનુમતિ હું આપુ નહિ રે લાલ ॥ ૧ ॥ એ આંકણી ॥ સાંભળો સુત સુખ ભોગવો રે લાલ, મણિ માંણેક ભંડાર રે ॥ પ્ર૦ ॥ સુખ ઈહાં છે સુણો હાથમાં રે લાલ, તુમે પરિહરો કવણ પ્રકાર રે ॥

પ્ર૦ ॥ અ૦ ॥૨॥ ચાર મહાવ્રત કહ્યાં નેમિજી રે લાલ, મોંઘાં મૂલ્ય જેવાં હોય હો ॥ મોરી માત ॥ નાણું હિયે તે નહીં મળે રે લાલ, સુણ્યા અવલ મુજ એહ હો ॥ મો૦ ॥ દિયો અનુમતિ દીક્ષા લઉં રે લાલ ॥૩॥ સાંભળો સુત સંયમ ભણી રે લાલ, પંચ પારાખી જેહરે ॥ પ્ર૦ ॥ આઠ કરમ આવી નડે રે લાલ, તેહને તું કેમ જીતેશ રે ॥ પ્ર૦ ॥ અ૦ ॥ ૪ ॥ મન નિર્મળ નાળે કરૂં રે લાલ, જ્ઞાનના ગોળા જેહ હો ॥ મો૦ ॥ ઉપસર્ગ અગ્નિ દારૂ દિયું રે લાલ, ઉઠાડી દેઉં એહ હો ॥ મો૦ ॥ દિ૦ ॥૫॥ ચાર ચોર અતિ આકરા રે લાલ, લોંઠા લૂંટી જાય રે ॥ પ્ર૦ ॥ દશ દુશ્મન વળી તાહારા રે લાલ, આઠા દેવે ઘાય રે ॥ ॥ પ્ર૦ ॥ અ૦ ॥૬॥ એમ ખજાનો માહરોરે લાલ, લૂટયો કેણે ન લુટાય હો ॥ મો૦ ॥ શિયળ સેના સુધી કરૂંરે લાલ, મ્હારા દુશ્મન દુરે જાય હો ॥ મો૦ ॥ દિયો૦ ॥૭॥ મોહ મહિપતિ જે મોટકો રે લાલ, ધીરજ કેમ ધરીશ રે ॥ પ્ર૦ ॥ જાલમ એ જુગ-ને નડે રે લાલ, તેહરે તું કેમ જીતીશ રે ॥ પ્ર૦ ॥ અ૦ ॥ ૮ ॥ કોમળ મન કબાનથીરે લાલ, ભાવ ભાથો ભરપૂર હો ॥ મો૦ ॥ ત્રિ-કરણ મન તીરજ કરૂંરે લાલ, મોહ મહિપતિ કરૂં દુર હો ॥ મો૦ ॥ દિયો૦ ॥ ૯ ॥ ભોજન ભલિ ભલિ ભાતનાં રે લાલ, સુખડી સાતે ભાતરે ॥ પ્ર૦ ॥ સરસ નિરસ આહાર આવશે રે લાલ, તે ખાશો કેમ કરી ખાંત રે ॥ પ્ર૦ ॥ અ૦ ॥ ૧૦ ॥ સમકિત સાતે સુખડી રે લાલ, મન થિર મોતીચુર હો ॥ મો૦ ॥ ગગનગાંઠીયા જ્ઞાનના રે લાલ, ભાવ ભલો ભરપૂર હો મો૦ ॥ દિયો૦ ॥ ૧૧ ॥ શોવન થાળ સોહામણો રે લાલ, શાળ દાળ ઘત ગોળ રે ॥ પ્ર૦ ॥ સરણે ભોજન મન માનતાં રે લાલ, ઉપર મુખ તંબોળરે ॥ પ્ર૦ ॥ અ૦ ॥ ૧૨ ॥ કંચન થાળી કાચલી રે લાલ, સમતા શાળ ઘૃત ગોળ હો ॥ મો૦ ॥ સરસ ભોજન સંતોષનાં રે લાલ, સ્થિર મન સુખ તંબોળ હો ॥ મો૦ ॥ દિયો૦ ॥૧૩॥ ઉપસર્ગ તુજને અતિ ઘણો રે લાલ, વળિ પ-રિસહ બાવીશ રે ॥ પ્ર૦ ॥ ખમી ન શકે તું ખરો રે લાલ, પછી પસ્તાવો કરીશરે ॥ પ્ર૦ ॥ અ૦ ॥ ૧૪ ॥ ઉપસર્ગ જે મુજ ઉપજે રે લાલ, તે ક્ષમાયે કરીને ખમાય હો ॥ મો૦ ॥ પ્રીતે કરી પરિસહ સહુ રે લાલ, બળિયા જે કોઈ બાવીશ હો ॥ મો૦ ॥ દિયો૦ ॥ ૧૫ ॥ વચન સુણી વૈરાગ્યનાં રે લાલ, મૂર્છાણી તવ માત રે ॥ પ્ર૦ ॥ નયણે તે આંસુ નીતરયાં રે લાલ, સાંભળ સુત સુજાત રે ॥ પ્ર૦ ॥

અ૦ ॥૧૬॥ માન વચન માતતણાં રે લાલ, તુજને કહું છું હું એહ રે ॥ સોભાગી સુંદર ॥ સુગુણ સુતા શોમલ તણી રે લાલ, પરણો પનોતા એહ રે ॥સા૦॥ ધર્મ હૈયામાં શું ધરોરે લાલ ॥સો૦ ॥ ધ૦ ॥૧૭॥ માત મનો-રથ પૂરવારે લાલ, ન કરશો મુખ નાકારરે ॥ સો૦ ॥ ઓચ્છવ મહો-ચ્છવ કરી ઘણા રે લાલ, પરણાવું પુત્ર કુમાર રે ॥સો૦॥ધર્મ॥૧૮॥ કહે કુમાર માતાભણી રે લાલ, સાંભળો મોરી માય હો ॥મોરા માત ॥ મન મ્હારૂં વૈરાગ્યમાં રે લાલ, એક ક્ષણુ લાખેણી જાય હો ॥ મો૦ ॥ હિયો૦॥૧૯॥ માતા વિચારે ચિત્તમાં રે લાલ, રાખ્યો ન રહેએહ રે ॥ પ્ર૦॥ આશિષ આપી અતિ ઘણી રે લાલ, લિયો દીક્ષા ધરી નેહ રે ॥ પ્ર૦॥ ધર્મ હૈયા માંહી ધરોરે લાલ ॥ સો૦॥ધર્મ૦॥૨૦॥બેસાર્યો સેવકે સુત ભણી રે લાલ, ઓચ્છવ કીધો અપાર રે ॥ સો૦॥આવ્યા નેમિજી આગળે રે લાલ, ભાવે લે સંયમ ભાર રે ॥ સો૦ ॥ધ૦॥ ૨૧ ॥ માતા કહે નિજ પુત્રને રે લાલ, સાંભળ સુત સુજાણુ રે ॥ સો૦ ॥ સંયમ સુધો પાળજો રે લાલ, પામજો પદ નિર્વાણુ રે ॥સો૦ ॥ ધ૦ ॥૨૨॥ એમ આશિષ માતા હિયેરે લાલ, આવ્યાં સહુ ઘેર એહ રે ॥ સો૦ ॥ આવ્યા નેમિજી આગળે રે લાલ, ગજસુકુમાળ ગુણગેહરે॥ સો૦ ॥ ધ૦॥૨૩॥ આજ્ઞા આપો જો નેમિજીરે લાલ, કાઉસગ કરૂં સમશાન રે ॥ સો૦ ॥ મન થિર રાખીશ માહરૂં રે લાલ, પામું પદ નિરવાણુ રે ॥ સો૦ ॥ધ૦॥ ૨૪ ॥ આજ્ઞા આપી નેમિજી રે લાલ, આવ્યા જિહાં સમશાન રે ॥ સો૦ ॥ મન થિર રાખી આપણું રે લાલ, ધરવા લાગ્યા ધ્યાન રે ॥ સો૦ ॥ ધ૦ ॥૨૫॥ સોમલ સસરે દેખિયા રે લાલ, ઉપન્યું મનમાં પૂરવ વેર રે ॥સો૦॥ કુમતિ સોમલ ક્રોધે ચડયો રે લાલ. મનમાં ન આણી મહેર રે ॥ સો૦॥ધ૦॥શિર ઉપર બાંધી સુણો રે લાલ, માટી કેરી પાળ રે ॥સો૦॥ ખેર અંગાર ધખધખ્યા રે લાલ, તે મૂકુયા તતકાળ રે॥ સો૦ ॥ધ૦॥૨૭॥ ફટફટ ફુટે હાડકાં રે લાલ, તટ તટ ત્રુટે ચામરે ॥સો૦॥ સંતોષી સસરો મળ્યો રે લાલ, તુરત સાર્યું તેનું કામ રે ॥ સો૦ ॥ધ૦ ॥૨૮॥ સોભાગી શુકલ ધ્યાને ચઢયા રે લાલ, ઉપન્યું કેવળ નાણુ રે॥સો૦॥ ક્ષણુમાં કર્મ ખપાવિને રે લાલ, મુનિ મુગતે ગયા જાણુ રો॥સો૦॥ ॥૨૯॥ ગજસુકુમાળ મુગતે ગયા રે લાલ, વંદુ વારંવાર રે ॥સો૦ ॥ મન થિર રાખ્યું આપણું રે લાલ, પામ્યા ભવનો પાર રે ॥સો૦ ॥ધ૦ ॥ ૩૦ ॥ શ્રી વિજયધર્મસુરી તણો રે લાલ, રાજવિજય ઉવઝાય

રે ॥ સો૦ ॥ તસ શિષ્ય લક્ષણ ગુણે કરી રે લાલ, પભણું તે સુગુરૂ પસાય રે ॥ સો૦ ॥ ધ૦ ॥ ૩૧ ॥ સોળસેંને બાસઠ સમેરે લાલ, સાંગાનેર મઝાર રે ॥ સો૦॥ ગુણ ગાયા માસ ફાગુણે રે લાલ, શુકલ છઠ સોમવાર રે ॥ સો૦ ॥ ધ૦ ॥ ૩૨ ॥ કહે મકન મોહનતણો રે લાલ, સાધુ તણી સજ્ઝાય રે ॥ સો૦॥ ભણજો ગણજો ભલિ ભાતશું રે લાલ, પામજો ભવનો પારરે ॥ સો૦॥ધ૦॥૩૩॥ ઇતિ૦॥

---

## अथ श्री सोलसुपननी सज्झाय.

॥ દોહા. ॥

શ્રી ગુરૂ પદ પ્રણમી કરી, સોળ સુપન સુવિચાર ॥ દુસમ સમયતણા કહું, શાસ્ત્રતણે અનુસાર ॥ ૧ ॥

### ॥ ઢાલ ૧ લી. ॥

( શારદ બુધદાઇ એ દેશી. )

પાટલીપુર નયરે, ચંદ્રગુપ્ત રાજન ॥ ચાણાયક નામે, બુદ્ધિ નિધાન પ્રધાન ॥ એક દિન પોષધમાં, સૂવા રયણિ મઝાર ॥ તવ દેખે નરપતિ, સોળ સુપન સુખકાર ॥૧॥ ત્રોટક— સુખકારક વારક દુઃખકેરાં, નિરખે નૃપ વડ વખતે ॥ વાજિંત્ર તરે ઉગત સુરે, આવી બેઠો તખતે ॥ ચાણાવક નાયક મતિકેરો, આવી પ્રણમે પાય ॥ સોળ સુપન રયણાંતરે લાધ્યાં, તે બોલે નરરાય ॥ ૨ ॥ ચાલ— ધુર સુહણે દેખે, સુરતરૂ ભાંગી ડાળ ॥ બીજે આથમિયો, સૂરજ બિંબ અકાળ ॥ ત્રીજે ચંદ્ર ચાલણી, ચોગે નાચ્યાં ભુત ॥ પાંચમે બાર ફણનો, દીઠો આહ અદ્ભુત ॥ ૩ ॥ ત્રો૦— અતિ અદ્ભુત વિમાન વળ્યું, તિમ છે સુહણે દેખે ॥ કમળ ઉકરડે સાતમે આઠમે, આગિયો અંધારે પેખે ॥ સુકો સરોવર નવમે દક્ષિણ, પાસે ભરિયો નીર ॥ દસમે સુહણે સોવન થાળે, કુતરો ખાયે ખીર ॥ ૪ ॥ ચાલ-ગજ ઉપર ચઢિયા, વાનર દેખે ઇગ્યાર ॥ મર્યાદા લોપે, સાગર સુપન એ બાર ॥ મ્હોટે રથે જુતા, વાછડા તેરમે દેખે ॥ઝાંખાં તિમ રયણાં, ચૌદમે સુપને પેખે ॥ ૫॥ ત્રો૦—તિમ દેખે પન્નરમે વૃષભે, ચઢિયા રાજકુમાર ॥ કાળા ગજ બેહુ માંહો માંહે, વઢતા સોળ એ સાર ॥ એહવાં સોળ સુપન જે લાધ્યાં, સંભારે નૃપ જામા એહવે આવી દિયે વધાઈ, વનપાળક અભિરામ ॥૬॥ ચાલ—સ્વા·

મી તુમ વનમાં, શ્રુતસાગર ગુણખાણી ॥ ભદ્રબાહુ મુનીસર, ચૌદ પુર્વધર જાણી ॥ આવ્યા નિસુણીને વંદન કાજે જાય ॥ ચાણાયક સાથે, નરપતિ પ્રણવે પાય ॥ ૭॥ ત્રો૦—પાય નમીને નૃપતિ પુછે, સોળ સુપન સુવિચાર ॥ કૃપા કરી ભગવત મુજ દાખો, એહ કરો ઉપકાર ॥ તવ ગિરૂઆ ગણધર શ્રુતસાગર, બોલ્યા નરપતિ આગે॥ દુસમ આરે એહ સુપનરો, હોશે બહુળો લાગ ॥૮॥ ચાલ—સુરતરાજા ભાવે, નહિ લિયે સંયમ ભાર જી ॥ આથમ્યો સુરજ બિંબ અકાળે, તે આથમ્યું કેવળ નાણ જી ॥ જાતિસમરણ નિર્મળ ઓહિ, નહિ મનપજ્જવ નાણુ જી ॥૯॥ ત્રીજે ચાલણી ચંદ્ર થયો જે, જિનમત એણિપરે હોશે જી ॥ થાપ ઉત્થાપ તે કરશે બહુળા,કપટી કુગુરૂ વિગોશે જી ॥ ભુત નાચ્યાં જે ભુતળે ચોગે, તે કુગુરૂ કુદેવ માનશે જી ॥ દ્રષ્ટિરાગે વ્યામોહ્યા શ્રાવક, તેહના ભકતા થાશે જી ॥૧૦॥ બારફણો વિષધર જે દીઠો, તેહનું એહ ફળ જાણોજી॥ બાર વરસ દુર્ભિક્ષ તે પડશે,હોશે ધર્મની હાણો જી ॥ વળ્યું વિમાન જે આવતું પાછું, તે ચારણ મુનિ નવિ હોશે જી॥ સાતિચારિ આચારી થોડા, ધર્મે અધર્મે જાશે જી ॥૧૧॥ કમળ ઉકરડાનું ફળ એહી, નીચ ઉંચ કરિ ગણિયે જી॥ ક્ષત્રિય કુળ સુરા તેહિ પણ, વિશ્વાસીને હણિયે જી॥ આગીયા સુહણાનું ફળ જાણો, જિનધર્મે દ્દઢ થોડા જી ॥ મિથ્યાકરણી કરતા દીસે, શ્રાવક વાંકા ઘોડાજી ॥૧૨॥ સુકા સરોવર દક્ષિણ પાસે, નિર ભરિયું સુવિલાસેજી ॥ આપ ઉગારણ કાજે મુનિવર, દક્ષિણ દિશામાં જાશેજી॥ જિહાં જિહાં જિનકલ્યાણક તિહાં તિહાં, ધર્મનો વિચ્છેદ થાશેજી ॥ સંત અસંતની પેરે મનાશી, ધરમી જન સીદાશે જી ॥ સોવન થાળે ખીર ભખે જે,કુતરો દશમે સુહણે જી ॥ ઉત્તમની ઉપરાજી લક્ષ્મી, મધ્યમ બહુ પરિમાણે જી ॥ ગજ ઉપર જે વાનર ચઢિયા, તે હોશે મિથ્યાત્વી રાજા જી ॥ જિનધર્મ વળિ સંશય કરતા, મિથ્યા મતમાં તાજા જી॥૧૪॥ મર્યાદા લોપે જે સાગર, તે ઠાકુર મુકશે ન્યાય જી ॥ જુઠા સાચા સાચા જુઠા, કરશે લાંચ પસાય જી ॥ જેહ વડેરા ન્યાય ચલાવે, તેહ કરે અન્યાય જી ॥ કુડ કપટ છળ છદ્દ ઘણેરાં, કરતા જૂઠા ઉપાયજી ॥૧૫॥ મ્હોટે રથે જે વાછડા જૂત્યા, તેરમે સુપને નરેશ જી॥ વડ પણે સંયમ નહિ લેવે કોઈ, લઘુપણે કોઈક લેશે જી ॥ ભુખે પીડ્યા દુઃખે ભીડયા, પણ વૈરાગ ન ધરશે જી ॥ ગુરૂવાદિક મુકીને

શિષ્યો, આપમતિ થઈ ફરશે જી ॥૧૬॥ ઝાંખાં રત્ન તે ચૌદમે દીઠાં, તે મુનીવર ગુણ હીણા જી ॥ આગમગત વ્યવહારને છંડી, દ્રવ્યની વૃત્તિયે લીણા જી ॥ કહેણી રહેણી એક ન દીસે, હોશે ચિત્ત અનાચારજી ॥ શુદ્ધ પરંપર વૃત્તિ ઉવેખે, ન વહે વ્રતનો ભારજી॥૧૭॥ રાજકુમાર જે વૃષભે ચઢિયા, છે માંહો માંહિ નવિ મિળશે જી ॥ વિરૂઆં વૈર સગાં સંગાથે, પરશું નેહ છે ધરશે જી ॥ કાળા ગજ બેહુ વઢતા દીઠા, તે માગ્યા મેહ ન વરસે જી ॥ વિણજ વ્યાપારે કપટ ઘણેરાં, તોહી પેટ ન ભરશે જી ॥ ૧૮॥ સોળ સુપનનો અર્થ સુણીને, ભદ્રબાહુ ગુરૂ પાસે જી ॥ દુસમ સમયતણાં ફળ નિસુણી, રાજા હૈયે વિમાસે જી ॥ પુત્ર રાજ્ય ઠવી વ્રત લેઇ, સારે આ તમ કાજજી ॥ ભવિક જીવ બહુળા પ્રતિબોધ્યા, ભદ્રબાહુ ગુરૂરાજ જી ॥૧૯॥ ગુણ રાગી ઉપશમ ગુણ રંગી, વરતી પ્રસંગી પ્રાણી જી ॥ સાચી સદ્દહણાશું પાળે, મહાવ્રત પંચ સહિનાણી જી ॥ નિંદા ન કરે વદને કેહની, બોલે અમૃતવાણી જી ॥ અપરંપાર ભવજળધિ તરેવા, સમતા નાવ સમાણી જી॥ ૨૦॥ શ્રી જિનસાસન ભાસ નણુંદર, બોધિબીજ સુખકાર જી ॥ જીવદયા મન માંહે ધારો, કરૂણા રસ ભંડાર જી ॥ એ સજ્ઝાય ભણીને સમજો, દુસમ સમય વિચાર જી ॥ ધીરવિમળ કવિરાય પસાયે, નયવિજય જયકાર જી ॥ ૨૧ ॥ ઈતિ.॥

---

## अथ श्री मुनिगुणनी सज्झाय.

( અરણિક મુનિવર ચાલ્યા ગૌચરી એ. દેશી. )

નિત નિત વંદુ રે મુનિવર એહવા, જસ મુખ પંકજ પેખોજી॥ તનુ રોમાંચિત હિયડો ઉલ્લસે, વિકસે નયણ વિશેષો જી ॥ નિત૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ પંચ મહાવ્રત સુધાં જે ધરે, પાળે પંચઆચારો જી ॥ સુમતિ ગુપતિની બહુળી ખપ કરે, ગુણ છત્રીશ ભંડારો જી ॥ નિત૦॥૨॥ પાંચે ઇંદ્રિય અહનિશ વશ કરે, પાળે નવવિધ શીળો જી ॥ ચાર કષાય ન સેવે સંજતી, લક્ષણ સોહે શરીરો જી ॥ નિત૦॥૩॥ માસ શીયાળે રે બહુળો શીત પડે, વાજે શીતળ વાયો જી ॥ તપ ધરિ પોઢયા રે સમતા સેજડી, સંયમ સરિસો ભાવો જી ॥ નિત૦ ॥૪॥ ગ્રીષ્મ કાળે રે તરૂણો રવિ તપે

જીવ સહુ વાંછે છાંહ્યો જી ॥ સુરજ સામી રે લે આતાપના, ઊંચી કરિ બેહુ બાંહ્યો જી ॥ નિત૦ ॥૫॥ પાઉસ કાળે રે મેલાં કપડાં,ઝર મર વરસે મેહો જી ॥ ડાંસ મસાના રે પરસિહ આકરા, અહિયાં સહે મુનિ તેહો જી ॥ નિત૦ ॥ ૬ ॥ બાવીસ પરિસહે મુનિ અંગે ધરે મહિયલ કરે વિહારો જી ॥ ક્ષમા ખડગ લેઈ મુનિવર કર ગ્રહી, ઉપસમ રસ ભંડારો જી ॥ નિત૦ ॥ ૭॥ સમકિત માન સરોવર ઝીલતા, ચારિત્ર વનખંડ વાંસો જી ॥ તપ જપ સંયમ પાળે નિરમળાં, પાળે મનને ઉલ્લાસો જી ॥ નિત૦॥૮॥ મધુકરની પરે મુનિવર ગૌચરી, વહોરે શુદ્ધજ આહારો જી ॥ તે વળિ નીરસને વળિ થોડલો, ॥ ઘે નિજ દેહ આધારો જી ॥ નિત૦ ॥૯॥ બે કર જોડી રે વીનવીશું વળી, સ્વામી શરણે રાખો જી ॥ હૈડે સાલે રે પાપજ જે કિહાં, આળોઇશ ગુરૂ સાખો જી ॥ નિત૦ ॥ ૧૦ ॥ તીન પ્રદક્ષિણા દેઈ વાંદશું, હૈડે આનંદ પુરો જી ॥ શ્રવણે સુણશું વાણી તસ તણી, કઠિણ કરમ હર ચુરો જી ॥ નિત૦ ॥૧૧॥ વીર જિણેસર નીરતો ભાંખ્યો, તહાં લગે જિનની આણો જી ॥ દુપસહાચારજ સામ વખાણીયો, મહાનિશિથ સુ ઠાણો જી ॥ નિત૦ ॥ ૧૨ ॥ તપ પડિ વજશું રે વરતે નિરમળા, દુરિત કરે શું દુરો જી ॥ મનના મનોરથ સહુએ પુરશું, ભણે વિજયદેવ સુરો જી ॥ નિતિ૦ ॥ ૧૩ ॥ ઇતિ. ॥

---

# अथ श्री देवलोकनी सज्झाय.

સુધરમા દેવલોકમાં રે, વૈમાન બત્રીશ લાખ ॥ કેઈ ભોળા શંકા કરે રે, એ તો સૂત્ર ભગવતીની સાખ રે ॥ પુણ્યનાં ફળ જોજ્યો ॥ ૧ ॥ એ આંકણી ॥ સુધરમા દેવલોકમાં રે, પાંચસે જોજન મેહેલ ॥ સત્તાવીશે જોજન ભુંઈતળાં રે ભાઈ, એ સુખ તો નહિ સેહેલરે ॥ પુ૦ ॥ ૨ ॥ વેગ ગતિ ચાલે દેવતા રે, લાખ જોજન કરે દેહ ॥ એકેકા વિમાનનો રે ભાઇ, નાવે છઠે મહિને છેહ રે ॥ પુ૦ ॥૩॥ હાવ ભાવ કરતી થકી રે, દેવીયો આવે હજુર ॥ આ ઠામે આવી ઉપન્યા, સ્વામિ શાં કીધાં પુણ્ય પુર રે ॥ પુ૦ ॥ ૪ ॥ નામ બતાવો ગુરૂતણું રે, નિર્લોભી ઋષિરાય ॥ ભવસાગરમાં બુડતાં રે, તુમ હાથ લિધો સંબાય રે ॥ પુ૦ ॥ ૫ ॥ નિરલોભી લાલચીરે, માગી બદામ ન એક ॥ દુર્ગતિ પડતાં રાખીયોરે મને મોકલીઓ દેવલોકરે ॥ પુ૦ ॥૬॥ દેવ પ્રતે દેવીયો કહેરે, સુણો વલ્લભ મોરા નાથ ॥ નાટક જુઓ એક

અમતણું રે, પછી જઇ કહેજો સગાંને વાત રે ॥ પુ૦ ॥ ૭ ॥ એક નાટક કરતાં થકી રે, ગયાં વર્ષ હોય હજાર ॥ દેવતા મનમાં ચિંતવે રે, હવે કરવો કવણ વિચાર રે ॥ પુ૦ ॥૮॥ સઘળું કુટુંબ પુરૂ થયું રે, હવે કહેશું કેહેને જાય ॥ દુર્ગંધ ઉડે મનુષ્ય લોકની રે, હવે જાય અમારી બલાય રે ॥ પુ૦ ॥૯॥ ઉદયરતન વાચક કહે રે, દેવલોકની સજ્ઝાય ॥ ભણે ગણેને સાંભરે રે, તેનાં પાતક દૂર પલાયરે ॥પુ૦॥૧૦॥

## अथ श्री दश पच्चखाणना फलनी सज्झाय.

પ્રહ ઉઠી દશવિધ પચખાણ, સુગુરૂ સમીપ કરો નિત જાણ ॥ તેહતણાં ફળ જે છે સાર, એક મના થઈ સુણો વિચાર ॥ સો વરસ છુટે નારકી, કામ આકામા નરકે થકી ॥ નવકારશી તણે પચખાણ, એટલું ફળ ભવિયણ સહિનાણ ॥ ૨ ॥ બીજું પોરશીનું પચખાણ, વરસ સહસ એક તેહનું માન ॥ સાઢપોરિશી દસ સહસ વરીસ, એકલાખ પુરિમઢ જાણીશ ॥ ૩ ॥ એકાસણે દશલાખ પ્રમાણ, ઇંમ જાણી કરવું પચખાણ ॥ નીવિયે એક કોડી જાણ, દશકોડી વળિ એકલઠાણ ॥૪॥ વરસ કોડિ સો એકલદત્ત, જે ઉત્તમ નર કરે એક ચિત્ત ॥ આંબિલ કરતાં કોડી સહસ્સ, કર્મ ખપાવે સાહુ અવસ્સ ॥૫॥ વરસ સહસ દશકોડી જાણ, દસમું ઉપવાસનું પચખાણ ॥ છઠ્ઠતણે પચખાણે વળી, કોડિ લાખ ફળ કહે કેવળી ॥ ૬ ॥ અઠ્ઠમ કરતાં કોડિ દશલાખ, શ્રી જિનવરની એહજ ભાખા ॥ દશ કોડાકોડી વરસ, જે કરશે ફળ હોશે તસ ॥૭॥ શાસ્ત્રે કહ્યા છે એ ફળ સાર, તેહનો બોલ્યો ટબો વિચાર ॥ ઇંમ જાણી કરવું પચખાણ, જિમ પામો નિશ્ચય નિરવાણ ॥૮॥

## अथ श्री तेर काठीयानी तेर सज्झाय.

॥ દોહા. ॥

પાસ જિનેશ્વર પાય નમિ, સમરી સરસતિ માય ॥ સાન્નિધ્ય કરજે માહરી, દેવી કરિ સુ પસાય ॥ ૧ ॥ ભવિ પ્રાણી ભલે ભાવશું, સુણજો દેઈ કાન ॥ આપણ પુંયવિચારિને, પરિહરજો અભિમાન ॥ ૨ ॥ ધર્મ ફરસવા નવિ દીયે, દુર્જન કાઠીયા તેર ॥ નરક પંથ નિશ્ચે હુવે, નહિ તિહાં ફાર ને ફેર ॥ ૩ ॥

# અથ શ્રી આલસકાઠીયાની સજ્ઝાય.

( દેશી. હમીરિયાની, )

આળસ અંગથી પરિહરો, આળસ છે દુઃખદાય ।। સલૂણે ।। અક્ષચિછ આળસુ ઘર વસે, લચ્છી તે દૂર જાય ।। સલૂણે ।। આળસ૦ ।। ૧ ।। એ આંકણી ।। આળસુ અળગો ધરમથી, આળસુને સંદેહ ।। સ૦ ।। ક્ષણુ ક્ષણુ નિત નવા ઉપજે, હૈડે તે વિશ્વાવીશ ।। સ૦ ।। આ૦ ।। ૨ ।। પુણ્યે નરભવ પામીયો, ચિહું ગતિ ભમતાં જોય ।।સ૦।। ।। આરજ દેશ ઉત્તમ કુળે, ભાગ્યે જન્મજ હોય ।। સ૦ ।। આ૦ ।।૩।। આળસ પરિહરો પ્રાણીયા, ધર્મે ઉધમ માંડ ।। સ૦ ।। સામગ્ર સૂધી લહી, આળસ કાઠીયો છાંડ ।। સ૦ ।। અ૦ ।। ૪ ।। ઇંદ્રિય પૂરી પામીને, સાંભળ સૂત્ર સિદ્ધાંત ।। સ૦ ।।અ૦।। દેવ ગુરૂ ધર્મને ઓળખી સેવો મન એકાંત ।।સ૦।।આ૦।। ૫ ।। આળસે બાંધ્યા પ્રાણીયા, ન કરે ધર્મ વ્યાપાર ।।સ૦।। પામ્યો ચિંતામણી પરિહરિ, તે ગ્રહે કાચ ગમાર ।।સ૦।।આ૦।।૬।। ઉધમથી સુખ ઉપજે, ઉધમે દારિદ્ર જાય ।।સ૦।। વિદ્યા લક્ષ્મી ચાકરી, ઉધમે સફળી થાય ।। સ૦ ।। આ૦ ।। ૭ ।। આળસ ઊંઘે પીડીયા, ઇહલોકે સીદાય ।। સ૦ ।। પરલોકનું શું પુછવું, ભવોભવ દુઃખીયા થાય ।। સ૦ ।। આ૦ ।। ૮ ।। નારી નિભ્રં છે તેહને, આળસુ માંહે દીન ।। સ૦ ।। સજજનમાં શોભા નહીં, આળસુ દુઃખીયો દીન ।। સ૦ ।। આ૦ ।। ૯ ।। પાપી નર આળસુ ભલા, ધરમી ઉધમવંત ।। સ૦ ।। પંચપ અંગે ભાંખીયો, ભાવે તે ભગવંત ।। સ૦ ।। આ૦ ।। ૧૦ ।। ધર્મે દીસે બહુ આળસુ, પાપે ઉધમવંત ।। સ૦ ।। પાપે પરભવ દુઃખ લહે, ધર્મે સુખ અનંત ।। સ૦ ।। આ૦ ।। ૧૧ ।। આર્દ્ર અરણિક અર્જુન મુનિ, દઢપ્રહારી ધીર ।। સ૦ ।। આળસ ગોદડું નાંખીને, ઉધમે થયા વડવીર ।। સ૦ ।। આ૦ ।। ૧૨ ।। એહવું જાણીને ઉધમે, ધરમ કરો નર નાર ।। સ૦ ।। વીર કહે આળસ વિરમીયે, વિશુદ્ધ કરી વિચાર ।। સ૦ ।। આ૦ ।। ૧૩ ।। ઇતિ૦ ।।

---

# ૨ અથ શ્રી મોહकाठीयानी सज्झाय.

( પ્રભુની ચાકરી રે, એ દેશી. )

મોહે વાહ્યા પ્રાણીયો રે, ન કરે ધર્મ સુચંગ કે ।। મોહે મૂઝીયોરે ।।

દેવ ગુરૂ નવિ ઓળખે રે, ન કરે ઉત્તમ સંગ કે ॥ મો૦ ॥ ૧ ॥ છોકરાંમાં છકયો રહે રે, રમે રામાને ધામ કે ॥ મો૦ ॥ ઘડી અથવા અધ ઘડીરે, ન કરે આતમ કામ કે ॥ મો. ॥ ૨ ॥ હું એહનો એહ માહરો રે, એ માહરો પરિવારે કે ॥ મો. ॥ ૩ ॥ રાત દિવસ રાતો રહેરે, ભરમે ભુલ્યો ગમાર કે ॥ મો. ॥ ૩ ॥ ધર્મેં નાવે ઢુંકડો રે, બેઠો રમાડે બાળ કે ॥ મો. ॥ સુખનું મૂળ એ સુંદરી રે, અવર આળ પંપાળ કે ॥ મો. ॥ ૪ ॥ ધન ઘર રમણી કારણે રે, ન ગણે માય ને બાપ કે ॥મો૦॥ લોકોની લજ્જા પરિહરિ રે, ન ગણે પુણ્ય ને પાપ કે ॥ મો. ॥૫॥ રાગી નર બહુ દુઃખ સહે રે, જિમ જગ ચોળ મજીઠ કે ॥ મો. ॥ તલ સરસવને પીલતાં રે, વેણુ કહિય ન દીઠ કે ॥ મો. ॥ ૬ ॥ રાગ દ્વેષ મૂળ કર્મનું રે, રસનું મૂળ એ વ્યાધિ કે ॥ દુઃખનું મૂળ સનેહ છે રે, એ છાંડે હોય સમાધિ કે ॥ મો. ॥ ૭ ॥ શિવપુર જાતાં શંખલા રે, દો એ દુશ્મન જોર કે ॥ મો. ॥ સાતનું સાહ્યું નવિ રહે રે, નાઠે મોહની ચોર કે ॥ મો૦ ॥૮॥ સ્વારથીયા જગમાં સહુ રે, ભોળાને પડી ભુલ કે ॥મો૦॥ સુરીકંતા ચુલણી પરે રે, એ સંસારનું શૂળ કે ॥મો૦ ॥૯॥ એહવું જાણીને ઉદ્યમે રે, મોહને દેશે માર કે ॥મો૦॥ શૂરામાં શીરોમણી રે, સિદ્ધ વધુ ઉર હાર કે ॥ મો૦ ॥૧૦॥ શ્રીવીર કહે મોહકાઠીયો રે, વિરમો વિશવા વીશ કે ॥ મો૦ ॥ વિરમ્યાથી જગમા હશે રે, વિશુદ્ધ જગના ઈશ કે ॥ મો૦ ॥૧૧॥ઇતિ.॥

---

## ૨ अथ श्री अवज्ञाकाठीयानी सज्झाय.

( જી હો જાણ્યું અવધી પ્રયુંજને, એ દેશી. )

જી હો અવજ્ઞા કરતાં જીવડા, પ્રાણી બાંધે બહોળાં કર્મ ॥જી૦॥ ભવસાયર ભુરી ભમે, પ્રાણી દુક્કર તસ શિવશર્મ ॥ ચતુર નર, અવજ્ઞા દૂર નિવાર ॥ ૧ ॥ એ આંકણી ॥ જી૦ આપ ગુણે અરઘુડા, પ્રા૦ પરગુણ લેવા રે મૂગ ॥જી૦ બોધિબીજ દુક્કર તસે, પ્રા૦ ભવમાહે ભમે તુંગ ॥ ચ૦ ॥૨॥ જી૦ નિંદક નર એહવા હોવે, પ્રા૦ જિમ જગ લોક સ્વભાવ ॥જી૦ રૂધિર પીયે પય પરિહરે, પ્રા૦ હરખે છિદ્રે ઘાવ ॥ ચ૦ ॥૩॥ જી૦ સુધા-ક્ષમ સહાગમ તજી, પ્રા૦ પીયે નિંદક ત્રિષે પૂર ॥ જી૦ ભુંડ સૂઅર ભુખર કરે, પ્રા૦ પરિહરે દૂર કપૂર ॥ચ૦ ॥ ૪ ॥ જી૦ આપણી ઉન્નતિ કારણે; પ્રાણી અછતા પરના રે દોષ ॥ જી૦ તલ સમ છિદ્ર પરતણો, પ્રા૦ દાખવે મેરૂ લેખ ॥ ચ૦ ॥ ૫ ॥

જી૦ અવજ્ઞા કરતાં બાપડા, પ્રા૦ ન ગણે શ્રાવક સાધ ॥ જી૦ શ્વાન-પરેં ભસ્તા ફિરે, પ્રા૦ બાંધે કર્મ અગાધ ॥ ચ૦ ॥ ૬ ॥ જી૦ ધર-મ ધ્યાનથી વેગળા, પ્રા૦ સાધુ સંગમથીરે દૂર ॥ જી૦ ખર લોટે જિમ રાખમાં, પ્રા૦ છંડી ગંગાજળપૂર ॥ ચ૦ ॥ ૭ ॥ જી૦ એહવું જાણીને આદરો, પ્રા૦ સેવો સદ્દગુરૂ પાય ॥ જી૦ કારણે કારજ જાણીયે, પ્રા૦ શિવસાધન ઉપાય ॥ ચ૦ ॥ ૮ ॥ જી૦ સમભાવે રહેતાં મિળે, પ્રા૦ શિવસુખ કેરી રે સંધ ॥ જી૦ તપકીરિયા તસ ફળ હોવે, પ્રા૦ નહિ-તર હોવે બંધ ॥ ચ૦ ॥૯॥ જી૦ અવજ્ઞાકાઠીયો પરિહરી, પ્રા૦ કીજે ઉત્તમ સંગ ॥ જી૦ વીર કહે વિશુદ્ધ એહજ, પ્રા૦ શિવપુર જાવા એ અંગ ॥ ચ૦ ॥ ૧૦ ॥ ઇતિ૦ ॥

---

## ૪ અથ શ્રી માનકાઠીયાની સજ્ઝાય.

( ઇડર આંબા આંબલી રે, એ દેશી. )

માન ન કીજે માનવી રે, માન તે દુઃખ નિદાન ॥ માને હોય મલીનતા રે, જિમ જગ કોહ્યું પાન ॥ સુગુણ નર, ગર્વપણે ગુણ જાય ॥ ૧ ॥ એ આંકણી. ॥ અતિ અભિમાની આકરા રે, ન નમે દેવ ગુરૂ પાય ॥ હુંહુંકાર કરે ખર પરે રે, સાધુ સંગે નવિ જાય ॥ સુ૦ ॥ ૨ ॥ માની મનમાં ચિંતવે રે, હું એક ચતુર સુજાણ ॥ અમે કામ મ્હોટાં કિયાં રે, શું જાણે લોક અજાણ ॥ સુ૦ ॥ ૩ ॥ શૈલ થંભ જિમ સદા રહે રે, વાંકો વૈરી અભિમાન ॥ નમાવ્યો નમે નહી રે, દૂરે તસ ધર્મધ્યાન ॥ સુ૦ ॥૪॥ શું જઈએ ઉપાશ્રયે રે, કોઈ નવિ દીયે બહુ-માન ॥ ધર્મલાભ ગુરૂ નવિ દિયે રે, ઈમ બોલે અભિમાન ॥ સુ૦ ॥૫॥ મૂરખ મનમાં નવિ લહે રે, તુજમાં હોશે ગુણ ॥ આદરે આઘો બેસારશે રે, કહેવા જાશે કુણ ॥ સુ૦ ॥ ૬ ॥ માનીનું મન રાખવા રે, બોલાવી દિયે માન ॥ તિમ તિમ ફુલી હડો હુવે રે, અધિક ધરે અભિમાન ॥ સુ૦ ॥૭॥ સનેપાત એક સહજનો રે, સાકર દૂધ વળી સંગ ॥ વિણુ ઉદ્યમ વધતો હુવે રે, જેમ ગળીનો રંગ ॥ સુ૦ ॥૮॥ વરસ વને કાઉસગ રહ્યાં રે, બાહુબળિ બળવંત ॥ માન મેલી મુગતે ગયા રે, આપ થયા અરિહંત ॥ સુ૦ ॥ ૯ ॥ ચોથો ચંડાળ કાઢીયો રે, દૂર તજો અભિમાન ॥ વીર વિશુદ્ધે આદરો રે, શિવરમણી કરી સાન ॥ સુ૦ ॥ ૧૦ ॥ ઇતિ. ॥

## ५ अथ श्री क्रोधकाठीयानी सज्झाय.

( સંયમ મારગ સુધો પાળે, આતમને અજુવાળે. એ દેશી. )

પંચમો કાઠીયો પરિહરો પ્રાણી, પરમ પદનો એ વેરી ॥ ધરમ ધનનો ધૂતણહારો, જાજળમાન એ ઝેરી રે ॥ પ્રાણી, ક્રોધ કરો પરિહાર ॥૧॥ એ આંકણી ॥ સમકિત સુરતરૂ છાયા પામે, દેશવિરતિ રહે દુર ॥ સર્વ વિરતિ સુર સંપદ કેરાં, પામે નહિ સુખ પૂર રે ॥ પ્રા૦ ॥૨॥ ક્રોધે કરી મુખ હોવે કાળું, ભ્રકુટી ભયંકર રાતી ॥ કિ-ન્નાસ કુમાર સરિખો હિંસે, આતમગુણનો ઘાતી રે ॥ પ્રા૦॥૩॥ ક્રોધે આવર્યો કાંઇ ન જાણે, હિત અહિતની વાત ॥ વારે તિમ તિમ વધતો થાયે, કરે કોઈ ઉતપાતરે ॥પ્રા૦ ॥૪॥ ધરમી ઉપર દ્વેષ ધરીને, ધરમ સ્થાનક ને છોડે॥ એક ઉપર અદેખાઈ આણી, સહુ સંગાતે તોડે રે, ॥ પ્રા૦ ॥૫॥ જો એ આવશે એણે ઠામે; તો મુજ આવણ નેમ ॥ મનમેળે મછરાઈ કરતો, સદગતિ પામે કેમ રે ॥પ્રા૦ ॥૬॥ માથી મચ્છરી મુસાવાઈ. ક્રોધી કુગતિ ગામી ॥ અદિઠ કલ્યાણીયા ઉદવેગકારી, પ્રત્યક્ષ પરમાધામી રે॥પ્રા૦ ॥ ૭॥ પૂરવકોડી લગેં જે પાળ્યું, સંયમ સુખનું મૂળ ॥ દોય ઘડીમાં ક્રોધે બાળી, ધર્‍મ્યું સોનું કરે ધૂળ રે ॥ પ્રા૦ ॥૮॥ ક્રોધ અંતર દાહ સમાવો, સીંચો સદાગમ વાણી ॥ સુગુરૂ શીખ સુધારસ પીજે, વરવા શિવ પટરાણી રે ॥ પ્રા૦ ॥ ૯ ॥ ક્રોધ કાઠીયો દૂર નિવારી, અરિહંત આણા પાળે ॥ વીરવિમળ કહે વિશુદ્ધ તે નર, આતમ ગુણ અજુઆળે રે ॥પ્રા૦॥ ૧૦ ॥ ઈતિ. ॥

---

## ६ अथ श्री प्रमादकाठीयानी सज्झाय.

( ચતુર સનેહી મોહનાં એ દેશી. )

છઠ્ઠો કાઠીયો છંડીયે, આગમનો હિતકારો રે ॥ વૈરી તે વહાલા ન કીજીએ; દુર્ગતિના દાતારો રે॥ પ્રમાદ પરિહરો પ્રાણીયા ॥૧॥ એ આંકણી ॥ પ્રમાદે પૂરયા પ્રાણીયા, ઈહલોકે સીદાઈ રે ॥ પરલોકે શું પૂછવું, ભવ ભવ દુઃખીયા થાય રે ॥ પ્ર૦ ॥ ૨ ॥ મધરાયક્ષસુત ઉદ્ધારિકા, વિષય લલિતાંગ વગોયો રે॥ ક્રોધે કેઈ કુગતે ગયા, વિકથાયે ધર્મને ખોયો રે ॥ પ્ર. ॥૩॥ પ્રમાદે પુર્વ વિસરે, વિસરે અર્થ વિચારો રે ॥ રાંક થઇ તે રડવડયા, રૂળે બહુળ સંસારો રે ॥ પ્ર. ॥૪॥ રમનાયે

રસીયા કરે, વિકથા ચાર રસાળો રે૦ કરતા સરસ સંવાદને, નિરવહેત જંજાળો રે ॥ પ્ર૦ ॥૫॥ આળ જંજાળ કેઇ ઉપમા, ઝંખણા બ જંજાળો રે ॥ હાંસીમાં હરખે ઘણો, કડુઆં કર્મ રસાળોરે ॥પ્ર૦॥૬ પંચ મહાવ્રત પાળતા, પાળતા પંચ આચારો રે ॥ પ્રમાદ પરવશે જુઓ, નરકે ગયા નિરધારોરે ॥પ્ર૦॥૭॥ પ્રમાદ પરિહરો પ્રાણીઅ સેવો સદગુરૂ પાયો રે ॥ વિનય વિવેક વિચારણા, લહિયે શિવ ઉપાર રે ॥ પ્ર૦ ॥૮॥ સુગુરૂ સદાગમ સેવિયે, પરિહરો પંચ પ્રમાદોરો॥વી વિશુદ્ધ પદ એહથી, લહિયે જગ જશવાદો રે ॥ પ્ર૦॥૯॥ ઈતિ૦

---

# ૭ अथ श्री कृपणकाठीयानी सज्झाय.

( કપૂર હોય અતિ ઊજળો રે. એ દેશી. )

કૃપણપણાથી બીહતો રે, નાવે ધર્મ સુ ઠામ ॥ યાચક જનઆ થકેરે, ઉઠી જાવે કામ રે॥ પ્રાણી, જિનવાણી ધરો ચિત્ત ॥૧॥ આંકણી ॥દર્શન દુર તેહનું રે,નામ ન જંપે કોઈ॥ દર્શન નચાહે તેહ રે, ચાલે શુકન ન જોઇ રે ॥ પ્રા૦॥૨॥ કૃપીનું કુગતિયે વરે રે,સંબ ન લહે સાથ ॥ પુણ્ય કાજે એક પાઈ કો રે, હર્ષે ન આપે હાથ ॥ પ્રા૦॥૩॥ સજ્જન લોકો આવ્યા આંગણે રે, થરથર ધુજે હા ॥ પરજન દેખી પીરસતાંરે, આંખો નીચી અનાથ રે ॥ પ્રા૦ ॥૪॥બે બેટી પરણાવતાં રે, હરખે ખરચે હજાર॥ ધર્મ ઠામે લેખું ગણેરે, વીશ વિચાર રે ॥ પ્રા૦॥૫॥ ભુંજીને ભુંઇ વાવીયે રે, ઉપર ક્ષે બીજ॥ સિદ્ધક્ષેત્રે હોય સોગણું રે, અધિક હોયે રસ રીઝ રે પ્રા ॥૬॥ શાળિભદ્ર સુખ ભોગવે રે, તે તે દાન પસાય॥ શ્રેણિકસરિ રાજીયો રે, જોવા આવ્યો ઉચ્છાય રે॥ પ્રા૦॥૭॥ મૂરખ નરજા નહિ રે, દાને દારિદ્ર જાય ॥ જગ જસવાદ હોવે ઘણો રે,દાન શિવ ઉપાય રે ॥ પ્રા૦॥૮॥ કૃપણ પણું ભવિ પરિહરો રે, ઉ દીજે દાન ॥ વીર વિશુદ્ધ પદ એહ છે રે, ઇમ ભાંખે ભગવાન ॥ પ્રા૦ ॥ ૯ ॥ ઇતિ. ॥

---

# ૮ अथ श्री भयकाठीयानी सज्झाय.

( હસીને રહ્યાં લોયણાં એ. દેશી. )

કર્મ ઉદય હોયે જેહને હો રાજ, નાવે ધર્મ સુઠામ રેવાણ(

ક જન સાંભળો ॥ બીહતો રહે તે બાપડો હો રાજ, સીત તાપ બહુ તામ રે ॥ ભ૦॥૧॥ શું જઇએ ઉપાશ્રયે હો રાજ, ગુરૂ કહે ગિરૂઆં દુઃખ રે॥ભ૦॥ભોળા જનને ભોળવે હો રાજ, દેખાડે ઇમ બીક રે ॥ ભ૦ ॥૨॥ રાત દિવસ રસ રંગમે હો રાજ, વાણિવદે ઇમિ સાધ રે ॥ ભ૦ ॥ પાપ કરમ કરી પરભવે હો રાજ, દુઃખ સહે અગાધ રે ॥ ભ૦ ॥૩॥ ભમે સંસારી પ્રાણીઆ હો રાજ,આ પણ ચાલે કેમરે॥ ભ૦ ॥પાપે પેટ ભરવું સદા હો રાજ,ગુરૂભાંખે છે એમ રે ॥ભ૦॥૪॥ આપ અજ્ઞાન અવરચા હો રા, કરે જ્ઞાનીની ખીજ રે ॥ભ૦॥ દ્વેષ ધરે ધરમી ઉપરે હો રાજ, દુક્કર તસ બોધિ-બીજરે ॥ભ૦॥૫॥ ધરમી વનથી વેગળો હો રાજ, નાવે સાધુને સંગરે ॥ભ૦॥ફેરૂ જિમ ફિરતા રહો હો રાજ, જિમ વન રોઝ કુરંગ રે ॥ ભ૦॥૬॥ મૂરખ નર જાણે નહિ હો રાજ, સુણતાં સુત્ર સિદ્ધાંત રે ॥ ભ૦ ॥ ભવસાગર ભુરી તરે હો રાજ, એહજ મંત્ર મહંતરે ॥ભ૦ ॥૭॥ ભય તજી ભવિ સેવીયે હો રાજ, સુગુરૂ સ-દાગમ રીઝ રે ॥ભ૦॥ શ્રી વીર કહે વિશુદ્ધ સદા હો રાજ, તે લહે સુખે બોધબીજ રે ॥ ભ૦ ॥૮॥ ઈતિ. ॥

---

## ૯ अथ श्री शोककाठीयानी सज्झाय.

( તું ગિયાગિરિ શિખર સોહે એ દેશી. )

શ્રી વીર વાણી ચિત્ત ધારો, વારો શોક સંતાપરે ॥ શોક કરતાં રકમ બાંધે, આઠે તેણે હું આપ રે ॥ શ્રી વીર ॥૧॥ એ આંકણી ॥ માત પિતા પરિવાર પરભવ, પહોત્યા મંડે શોકે રે ॥ખાય ખ-રચે પહેરે પહોળાં, ધરમ ઠામે રોકે રે ॥ શ્રી૦॥૨॥ કુટુંબ કારજ બાત જાણી, જે કરે ઘરનાં કામ રે॥ યાત્રા પૂજા ગુરૂ વંદન, નાવે ધર્મ સુઠામ રે॥શ્રી૦॥૩॥ સારૂ વસ્ત્ર પહેરી જાવે, જિમણ કાજે નિ-સ્સકરે ॥ પુત્ર પુત્રી પરણાવે પ્રેમે, ધરમે કાડે વંક રે॥ શ્રી૦॥૪॥ ઇમિ ન જાણે મુરખ મનમાં, એ સંસાર સરૂપ રે ॥ ગગન બદરી ઉદક બુદબુદ, વીજળી સંધ્યા રૂપ રે ॥શ્રી૦॥૫॥ સંધ્યા વેળા એક તરૂવર, વિહંગ લહે વિશ્રામ રે ॥ થયે પ્રભાત તેહજ પંખી, જાયે ઠામોઠામ રે ॥ શ્રી. ॥૬॥ સયળ પરિજન એ ન્યાય, મળિયો તુજ પરિવાર ॥ સહુ આપણી ગત્તે જાશે, કરણીને અનુસાર રે ॥શ્રી૦॥ ॥૭॥ ચૌગતિ માંહે ફરતાં જીવે, કયો કેઈ પરિવાર શોકેહી ગતિનો

શોક કરશો, ઇમ અનંતી વાર રે ।। શ્રી. ।। ૮ ।। મોહનીનો ઉદય મહોટો, શિત્તેર કોડાકોડ રે ।। શ્રી વીર વાણી વિશુદ્ધ પીજે, નવમ કાઠીયો છોડ રે ।। શ્રી. ।। ૯ ।। ઇતિ. ।।

## ૧૦ अथ श्री अज्ञानकाठीयानी सज्झाय.

( સહજ સોભાગી હો, રાગી નંદન સાંભળો. એ દેશી. )

અજ્ઞાનપણાને હો જોરે કેઈ પ્રાણીયા, ન સુણે સૂત્ર સિદ્ધાંત ।। સુણતાને શંકા હો અજ્ઞાની મન ઉપજે, એહ શું ભાંખ્યું મહંત ।। ।। અજ્ઞાન. ।।૧।। એ આંકણી ।। ઉદક બિંદુમાં હો જીવ અસંખ્યાતા કહ્યા, અસંખ્યાતે સમુદ્રે એમ ।। સોયને અગ્ર હો કંદમુળે અનંતા કહ્યા, તેહ મનાય કેમ ।। અ. ।। ૨ ।। નરકને સરગ હો કોણ જોઇ આવીયો, પુણ્ય પાપ કુણ હોય ।। ઉપદેશે કુશળા હો જગમાંહે છે ઘણા, પોથી રેંગણ જોય ।। અ. ।। ૩ ।। તપ જપ સંયમ હો, ક્રિરિયા તનનું સોષવું, ખાઓ પીયો કરો ખેલ, ભ્રાંતિજ દીસે હો, જગમાં એહજ વાતની, સઘળો ઘીનો મેલ ।। અ. ।। ૪ ।। સુગુરૂને સેવે હો સદ્દાગમ નિત્ય સાંભળે, તે જૂઓ પાપ કરંત ।। અજાણપણાનો હો કોઇ ધોખો નહી, જાણ્યાનો દોષ મહંત ।। અ. ।।૫।। જાણીને કરે હો તેહની આલોયણ કિશી, ભોળા ભોળે સિદ્ધ ।। અજ્ઞાનપણાની હો આલોયણ કહે ગુરૂ, જાણને કદિય ન દીધ ।। અ. ।।૬।। અંધો નર હો જુઓ અગડે પડે, દેખતો પામે ઠામ ।। અજ્ઞાની નર હો અળગો ધર્મથી, જ્ઞાની લહે ગુણગ્રામ ।। અ. ।।૭।। અજ્ઞાનપણામાં હો કાળ અનંતો ગયો, જાણપણામાં થાવ ।। જાણ અજાણનો હો જો તું આંતરો, સુરજ ખજુઆ જોવ ।। અ. ।। ૮ ।। એકજ નર હો જુઓ બેસે પાલખી, એક ઉપાડી ઉજાય ।। પુણ્યને પાપ હો જુઓને પટંતરો, મૂઢા ઇમ શું સુઝાય ।। અ. ।।૯।। સુક્ષ્મ ભાવ હો કેવળી ગમ્ય રહ્યાં, મૂરખ ન લહે ભેદ ।। જ્ઞાનગુણ હો ભવિ અંગે કરો, જે કરે કર્મ ઉચ્છેદ ।। અ ।। ૧૦ ।। દશમો દૂરે હો અજ્ઞાન કરી કાઠીયો, સેવો સદગુરૂ પાય ।। ધરમ આરાધો હો જે જિનવરે કહ્યો, શિવ સાધન ઉપાય ।। અ. ।।૧૧।। વીરની વાણી હો પીતાં પ્રાણી પ્રેમશું, નાસે કુતર્ક વિભાવ ।। વિશુદ્ધ હોવે હો આતમ આપણો, પ્રગટે સહજ સ્વભાવ ।। અ. ।। ૧૨ ।। ઇતિ. ।।

## ૧૧ अथ श्री व्याक्षेपकाठीयानी सज्झाय.

( દેશી વીંછીયાની. )

રાત દિવસ વ્યાક્ષેપમાં લાલ, કાળ જાય કેઈ વોળિ રે લાલ ॥ ઘર ઘરણી પરિવારમાં લાલ, મનડું મેલું ડોળિ રે વાલ ॥ વાક્ષેપ ચિત્તે વાહીયો ॥૧॥ એ આંકણી ॥ વ્યાક્ષેપ ચિત્તમાં નવિ હુવે લાલ, કારજની કાંઇ સિદ્ધિ રે લાલ ॥ એકો પદારથ નવિ હુવે લાલ, બાજી-ગર જિમ ઋદ્ધિ રે લાલ ॥ વ્યા.॥ ૨ ॥ પડિકમણાં પોષધ કરે લાલ, સામાયિકને ધ્યાન રે લાલ ॥ વ્યાક્ષેપ ચિત્તમાં જેહને લાલ, ન રહે તે કાંઈ માન રે લાલ ॥ વ્યા. ॥ ૩ ॥ ધર્મ સ્થાનક આવે કદા લાલ, વ્યાક્ષેપ ચિતે બેસે રે લાલ ॥ જિનવાણી પ્રાણી નવિ પીયે લાલ, આર્તધ્યાને પેસે રે લાલ ॥ વ્યા. ॥૪॥ કીધું ને કરવું ઘણું લાલ, સં-સારીનું કારજ સાર રે લાલ ॥ વ્યાક્ષેપ ચિત્તમાંહી કરે લાલ, આં-ગળી આંખ વિચાર રે લાલ ॥ વ્યા. ॥૫॥ બેટા બેટી પરણાવવા લાલ, પરિજન પોષણ કાજ રે લાલ ॥ ઢોરની પરે ધસતો ફરે લાલ, ચિંતે અનેક ઈલાજ રે લાલ ॥ વ્યા. ॥ ૬ ॥ વિષય વિષ સરિખા કહ્યા લાલ, વિષથી એક ભવ હાર રે લાલ ॥ વિષય નાણી વિધતા કહ્યા લાલ, મારે અનંતી વાર રે લાલ ॥ વ્યા. ॥ ૭ ॥ તનુ વ્યાપિ વિષ મંત્રથી લાલ, ગારૂડી ઠકે આણે રે લાલ ॥ સકળ વ્યાપિત મન સંકળી લાલ, પરમપદને માણે રે લાલ ॥વ્યા. ॥૮॥ દીપ શિખા પરે ડોલતો લાલ, વ્યાક્ષેપ ચિત્તને રાખે રે લાલ ॥ શ્રી વીર કહે તેહજ નરા લાલ, વિશુદ્ધ પદને ચાખે રે લાલ ॥ વ્યા. ॥૯॥ ઇતિ. ॥

---

## ૧૨ अथ श्री कतोहल काठीयानी सज्झाय.

( શિરોઇનો શેરો મગાવ હો રાજ એ દેશી. )

કતોહળ વાહ્યો પ્રાણિયો રાજ, ન કરે ધર્મશું રંગ હો રાજ ॥બેઠો ચોરે ચોવટે રાજ, કરે હીણાનો સંગ હો રાજ ॥ કતોહળ. ॥૧॥ એ આંકણી ॥ હાંશી કરતા પ્રાણિયા રાજ, લઘુતા પામે જોર હો રાજ ॥ સજ્જનમાં શોભા નહિ રાજ, બાંધે કર્મ કઠોર હો રાજ ॥ ક. ॥૨॥ નટ વિટશું મળતો રહે રાજ, વેશ્યાશું રાગે વ-ગ્ગ હો રાજ ॥ ધૂતે રમે જુવારિશું રાજ, ફરે સગ અપવગ્ગ હો

રાજ ॥ ક. ॥ ૩ ॥ સુગુરૂ ચરણે સેવે નહીં રાજ, સાત વ્યસને શૂરા હો રાજ ॥ ધોળે બોલે કોવને રાજ, પાપી નર તે પૂરા હો રાજ ॥ ક. ॥ ૪ ॥ વ્રત ગણે વિષ સારિખું રાજ, ધરમીશું ન મળે ઘાત હો રાજ ॥ સાધુ સંગે આવે નહીં રાજ દૂરે ધર્મની વાત હો રાજ ॥ ક. ॥૫॥ ભાંડ ભવઈઆ બોડારાજ, વાડી નવ નવખંડ હો રાજ ॥ જોયે ધોવે ધોતિયાં રાજ, બયતમ બોલે ભંડ હો રાજ ॥ ક. ॥૬॥ રખે રમતા કોઈ સોગઠે રાજ, નહીં ઉત્તમ આચાર હો રાજ ॥ રમતે રસ રીઝ ઉપજે રાજ, સેવે બહુ અનાચાર હો રાજ ॥ ક. ॥ ૭ ॥ પાંડવ પાંચે દ્રૌપદી રાજ, નળ દમયંતી જોય હો રાજ ॥ વચને તેહ વિન્ઠબિયા રાજ, સઘળું બેઠા ખોય હો રાજ ॥ ક. ॥ ૮ ॥ કતોહળ હાંસી નિવારિને રાજ, સેવો સદગુરૂ પાય હો રાજ ॥ જ્ઞાન આરાધી રંગશું રાજ, શિવ સાધન ઉપાય હો રાજ ॥ ક૦ ॥ ૯ ॥ બાર માસ સીમ બારમો રાજ, કાઠીયો જગમેં જોર હો રાજ ॥ મેલે ઠેલી નરકમાં રાજ, પામે દુઃખ અઘોર હો રાજ ॥ ક૦ ॥૧૦॥ સજ્જન સાથે પ્રીતડી રાજ, કરતે હોય ગુણ ગોઠ હો રાજ ॥ વિશુદ્ધ કહે તે રીઝની રાજ, કહેણી નાવે હોઠ હો રાજ ॥ ક. ॥ ૧૧ ॥ ઇતિ. ॥

## ૧૩ अथ श्री रमणकाठीयानी सज्झाय.

( પ્રણમી સંગુરૂ પાય, ગાયશું રાજીમતી સતી જી, એ દેશી. )

જગમાં જાલમી જોર, તર જાત કાઠીયો તેરમો જી. ॥ દુર્ગતિ વનનું મૂળ, અચળ ચળાવે એ ઠાઠીયો જી ॥ ૧ ॥ એહનું અકળ સરૂપ, કહ્યું ન જાએ કામિનીજી ॥ રમણતાનું ધામ, ભૂમાંહે એક ભામિની જી ॥૨॥ રાત દિવસ રસ રંગ, રામાશું રાતો રહે જી ॥ બેલ જિમ બળવંત, રામા આણા તે સિર વહે જી ॥૩॥ બેટા બેટી ને નાર, વયણે નર તે વશ્ય હુવા જી ॥ નિરખી હરખી ચિત્ત, ઘાટ ઘડાવે નવ નવા જી ॥૪॥ ન કરે ધર્મ લગાર, લલનાં લોયણ રાતો રહે જી ॥ પુણ્યે પામ્યો એહ, વારંવાર મુખે કહેજી ॥૪॥ વિષય વિડંબ્યા જેહ, વિષય વિલાસ વાડી જુવે જી ॥ મોહે મોહીયા લોક, લાખેણા દિવસ ખુવે જી ॥૬॥ ઇંદ્રિયા આવરયા જેહ, નરભવ ખોવે બાપડા જી ॥ પામી ચિંતામણી સાર, કાગ ઉડાવતે જડા જી ॥ ૭ ॥ મનની મેલી એહ, ગરજની ઘેલી કામિની જી ॥ છટકે દીએ છેહ, જિમ ચમકંતી દામની

જી ॥૮॥ અશુચિનો ભંડાર, શુચી કપટ કળા કેળવેજી ॥ ચિત્તનો નાવે છેહ, મૂરખ તે મહિલા વશ્ય હુવે જી ॥ ૯ ॥ રખે કરતા વિશવાસ, કામિની ન હોએ કેહની જી ॥ મુંજ પરદેશી રાય, જુઓ એગડદત્ત ગેહહીની જી ॥૧૦ ॥ છેતરી સચોવાઈ દેવ, સોનાર ધરણાની કથા જી ॥ મનુષ્ય તે કોણુ માત્ર, મહેલો મહિલાની તથા જી ॥ ૧૧ ॥ ચતુર વિચારી ચિત્ત, રમણી રાગ નિવારિયે જી ॥ દેવ ગુરૂને ધર્મ, આરાધી આતમ તારિએ જી ॥ ૧૨ ॥ વીરવીમળ ગુરૂ શિષ્ય, વિશુદ્ધ વાણી મન ધરી જી ॥ ધર્મ કરો સુખદાય, કર્મ કાઠીયા પરિહરી જી ॥ ૧૩ ॥ ઇતિ. ॥

---

# अथ श्री संग्रह सज्झाय.

( રાગ ધનાશ્રી. )

ધર્મ કરતાં એહજ વારે, કર્મ કાઠીઆ તેર ॥ દેવ ગુરૂ ધર્મ દર્શન કરતાં જાણે આડા મેર રે ॥ પ્રાણી ॥ કરમ કાઠીયા ટાળો, અરિહંત આણા પાળો રે ॥ પ્રા૦ ॥ કરમ૦ ॥૧॥ એ ઓંકણી ॥ આળસ મોહ અવજ્ઞા માન,ક્રોધ પ્રમાદ કૃપણ ॥ ભય શોક અજ્ઞાનજ ટાળો, વ્યાક્ષેપ કોહલા રમણા રે ॥ પ્રા૦ ॥ક૦॥૨॥ કરમ કાઠીયા દૂરે ટાળો,આતમને અજુઆળો ॥ અરિહંતની આણા શુદ્ધ પાળો, કર્મજાળને જાળો રે ॥ પ્રા૦ ॥ ક૦ ॥ ૩ ॥ શુદ્ધ શિખામણ ચિતમાં નાવે, ત્યાં લગેં એહનો જોરો ॥ કર્મ કાઠીયા દૂર કર્યા પછી, શિવપુર જાવો સોરો રે ॥ પ્રા૦ ॥ ક૦ ॥૪॥ તેર અઠ્ઠમ અંતર આંબિલ, ચોવિહાર પણ કીજે ॥ ભાવે કરી ભાવ પ્રાણી તેહને, મનવંછિત ફળ લીજે રે ॥ પ્રા૦ ક૦ ॥ ૫ ॥ ભણો ગણો તપ કિરિયા કરો, બહુ સંયમ ધ્યો ઉહ્લાસ ॥ અંતરઘટથી એહે નવિ ઘટયા, તો સઘળો અભ્યાસ રે ॥ પ્રા૦ ॥ ક૦ ॥૬॥ હું મૂરખ મતિ હીન ન જાણું, શાસ્ત્રતણો લવલેશ ॥ ગુરૂ સેવા મુજ સુરતરૂની પરેં, ફળિયો પુણ્ય પ્રવેસ રે ॥ પ્રા૦ ॥ ક૦ ॥૭॥ ધન્ય તે નર નારી કૃતારથ, જે જિનધર્મ આરાધે ॥ દાન શિયળ તપ ભાવના ભાવી, આતમ હિતારથ સાધે રે ॥ પ્રા૦ ॥ ક૦ ॥૮॥ કીર્તિવિમળ શિષ્ય વીરવિમળ ગણિ, વાણી અમીય સમાણી ॥ પીતાં વિસુદ્ધ હોવે ભવિ પ્રાણિ, કીરતિ તાસ ગવાણી રે પ્રા૦ ॥ ક૦ ॥ ૯ ॥ પાલણપુરમાં પાશ જિણેસર, પ્રણમી મન ઉહ્લાસે ॥ વીરવિમળ ગુરૂ

ચરણ સેવક, વિશુદ્ધ કરચો અભ્યાસે રે ॥ પ્રા૦ ॥ ક૦ ॥ ૧૦॥ સંવત અઢારસો માગશર માસે, શુદિ દ્વીતિયા ગુરૂ ઉલ્લાસે ॥ વિશુદ્ધશું વંદી પૂજી તસ, શિવસુખ લહે ઉલ્લાસે રે ॥ પ્રા૦ ॥ ક૦ ॥ ૧૧ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી કપટપચીસી

કપટી મનુષ્યનો વિશ્વાસ ન કીજે, તેને દિલની વાત ન દીજે જી॥ જિણશું પ્રીતિ કર્યાં નહિ સીઝે, કોયડું કહિ ન ભીંજે જી ॥ કપટી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ પેટમાં ખોટો ને મોઢે મીઠો, મનમાંહી ઘણો મેલો જી ॥ વિણ બોલે હોય વલ્લભકારી, એ કપટીનો ઘેલો જી॥ ક૦ ॥ ૨ ॥ કપટી મનુષ્ય હોવે બિલ્લિ સરિખો, છાનાં આળ ચઢાવે જી ॥ પેટની વાત લે પેટમાં પેસી, પછે લોકમાં ભંડાવે જી ॥ ક૦ ॥ ૩ ॥ વિષયનો ઘડો અમૃતનું ઢાંકણું, ચાલ્યો ચોથે ઠાણે જી ॥ ઉપર અમૃત દેખીને ડોલે, કપટીનો વિષ કુણ જાણે જી ॥ ક૦ ॥ ૪ ॥ કપટી ઉપરથી હોયે કણો, મનમાંહી કઠણ કઠોરો જી ॥ ઉપર રાતો ને રંગમે રૂડો જેવો બગાયલ બોરો જી ॥ ક૦ ॥ ૫ ॥ કપટીનું ચિત્ત ચોખ્ખું નવિ કાંઇ, કપટી ચિંતા ભંડારો જી ॥ નીચો ચોરતણી પરેં ચાલે, કપટી જાણો કબાડો જી ॥ ક૦ ॥ ૬ ॥ કપટી નેહ નિપટ નહીં બાંધે, ખેલે ઘટમાંહા ઘાટ હજારો જી ॥ વશ કરી લેવે મ્હોટા જનોને, કપટી તો કામણગારો જી ॥ ક૦ ॥ ૭॥ કારમો નેહ તે કપટી કેરો, કારમી કપટીની માયા જી ॥ કપટીનો હેજ હૈયા ઉપરનો, જેમ વાદળની છાયા જી ॥ ક૦ ॥ ૮ ॥ કપટી સોચતો રહે સદાયે, ઘાટ ઘડે મનમાં નહિ જાવે જી ॥ ચિત્તની વાત તો કહિય ન ચુકે, સુખે નિદ્રા નવિ આવે જી॥ ક૦ ॥ ૯ ॥ કમળ પ્રભે તો કપટ કેળવિયો, ભાંખ્યો મહાનિશિથ માંયો જી ॥ ઉત્સર્ગને અપવાદ પ્રરૂપ્યો, જેણે અનંત ભવ દુઃખ પાયો જી ॥ ક૦ ॥ ૧૦ ॥ સુરિકંતા પરદેશીની રાણી, કપટિણીએ કામજ કીધો જી ॥ જેણે પ્રીતમ પરલોક પહોંચાયો, જેણે ઝેર જમણમાં દીધો જી ॥ ક૦ ॥ ૧૧ ॥ ચુલણી ખોટે મારગ ચાલી, કુળાચાર જેણે છાંડયો જી ॥ લાખનો મહેલ કરાવી બ્રહ્મદત્ત, પુત્રને મારણ માંડયો જી ॥ ક૦ ॥ ૧૨ ॥ મણિરથ રાય કપટ કેળવિયો, વિષયગૃદ્ધિ કાછ લંપટી જી ॥ યુગબાહુ બાંધવને માર્યો, મરી કુગતે પહોત્યો કપટી જી ॥ ક૦ ॥ ૧૩ ॥ નરકે પહોંતી રેવતી નારી, જેણે બાર શોકયોને મારી જી ॥ મહાશતકની મ્હોટી નારી

તેણે કપટ કેળવિયો ભારી જી ॥ ક૦ ॥ ૧૪ ॥ રયણાદેવી તો કપટની કુડી જેણે જિન રક્ષિતને માર્યો જી ॥ અતિ દ્વેષે તેણે અનરથ કીધો, તરત ત્રિશૂળે પરોયો જી ॥ ક૦ ॥ ૧૫ ॥ દમયંતીની દયા નવિ આણી, વળિ પોતાની પટરાણી જી ॥ રાત્રિયે છોડિ ગયો રણ માંહી, અહો કપટા ક્યાંથી ભરાણી જી ॥ ક૦ ॥ ૧૬ ॥ કોણિક કુમરે કપટ કેળવિયું, જેણે દિલમેં ખેલી દગાઇ જી ॥ કપટે પિતાને પાંજરે દીધો, કપટી મૂળ ન ગણે સગાઈ જી ॥ ક૦ ॥ ૧૭ ॥ સાધ ઉદાઇ તો શેહેરમેં આયો, એકણમલ અણગારો જી ॥ કેશી ભાણેજને ઝેર દેવરાયો, કપટીના એ સમચારો જી ॥ ક૦ ॥ ૧૮ ॥ કપિલ બ્રાહ્મણ તો વિષય વિલુદ્ધો, જેનો કપટશું ભરિયો પેટો જી ॥ અભયારાણી એહની સાથણ, પણ રહ્યો સુદર્શન શેઠો જી ॥ ક૦ ॥ ૧૯ ॥ બારવરસ રહ્યો સાધુપણામેં, પણ કપટીની ખબર ન કાંઈ જી ॥ રાય ઉદાયીને મારી નાઠે., અભવ્ય ક્યા દિલ નાઇ જી ॥ ક૦ ॥ ૨૦ ॥ મહાબળ મુનિવરે કેળવી માયા, મલિ કુમરીનો હુઓ અચ્છેરો જી ॥ કપટ કર્મ કેહને નવિ છોડે, એહમાં ફાર ન ફેરો જી ॥ ક૦ ॥ ૨૧ ॥ કપટી પુરૂષ મરિને હોય નારી, નારી નપુંસક થાવે જી, નપુંસક હોવે નરકનો ગામી, કપટનાં એ ફળ પાવે જી ॥ ક૦ ॥ ૨૨ ॥ એહવાં દુઃખ સુણી જે નર ડરશે, સરળ ભાવ મન આણી જી, શુદ્ધ સ્વભાવ સદા સંતોષી, તે સમજો ચતુર વિજ્ઞાણી જી ॥ ક૦ ॥ ૨૩ ॥ એમ જાણી કોઇ કપટ ન રાખો, જો સુગતિ જવાનો પ્રેમ જી ॥ ભદ્રકને ભગવંત વખાણે, ઋષિ રાયચંદ કહે એમ જી ॥ ક૦ ॥ ૨૪ ॥ કપટપચીસી પૂરણ કીધી, મેડત નગર મોઝાર જી ॥ શ્રવણે સુણત હરખે ભવિ પ્રાણિ,જેહને જિનધર્મ પ્યારો જી॥ક૦॥૨૫॥ ઇતિ૦॥



## अथ श्री वादनी सज्झाय.

કિણશું વાદ વિવાદ ન કીજે, તેમાં વીશ જણાશું વિશેષ જી ॥ નામ કહું હવે ન્યારાં ન્યારાં, તે સુણજો સુવિવેક જી ॥ વીશ જણાશું વાદ ન કીજે ॥ ૧ ॥ એ આંકણી ॥ પહેલે બોલે ધનવંત સાથે, નહીં વાદનું કામજી ॥ મુરખ હોય તે વાદ બનાવે, નિરધન ખોવે ઠામ જી ॥ વીશ૦ ॥ ૨ ॥ બીજે બોલે બળવંત સાથે, નહીં વાદનું કામ જી ॥ લંકાગઢ જેણે લુંટી લીધો, દેખો લક્ષ્મણ રામ જી ॥ વીશ૦ ॥ ૩ ॥ ત્રીજે બોલે બહુ પરિવારશું, તુરત લગાવે લંક જી ॥ જીણશું જોર

કિયાં નહી જીતે, રાયને કરીદીયે રંકજી ॥ વીશ૦ ॥૪॥ ચોથે બોલે તપસી સાથે, ઝગડો બડો જંજાળ જી॥ દ્રીપાયનને પરગટ દેખો, દ્વારિકા દીધી બાળ જી ॥ વીશ૦ ॥૫॥ પાંચમે બોલે ગુરૂની શાથે, વાદ કરે અવિનીત જી ॥ જમાડીને લેજો જોઇ, રૂડી કહિય ન રીત જી ॥ વીશ૦ ॥૬॥ છઠે બોલે રાજા સાથે, વાદ કિયાં નહિ શુદ્ધ જી ॥ પલકમાંહી કરિ દેવે પરવશ, પાવે નહીં માયાનું દૂધ જી ॥વીશ૦ ॥૭॥ સાતમે બોલે નીચ મનુષ્યશું, વાદ કિયાં હોય ભંડ જી॥ આઠમે બોલે ક્રોધી સાથે, વાદ કિયાં પડે ખંડ જી ॥ વીશ૦ ॥ ૮ ॥ નવમે બોલે જુવારી સાથે, વાદ ન કીજે કોઈ જી ॥ પાંચે પાંડવ દ્રૌપદી હાર્યો નળરાજા લિયો જોય જી ॥ વીશ૦ ॥૯॥ દસમે બોલે ચોર ચુગલશું વાદ કિણું ધન હાણ જી ॥ ઇગ્યારમે બોલે રોગી સાથે, મત કરો ખેંચાતાણ જી ॥ વીશ૦ ॥ ૧૦ ॥ બારમે બોલે અતિ અહંકારીશું, મત કરો વાદ સુજાણ જી ॥ તેરમે બોલે જુઠા બોલો, તરત પલટાવે વાદ જી ॥ વીશ૦ ॥૧૧॥ વડેરાશું કદિ વાદ ન કીજે, એ હુવો ચૌદમો બોલ જી ॥ પંદરમે બોલે સાધર્મિશું, વાદ કિયાં ઘટે તોલ જી ॥વીશ૦ ॥૧૨॥ સોળમે બોલે શિયળવતશું, સત્તરમે લઘુ બાળ જી ॥ અઢારમે બોલે અતિ બુઢ્ઢાશું, વાદ કીયાં દિયે ગાળ જી ॥ વીશ૦ ॥૧૩॥ ઓગણિસમે બોલે દાનેશ્રીશું, વાદ ન કીજે કોય જી ॥ કૃપણ પ્રાણિયો કદિ નવિ જીતે હૃદય વિમાસી જોય જી ॥ વીશ૦ ॥ ૧૪ ॥ વીશમે બોલે જ્ઞાની સાથે જ્ઞાની ગુણ ગંભીર જી ॥ ઇંદ્રભુતિ અહંકારમેં આયો, મદ ગાળ્યે મહાવીર જી ॥ વીશ૦ ॥ ૧૫ ॥ વાદ કિયાં કોઈ ભલો ન જાણે હૃદય વિમાસી ધાર જી ॥ ઋષિ રાયચંદજી જોડિ જુગતિશું, મેડત નગર મઝાર જી ॥ વીશ૦ ॥ ૧૬ ॥

---

# अथ श्री ज्ञानपचीसी.

આદિ અનાદિનો જીવડો રે લાલ, ભમિયો ચૌગતિ માંય રે ॥ સુજ્ઞાની લાલ, ॥ સાચી સરધા બાહિરો રે લાલ, ફિર ફિર ગોથા ખાય રે ॥ સુ૦ ॥ જાણપણુ જગ દોહિલું રે લાલ ॥ ૧ ॥ એ આંકણી ॥ સોહિલું સઘળું કામ રે ॥ સુ૦ ॥ જાણપણામાં જોઇએ નહીં લાલ, ઘરતણી અક બદામ રે ॥સુ૦॥ જા૦॥ ૨॥ કુગુરુ કુદેવે ભોળવ્યો રે લાલ, કરિ કરિ જુઠા ફેન રે ॥ સુ૦ ॥ સાચા ગુરુ સેવ

નહીરે લાલ, જીવ કદિય ન પામ્યો ચેન રે ॥ સુ૦ ॥જા૦॥૩॥ રતન હીરાને મોતીનાં રે લાલ, માણેક પાનાં પ્રવાળ રે ॥ સુ૦ ॥ જીવે કિયો ઝવેરનો પારખો રે લાલ, પણ અજ્ઞાની ઠંઠણપાળ રે ॥ સુ૦ ॥જા૦॥ ૪ ॥ આયો સોના રૂપાનો પારખો રે લાલ, હુવો સરાફ બજાર રે ॥ સુ૦ ॥ સાધુ સંગત કીધી નહી રે લાલ, તો કોઈ ન સરીયો કાજ રે ॥સુ૦॥ જા ॥૫॥ લાખોનાં તો લેખાં કિયાં રે લાલ ક્રોડો લીધા કમાય રે ॥ સુ૦॥ દાન સુપાત્રે દિયો નહી રે લાલ, તેણે દીધો જનમારો હાર રે ॥ સુ૦ ॥ જા૦ ॥૬॥ પંડિત પઢિયો પારસી રે લાલ, વળી જ્યોતિષ વૈદ્યક ઠીક રે ॥સુ૦॥ પિંગળ પુરાણ કુરાન ભણ્યો રે લાલ, ધર્મ ન કરેથી સવિ ફીર રે ॥સુ૦ ॥ જા૦ ॥ ૭ ॥ વ્યાકરણ ભણીયો ભલીપરે લાલ, તર્કશાસ્ત્ર ટીકાકાર રે ॥સુ૦ ॥ નામમાળાને લીલાવતી રે લાલ, પણ ભણ્યો નહી ભવપાર રે ॥ સુ૦ ॥ જા૦ ॥૮॥ ભણ્યો અંકપલીને આરબી રે લાલ, રાગ જાણ્યા છત્રીશ રે ॥ સુ૦ ॥ કળા બહોંતેર શીખીયો રે લાલ, પણ ન ઓળખ્યા જગદીશ રે ॥ સુ૦ ॥ જા૦ ॥૮॥ ખરડાં ખાતા રોજનાં રે લાલ, વળી હુંડી ને ખત રે ॥ સુ૦ ॥ લેખાં ચોખામાં ઘણું ચોકશી રે લાલ, પણ ન ઓળખ્યાં નવ તત્ત્વ રે ॥સુ૦॥ જા૦ ॥૧૦॥ કીધી પંચાત પારકી રે લાલ, લીધો લોકે.માં જશ રે॥સુ૦॥ પણ પોતે પુણ્ય સંચ્યો નહી રે લાલ, તેમાં કાંઈ ન જાણ્યો કસ રે ॥સુ૦॥ જા૦॥ ૧૧॥ વાત કહી જાણે ભલીપરે રે લાલ, તે સુણી રીઝે રાણા રાવ રે ॥ સુ૦ ॥ તેહની પાસે પુછે વારતા રે લાલ, મનસુબાના દાવ રે॥ સુ૦॥ જા૦ ॥ ૧૨ ॥ ભેખ લિયો ભગવંતનો રે લાલ, ઓઘો મુહપતિ ઝાલ રે ॥સુ૦॥ સુત્ર વાંચે પણ સમજે નહીં રે લાલ, હિંસા ધર્મમે લાલ રે ॥ સુ૦ ॥ જા૦ ॥૧૩॥ સમકિત પામીને વમે રે લાલ, હુઈ જાવે અંધા ભ્રષ્ટ રે ॥ સુ૦ ॥ જમાળીને પરે જોઇ લ્યો રે લાલ, નિન્હવ મિથ્યાદષ્ટિ રે ॥ સુ૦ ॥ જા૦ ॥૧૪॥ કોઇ મનુષ્ય કહે માહરે રે લાલ, નહીં રાગ દ્વેષ કોઈ રે ॥સુ૦॥ સઘળા ભેખ મ્હારે સરિખા રે લાલ, ધોળું ધોળું દુધ હોય રે ॥સુ૦॥ જા૦ ॥૧૫॥ કિંહાં રતન કિંહાં કાંકરો રે લાલ, કિહાં સરસવ કિહાં મેરૂ રે ॥સુ૦॥ સહુ ભેખ ન જાણો સરિખા રે લાલ, ભેખ ભેખમેં ફેર રે ॥સુ૦॥ જા૦॥ ૧૬॥ સુગુરૂ રત્નાકર સરિખા રે લાલ, કુગુરૂ જાણીએ કાચ રે ॥ સુ૦ ॥ કુગુરૂ ડુબાવે કુંડમેં રે લાલ, સુગુરૂને પંડિત સાચ રે ॥સુ૦॥ જા૦॥૧૭॥ ખોળ ગોળ જાણે સરિ-

ખારે લાલ, તેહ પુરૂષ પુણ્ય હીણુ રે ॥ સુ૦ ॥ ખોળ ગોળ જાણે જુ-જુઆ રે લાલ, તેહ પુરૂષ પ્રવિણુ રે ॥ સુ૦ ॥ જા૦ ॥ ૧૮ ॥ અમૃત વિષને આંતરો રે લાલ, આંતરો દિનને રાત રે ॥ સુ૦ ॥ અંધે સુઝતે આંતરો રે લાલ, ઈમ જ્ઞાનીની વાતરે ॥ સુ૦ ॥ જા૦ ॥ ૧૯ ॥ રાય રંક જેમ આંતરો રે લાલ, અંતર કાંકરો હેમ રે ॥ સુ૦ ॥ સોના પીત-ળનો આંતરો રે લાલ, આતરો રૂપું કથીર રે ॥ સુ૦ ॥ જા૦ ॥ ૨૦ ॥ કીડી કુંજર આંતરો રે લાલ, આંતરો મિસરીને રેત રે ॥ સુ૦ ॥ કેસર કસુંબે આંતરો રે લાલ, આંતરો ઉજ્જડ ખેત રે ॥ સુ૦ ॥ જા૦ ॥ ૨૧ ॥ જમણુ કીધાં જુગતશું રે લાલ, પાંચ સાત પકવાન રે ॥ સુ૦ ॥ કોઈ કહે દાનની વાતડી રે લાલ, તો તિહાં ન માંડે કાન રે ॥ ॥ સુ૦ ॥ જા૦ ॥ ૨૨ ॥ મંડાણુ સંતો માંડીયો રે લાલ, સમજાવણને હેત રે ॥ સુ૦ ॥ કોઈ અવસર એહ આવીયોરે લાલ, અબ ચિત્ત આવે તો ચેત રે ॥ સુ૦ ॥ જા૦ ॥ ૨૩ ॥ એ ગુંથી પચીશી જ્ઞાનની રે લાલ, અ-લબેલાની ઢાળ રે ॥ સુ૦ ॥ ઋષિ રાયચંદ કહે સાંભળો રે લાલ; છોડી આળ પંપાળ રે ॥ સુ૦ ॥ જા૦ ॥ ૨૪ ॥ પુજ્ય જેમલજી પ્રસાદથી રે લાલ; કીધો જ્ઞાન પ્રકાશ રે ॥ સુ૦ ॥ સંવત અઢાર પાંત્રીશમાંરે લાલ, જોધપુર રહી ચોમાસરે ॥ સુ૦ ॥ જા૦ ॥ ૨૫ ॥ ઈતિ ॥

---

# अथ श्री समाधीपच्चीशी.

( સાધુજીને વંદના નિત નિત કીજે. એ દેશી. )

અપુરવ જીવ જિનધર્મને પામ્યો, જ્યારે કમિય રહી નહી કાંય રે ॥ પ્રાણી ॥ કલ્પવૃક્ષ તસ આંગણે ઉગ્યો, મનવંછિત ફળ પાય રે ॥ પ્રાણી ॥ ચિત્ત સમાધી હુવે દશ બોલે ॥ ૧ ॥ એ આંકણી ॥ ભાંખી ગયા જગ તાત રે ॥ પ્રા. ॥ દીલ વિલાસ સદા શાતામાં, જ્યાંરા સુખ માંહે દિન જાત રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૨ ॥ બીજે બોલે જાતિ સ્મરણ, પામે પુણ્ય પ્રમાણે રે ॥ પ્રા. ॥ પુરવલા ભવ દેખે ભલી પરે, સમજે ચતુર સુજાણ રે ॥ પ્રા. ॥ ૩ ॥ ચિ. ॥ ઉત્કૃષ્ટા નવશે નવશે ભવ લગતા, દેખે સંજ્ઞી પંચેદ્રિય ઠીક રે ॥ પ્રા. ॥ આયુષ્ય જાણે આપ પરાયો, મતિ જ્ઞાની મંગળીક રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૪ ॥ મૃગાપુત્ર મંહલમાં બેઠા, મુનિ-વર મેઘકુમાર રે ॥ પ્રા. ॥ મલ્લિનાથ તણા છએ મંત્રી, પામ્યો દેઠકો સમક્તિ સાર રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૫ ॥ ક્ષત્રિ નામે રાજ ઋષીશ્વર, વળી

સુદર્શન શેઠ રે ॥ પ્રા. ॥ નમિરાયે સંયમ આદરિયો, તે તો પહોતવો મુગતિ ઠેઠ રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૬ ॥ ભૃગુ બ્રાહ્મણના દોય બાળક, વળિ-તં તણા પ્રધાન રે ॥ પ્રા. ॥ જાતિસ્મરણથી સુખ પામ્યા, સુણતાં આવે જ્ઞાન રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૭ ॥ ત્રીજે બોલે યથાતથ્થ સુપનો, જીવ રાજી હુવે દેખે રે ॥ પ્રા. ॥ ઋદ્ધિ વૃદ્ધિ પામે તે પ્રભાતે, એહના અર્થ અનેક રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૮ ॥ ઇણુ હિજ ભવે કેઇ મુગતિ સધાયા, એહવો સુપનો શ્રીકર રે ॥ પ્રા. ॥ અરિહંતાદિકની, માય દેખે, ભગવ-તીમાં અધિકાર રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૯ ॥ ચોથે બોલે દેવના દર્શન, જેહ દીઠે ઠરે નેણ રે ॥ પ્રા. ॥ ઝગમગ જ્યોત ઉદ્યોત વિરાજે, વળિ સમ દિ-ઠ્ઠીનાં સેણુ રે ॥ પ્રા ॥ ચિ. ॥ ૧૦ ॥ સોમલ બ્રહ્મણને સમજાયો, સમ દૃષ્ટિ દેવે આયરે ॥ પ્રા. ॥ સમક્તિ માંહી કરિ દિયો સેઠો, સૂત્ર નિરયાવ-ળિકા માંય રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૧૧ ॥ શકડાળ નામે કુંભારનો પાસે, સુર આઇ ઉભો સાક્ષાત રે ॥ પ્રા. ॥ વીર જિણંદશું કરિ દિયો ભેટો, હુવો શ્રાવક મેટિ મિથ્યાત રે ॥ પ્રા. ॥ ચિ. ॥૧૨॥ પાંચમે બોલે અવધિજ્ઞાની, સૂત્ર નદીમાં વિસ્તાર રે ॥ પ્રા. ॥ આનંદ શ્રાવક જિમ સુખ પાયો, શ્રમણુજ કેશીકુમાર રે ॥પ્રા.॥ ચિ ॥૧૩॥ સર્વાર્થસિદ્ધિના દેવતા દેખે, તિહાં બેઠા થકાં લોકનાળ રે ॥ પ્રા ॥ અરિહંત દેવને પ્રશ્નજ પૂછે, ઉત્તર દેવે દીનદયાળ રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૧૪ ॥ અવધિ લહી અરિ-હંત દેવ આવે, માતાના ગર્ભ માંય રે ॥ પ્રા. ॥ પેટમાં પોઢયા દુનિયા દેખે, પૂરાં પુણ્ય સંચ્યા જિનરાય રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૧૫ ॥ છઠ્ઠે બોલે અવધિદર્શન, દેખ રવિ સંસાર રે ॥ પ્રા. ॥ સાત્તમે બોલે સુણજો હો જ્ઞાની, મનપર્યવ વિસ્તાર રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૧૬॥ દોય સમુદ્રને અઢાઇ, તેમાં સંજ્ઞી પંચેદ્રિય હોય રે ॥પ્રા. ॥ તેહ જીવોના મનની વાતો, છાનો ન રહે કોય રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૧૭ ॥ મનપર્યવજ્ઞાની હોવે મુનિવર, વળિ લબ્ધિવંત અણગાર રે ॥ પ્રા૦ ॥ સત્ય પુરૂષ જેણે સૂત્રને ગૂથ્યાં, ચૌનાણી ગણધાર રે ॥ પ્રા૦ ॥ ચિ. ॥ ૧૮ ॥ કેવળજ્ઞાની આઠમે બોલે, નવમે કેવળ દર્શની આણરે ॥ પ્રા. ॥ ચૌદે રાજ રહ્યાં છે દેખી, સર્વે વાતોના જાણ રે ॥ પ્રા. ॥ ચિ. ॥૧૯॥ લોકમાંહી ઉદ્યોતજ કીધો, કેવળી હુવા ચોવીશ રે ॥ પ્રા. ॥ તીરથ થાપ્યાં કર્મને કાપ્યાં, જગતારણ જગદીશ રે ॥ પ્રા ॥ ચિ. ॥ ૨૦ ॥ જઘન્ય તીર્થંકર વીશ બિરાજે, ઉત્કૃષ્ટા સયને સાઠ રે ॥ પ્રા. ॥ ગણધર સાધુ નમું શિર નામી, કેવળી પાટોપાટ રે ॥

પ્રા. ॥ ચિ. ॥ ૨૧॥ દશમે બોલે કેવળ મરણો, તે પહોંચે નિરવાણ રે ॥ પ્રા. ॥ એ દશ બોલ હુવા સંપૂરણ, શ્રી વીર વચન પ્રમાણ રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૨૨ ॥ નેવું જણાના નામજ ચાલ્યાં, કહ્યા અંતગડ માંહી અંતરે ॥ પ્રા૦ ॥ કેવળ મરણે મુકતે સિધાયા, સહુ સિદ્ધ થયાં ભગવંત રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૨૩ ॥ દશાશ્રુતસ્કંધ માંહે ચાલ્યા, વળિ સમવાયાંગની સાખ રે ॥ પ્રા૦ ॥ સમાધિપચ્ચીશી હુઈ સંપૂરણ, ઋષિ રાયચંદજી એમ ભાંખે રે ॥પ્રા૦॥ચિ૦॥ ૨૪॥ પ્રસાદ પૂજ્ય જેમલજીકે રે, કર્યો જ્ઞાનતણો અભ્યાસરે ॥પ્રા૦॥ સંવત અઢારસેં 'વર્ષ તેત્રીશો, મેડત નગર ચોમાસ રે ॥ પ્રા. ॥ ચિ. ॥ ૨૫ ॥ ઇતિ. ॥

---

# अथ श्री लोभपच्चाशी.

લોભી મનુષ્યની પ્રીતિ ન કીજે, લોભીને અટકળી લીજે જી ॥ દિલની વાત કહેતાં તિણ આગે, તિણશું આપણો કાજ ન સીઝે જી ॥ લોભી૦ ॥૧॥ એ આંકણી ॥ લોભી મનુષ્યને તો લજ્જા ન કાંઇ, નેહ કપટ લોભી જોડે જી ॥ વિસારી દે મૈત્રી વહાલાશું, પ્રીતિ પહેલાશું તોડે જી ॥ લો૦॥૨॥ લાલચ ન જાવે લોભી મનુષ્યને, મનની તૃષ્ણા ન મૂકે જી ॥ ઘર જા, મરજા ને વિસરજા, ચિત્તની વાત ન ચુકે જી॥ લો૦ ॥૩॥ લોભી ધન ધરતીમાં ઘાલે, ઉંડી ખણિ ખણિ ખાણો જી॥ તડફ તડફ દુઃખે દિન કાઢે, તે ધન જાવે ઓર ને આડો જી॥ લો૦ ॥૪॥ લોભી માણસ તો હોયે લબાડી, ગુણ અણહુતા ગાવે જી ॥ જો આપણો સ્વારથ નવિ પહોંચે તો અવગુણ અણહુતા ઉડાવે જી॥ લો૦ ॥૫॥ લોભીશું દાન દિયો નવિ જાવે, હરખે હાથ ન હાલે જી॥ પાપ ઉદયે પોતે દિયો નવિ જાવે, લોભીદિયે તેહને પાડે જી॥ લો૦ ॥૬॥ આહાર તો લોભી અધિકો ખાવે, પછે કહે પેટ ફાટે જી॥ દુઃખ પાવે દરિદ્ર કહાવે, હવે મ્હારી નાડીયો ત્રુટે જી॥ લો૦ ॥૭॥ લોભી છતે દ્રવ્ય લુખું ખાવે, ઓછા ધાન્યની બાટી જી ॥ દોલતવંત પણ દામ ન ખરચે, માયા પકડી કાઠી જી ॥લો૦ ॥૮॥ કૂડા સોંસ કથન કેઇ કાઢે, એક માયાશું લય લાગી જી ॥ ધરમ કરમની ખબર ન કાંઈ, એક રૂપૈયાનો રાગી જી ॥ લો૦ ॥૯॥ કુણ કુણ પ્રાણી તેં છેતરિયા, માયા કામણગારી જી ॥ ડગાય દિયાં એણે મન દેવતાનાં,

માયા મહા ધુતારી જી ॥ લો૦ ॥ ૧૦ ॥ કનરથ રાજા હુવો લોભી, વિસ્તાર જ્ઞાતામેં ભંખ્યો જી ॥ અંગ ઉપાંગ ન રાખ્યાં કુમરનાં, હૃદયે દયા નહીં રાખી જી ॥ લો૦ ॥ ૧૧ ॥ કોઈ વાતની કમી નહિ કોણિકને, તોય રાજ્યશું મન હુવો આઘો જી ॥ પકડી પિતાને પાંજરે દીધો, પછે વહેમ કુમરશું લાગ્યો જી ॥ લો૦ ॥ ૧૨ ॥ બારમી વાર સમુદ્રમાં ચાલ્યા, નાવ ભાગી સમુદ્ર વિચાળે જી ॥ રયાણાદેવીનાં દુઃખ તેણે દીઠાં, જિન્નરક્ષિત જિનપાળે જી ॥ લો૦ ॥ ૧૩ ॥ નંદરાજાની નવ ડુંગરિયાં, આખર કામ ન આઇ જી॥ મરિને રાય પહોત્યા માઠી ગતિયે, ઘણો લોભી નરકની સાંઈ જી ॥ લો૦ ॥ ૧૪ ॥ સુભૂમ નામે આઠમો ચક્રી, સાતમો ખંડ લેવા ચાલ્યો જી ॥ પ્રત્યક્ષ ડુબ ગયો જળમાંહી, તૃષ્ણાયે નરકમાં ઘાલ્યો જી ॥લો૦॥ ૧૫॥ કંસે કર્મ તો ભૂંડો કીધો ઉગ્રસેનને પાંજરે ઘાલ્યો જી ॥ કૃષ્ણ વાસુદેવે કંસને માર્યો, પાધરો નરકમાં ચાલ્યો જી ॥લો૦॥૧૬॥ દેવતા લોભી કહ્યાં સુત્રમાંહી, રત્ન ચોરીને ભાગે જી ॥ પછે છ માસ લગે રિવ ખાડે, વજ્રતણો માર લાગે જી ॥ લો૦॥૧૭॥ લોભી તો તુરત કરે લડાઈ, લોભી હુઈ જાવે લુણ હરામી જી ॥ લોભી મનુષ્ય તો ગળું કપાવે, મહા લોભી નરકનો ગામી જી ॥ લો૦॥૧૮॥ લોભી ધર્મની વાત વિગોવે, લોભી મેલે નિજ થાકી જી ॥નાત જાતમાં કહે લોભીને, એહમાં નહી કાંઇ બાકી જી ॥ લો૦॥૧૯॥ પાપનું મૂળ તો લોભી કહાએ, ગુણ સઘળા લોભી બાળે જી ॥ લોભી માણુસ તો સુંમ કહાવે, તેનું નામ પ્રભાતે સહુ ટાળે જી ॥ લો૦॥ ૨૦॥ લોભી તો ગુણ કિણશું નવિ રાખે, લોભીને નહી કાંઇ લજિયા જી ॥ વહાલા સગાશું ગાળજ બોલે, કરે કોડીને માટે કજિયા જી॥લો૦॥૨૧॥ કુગુરુ કુદેવ કુધર્મમે ધ્યાવે, પૂજે દેવતા દેવી જી ॥ મહા અનરથ કરે ધનને અર્થે, સ્નાન કરી ધુપ ખેવે જી ॥લો૦॥૨૨॥ પરિગ્રહ છુટયા વિણ મોક્ષ ન જાવે, જ્યાં લગે જીવને મમતા જી ॥ ઋષિ રાયચંદ કહે ઉત્તમ પ્રાણી, તુમે આણો અબહી સમતા જી ॥ લો૦ ૨૩॥ લોભ પચીશી જોડી જુગતિશું, લોભ તજે તેહને સાબાશો જી ॥ પ્રસાદ પૂજ્ય જેમલજી કેરે, શેહેર વિકાનેર ચોમાસો જી ॥ લો૦ ॥૨૪॥ સંવત અઢારશે વર્ષ ચોત્રીશે, આશો શુદિ દિન માસોજી ॥ લોભ ત્યાગી ને વડા વૈરાગી, કરશે અમરાપુરિમે વાસો જી ॥ લો૦ ॥ ૨૫ ॥ ઇતિ. ॥

# અથ શ્રી થાવચ્ચાકુમારનું ચોઢાલિયું.

॥ દોહા. ॥

સરસતિ ચરણુ કમળ નમી, સહગુરૂ લાગું પાય ॥ થાવચ્ચા ગુણુ ગાવતાં, મુજ મન હરખ ન માંય ॥૧॥

## ॥ ઢાલ ૧ લી. ॥

શ્રી જિન નેમિ સમોસરયા રે, દ્વારકા નગરી મોઝાર રે ॥ સોભાગી ॥ સાધુ સંગાથે શોભતા હો લાલ, સહસ અઢાર ઉદાર રે ॥ સોભાગી ॥ શ્રી જિન૦ ॥૧॥ એ આંકણી ॥ વનપાળે દીધી વધામણી રે, આવ્યા નેમિ જિણંદ રે ॥ સો૦ ॥ નામ સુણી જિનજી તણો હો લાલ, હરખ્યો કૃષ્ણુ નરિંદ રે ॥ સો૦ ॥ શ્રી૦ ॥ ૨ ॥ ચતુરંગી સેના સજી રે, કાનુડો વંદન જાયરે ॥સો૦॥ થાવચ્ચા સુત સુંદરહો લાલ, પ્રણુમે જિનજીના પાય રે ॥ સો૦॥ શ્રી૦ ॥૩॥ વાણી જોજન ગામિની રે, દે જિનવર ઉપદેશ રે ॥સો૦॥ મીઠી તે સાકર સારિખી હો લાલ, સાંભળે કૃષ્ણુ નરેશ ॥ સો૦॥ શ્રી૦॥ ૪॥ દશ દૃષ્ટાંતે દોહિલો રે, માનવનો અવતાર રે ॥ સો૦ ॥ ભવ ભવ ભમતાં પામીયો હો લાલ, લહી કોણુ હારે ગમાર રે ॥ સો૦ ॥ શ્રી૦ ॥ ૫ ॥ કુટુંબ સહુ કો કારમો રે, એક નિશ્ચળ જિનધર્મ રે ॥સો૦ ॥ અલ્પ જ સુખને કારણે હો લાલ, કાંઇ બહોળાં કર્મ રે ॥ સો૦ ॥ શ્રી૦॥૬॥ વાણી સુણી વૈરાગિયો રે, હુવો થાવચ્ચાકુમાર રે ॥ સો૦॥ ચિતે અનુમાત લેયન હો લાલ, લઇશું સંયમ ભાર રે ॥સો૦॥શ્રી૦॥૭॥

॥ દોહા, ॥

ઘેર આવી કહે માતને, આપો અનુમતિ સાર ॥ હું ભવ ભયથી ઉભગ્યો, લેઈશું સંયમ ભાર ॥૧॥

---

## ॥ ઢાલ ૨ જી ॥

( હરિયાં મન લાગ્યો. એ દેશી. )

માત કહે સુત સાંભળો, સંયમ વિષમ અપાર રે॥ ચારિત્ર ચિત્ત વશું ॥ ૧ ॥ એ આંકણી ॥ બત્રીશ નારી તાહરે, ઇંદ્રાણી સમ રૂપ રે ॥ ચા૦॥ તું વચ્છ ઇંદ્ર સમાન છે, ભોગવે ભોગ અનુપ રે ॥ ચા૦ ॥૨॥ એ મંદિર એ માળીયાં એ સુકુમાળ છે સેજ રે ॥ચા૦॥

સુખ ભોગવો સંસારનાં, આંણી હૈડે હેજ રે ॥ ચા૦ ॥ તન ધન છે જોબન કારમો, કારમો કુટુંબ પરીવાર રે ॥ નદી પુર સમ જાણીએ, જાતાં ન લાગે વાર રે ॥ચા૦॥ ૪॥ ડભ અણી જળ બિંદુઓ, પીંપળ પાકો પાન રે ॥ચા૦ ॥તેમ એ આયુ થિર નહિ, જેહવો સંધ્યાનો વાન રે ॥ ચા૦ ॥ ૫ ॥ સાધુ તણો પંથ દોહિલો, દઢપણે પાળવો શુર રે ॥ચા૦॥ પાછળથી પસ્તાવશો, સુણુ નંદન દુઃખ પુરરે ॥ચા૦॥૬॥ સંયમ લેઇ પસ્તાવતા, નર કાયર તે કહાય રે ॥ચા૦॥ સિંહતણી પરે પાળિશું, સંયમ મોરી માય રે ॥ચા૦॥ ૭ ॥

॥ દોહા. ॥

કુમરતણાં વયણાં સુણી, માતા ચિંતે એમ ॥ કૃષ્ણ કને જઈ વીનવું, શુભ મહોચ્છવ હોય જેમ ॥૧॥

---

## ॥ ઢાલ ૨ જી ॥

માતા થાવચ્ચા તિહાં કણે આવે, જિહાં છે કૃષ્ણ નરિંદ રો॥ મીઠે વચન ભાંખે કરજોડી, સંસાર તજે છે તુજ નંદ રે ॥ અનુમતિ માગે છે ॥ મુજ ઘરસુત્રનું મંડાણ રે, તે સવિ ભાંગે છે ॥ મણિ માણેક મોતી ભંડાર રે, તે સવિ ત્યાગે છે ॥મુજ પ્રાણતણો આધાર રે, અનુમતિ માગે છે ॥૧॥ એ આંકણી ॥ છત્ર ચામર માગું તુમ કને, કરવા મહોચ્છવ સાર રો॥ એટલી આશ સફળ કરો, જાણી તુમે નિરધાર રો॥ અ૦ ॥૨॥ વયણ સુણી કૃષ્ણજી ઇમ ભાંખે, તુમે ચિંતા ન કરશો કોય રે ॥ અમે સ્વયંમેવ તુમે ઘર આયને, કરશું નિજ સુખ હોય રે ॥અ૦॥૩॥ હર્ષે કરી કૃષ્ણ વધાવીને, માતાજી નિજ ઘર આવે રે ॥ કૃષ્ણ સઘળી ઋદ્ધિ લેયને, થાવચ્ચા પાસે સધાવે રે ॥ અ૦॥ ૪॥ થાવચ્ચાને તેડી ઇમ ભાંખે, કાં તજો ઋદ્ધ સુખકારી રે ॥ ઉષ્ણ શીતળ એ દોય વિના, સઘળાં દુઃખ નિવારૂં રે ॥ અ૦ ॥ ૫ ॥ કુમર કહે દુઃખ દુર કરો તો, શ્યાને કાજે જઇએ ॥ જન્મ જરા રોગ મરણ નિવારો, તો સુખીયા થઇને રહીએ રે ॥ અ૦ ॥ ૬॥ વળતા કૃષ્ણજી ઇમ કહે, એ કાળ તણી ગતિ ન્યારી રે ॥ મુજથી ટાળી નવિ ટળે, ઇંદ્રાદિક ન શકે વારી રે ॥અ૦॥૭॥

---

॥ દોહા. ॥

મહોચ્છવ કીધો જુગતિશું, સ્વયમેવ કૃષ્ણ નરિંદ ॥ સંયમ લેવા સંચરે, તવ થયો બહુ આનંદ ॥૧॥

## ઢાલ ૪ થી.

( બે બે મુનિવર વોહરણ પાગરિયાં રે એ દેશી. )

અનુમતિ આપે તિહાં માતજી રે, સહસ પુરૂષની સાથ રે ॥ કુમર થાવચ્ચે સંયમ આદર્યો રે, નેમિજણંદને હાથ રે ॥ સાધુ સોભાગી થાવચ્ચો વંદિયે રે ॥૧॥ એ આંકણી ॥ શ્રી જીનવરજીએ કૃપા કરી રે, મુકયો સ્થવિરજીની પાસ રે ॥ ચૌદ પૂરવ ભણ્યો અતિ સુંદરૂ રે, અર્થ સહિત ઉદાર રે ॥ સા૦॥૨॥ ચાર મહાવ્રત અતિ સુધાં ધરેરે, પાળે પંચ આચાર રે, નવવિધ શિયળ સમાચરે રે. ષટ કાયા હિતકાર રે ॥સા૦॥૩॥ સમિતિ ગુપતિ આરાધે ભાવશું રે, લિયે નિર્વંધ સુજતો આહાર રે ॥ દશવિધ યતિધર્મ હૈડે ધરે રે, વિચરે કરિ ઉગ્ર વિહાર રે ॥સા૦॥૪॥ વિહાર કરતા અનુક્રમે આવિયા રે, શેત્રુંજય ગિરિવર ઉપર સાર રે ॥ અણુસણ કરીને એકજ માસનો રે, પહોત્યા મુગતિ મોઝાર રે ॥ સા૦ ॥૫॥ શ્રીમત લોંકાગચ્છપતિ રાજીયો રે, બિરાજે કેશવજી મુણિંદરે ॥ શીળ શિરોમણી ગચ્છપતિ વંદીએરે, જિમ લહીએ પરમ આણંદ રે ॥ સા૦ ॥ ૬ ॥ તાસ શાસન માંહે અતિ સુંદરૂ રે, શોભે ઋષિ ભીમજી સુખદાય રે ॥ તસ શિષ્ય તેજસિંહ બહુ ભાવશું રે, ઋષિ થાવચ્ચાના ગુણ ગાય રે, ॥ સા૦ ॥ ૭॥ ઇતિ.

---

## अथ श्री सुभद्रासतीनी सज्झाय.

મુનિવર સોધે રે ઇરજા, જીવનાં જતન કરંત ॥ તરણું ખુત્યું આંખમાં, નયણે નીર ઝરંત ॥૧॥ કલ્પવૃક્ષ જેણે ઓળખ્યો, આંગણે ઉભો રે જેહ ॥ જીભે તરણું કાઢીયું, સાસુને પડયો સંદેહ ॥૨॥ તે સજ્જન શું કીજીએ, જેણે કુળ લાગે લાજ ॥ પુત્ર વહુ સોના સમી, નહિ અમારે કાજ ॥૩॥ ગુણ વિણ શી ગુણ લાકડી, ગુણ વિણ નાર કુનાર ॥ મન ભાંગ્યું ભરતારનું, નહિ અમારે ઘરબાર ॥૪॥ પિયું વચન શ્રવણે સુણી, સતિ મન ચિંતવે એમ ॥ જિનધર્મ કલંક જાણી કરી, કાઉસ્સગ કીધો રે તેમ ॥૫॥ શાસન સુરી આસન ચળ્યું,

સતિ સિર આવ્યું રે આળ ॥ પોળ જડાવું નગરની, તોરે ઉતરશે ગાળ ॥૬॥ ભૂંગળ તો ભાગે નહિ, ઘણુ ન લાગે ઘાયા ચંપાપોળ ન ઉઘડે, આકુળ વ્યાકુળ થાય ॥૭॥ આકાશે ઉભા દેવતા, બોલે એહવા બોલ ॥ સતિ જળ સીંચે ચાલણી, તો રે ઉઘડશે પોળ ॥૮॥ રાજા મન આણંદિયો, નગર ઘણી છે નાર ॥ અંતેઉર છે માહરૂં; સતિય શિરોમણી સાર ॥૯॥ અંતેઉર કર્યું એકઠું, કૂવા કાંઠે નહિ માગ ॥ કાચે તાંતણે ચાલણી, તુટી જાયે ત્રાગ ॥૧૦॥ અંતેઉર થયું હયામણું, રાજા થયો નિરાશ ॥ માંટીપણું મનમાં રહ્યું, ધિક પડયો ઘરવાસ ॥૧૧॥ નગર પડહ વજડાવીયો, વસ્તી દીસે હેરાન ॥ પ્રજાને પીડા ઘણી, કોઇ દિયો જીવિતદાન ॥૧૨॥ પડહ આવ્યો ઘર આંગણે, નગરી હાલ કલોલ ॥ જો માતા અનુમતિ દિયો, તો હું ઉઘાડું રે પોળ ॥૧૩॥ વળિ વળિ વહુઅર શું કહું, નહિ નિર્લજને લાજ ॥ નવકુળ નાગ નાશી ગયા, આવ્યું કાકિંડે રાજ ॥૧૪॥ દોષ દીજે નીજ કર્મને, કલંક ચઢાવ્યુંરે માય ॥ પડહ છબી ઉભી રહી, જઈ સંભળાવ્યો રાય ॥૧૫॥ વેગે તે ગઇ વધામણી, રાજા નહિ વિશ્વાસ ॥ પ્રત્યક્ષ જુઓ એ પારખું, ત્યાં જઈ કરો તપાસ ॥૧૬॥ સુખાસન બેસી કરી, આવી જિહાં છે રે ભુપ ॥વદન તે પુનમ ચંદલો, દેખી હરખ્યો ભુપ ॥૧૭॥ રાજા મન આણંદિયો, હૈડે હર્ષ ન માય ॥ પ્રજાને પીડા ઘણી; સાર કરો મોરી માય ॥૧૮॥ અવર પુરૂષ બાંધવ પિતા, સતિ મનમાંહી સોય ॥ માનવ સહુ મેડાયે ચડી, સતીને જુએ સહુ કોય ॥૧૯॥ કાચે તાંતણે ચાલણી, સતી કળા ચઢી સોળ ॥ કામિની કૂપ જળે ભરે, ઉઘાડી ત્રણ પોળ ॥ ૨૦ ॥ કોઇ પીયર કોઇ સાસરે, કોઇ હોશે માને મોસાળ ॥ ચોથી પોળ ઉઘાડશે, જે હસે શિયળ ચોસાળ ॥૨૧॥ ચોથી પોળ ઉઘાડશે, જે હશે શિયળ નિકલંક ॥ સુર નર હોજ્યો સાખીયા, સુભદ્રાએ ટાળ્યું કલંક ॥૨૨॥ નાક રહ્યું નગરી તણું, ગામ ઉતારીરે ગાળ ॥ રાય રાણા પ્રસંશા કરે, સતિય શિરોમણિ સાર ॥ ૨૩॥ જે નરનારી પાળશે, તે તરશે સંસાર ॥ સિદ્ધ તણાં, સુખ પામશે, અમરતણો અવતાર ॥૨૪॥ સંઘો કહે શિયળે સતી, મહિલાયે રાખ્યું રે માન ॥ વાઘણ કેરાં દુધડાં, રહેશે સોના કેરે ઠામ ॥ ૨૫ ॥ ઇતિ. ॥

---

# अथ अंगफरकण विचार सज्झाय.

( દેશી ચોપાઇની. )

શ્રી શ્રીહર્ષ પ્રભુ ગુરૂ વંદી, જોડી કરીશ હું ચોપાઇ છંદા ॥ નર નારીનાં અંગ ઉપંગ, ફુરકે તાસ ફળાફળ ચંગ ॥૧॥ માથું ફરકે પૃહવી રાજ, પામી અવિચળ સારે કાજ ॥ ભાલ પુરકે સાજન વૃદ્ધિ, દિન દિન થાયે ઋદ્ધ સ્મૃદ્ધિ ॥૨॥ પાંપણ પુરકે સુખ સંપજે, થાનક બેઠા થાયે વિજે ॥ નાક આંખ વિચ ફુરકે જેહ, પ્રિય સંગમ હે.યે અવિહડ નેહ ॥૩॥ બેહુ આંખો ફુરકે જામ, મિત્ર મળે અણુચિંત્યો તામ ॥ નયન વિચાર કહું હવે જુઓ, વેદાગમનો લેઇ દુહો ॥૪॥ જમણી આંખો ઉપર ફુરે, તો જસ લાભને સુખ અનુસરે ॥હાણુ અને ક્ષય ભયની ચલે, ફુરકે વ્રત આંખે મહિયલે ॥૫॥ સુખ ભોગ સંગમ ઠાબિયે, નીચલી ફુરકે ફળ ભાવિયે ॥ ઉપર લીએ ક્ષય દુઃખ થાય, ઈણિપરે નયન કહ્યાં વિગતાય ॥ ૬ ॥ નાક તણી દાંડી જવ પુરે, આતમ સંતોષી સુખ કરે ॥ ટીગસી ફુરકે જવ નાસિકા, દિયે ભવ જસની તવ આસિકા ॥૭॥ લમણા પુરકે લખમી લછિ, પામે દૂધ દહીં ઘી છાશ ॥ કાન ફુરકે તો સુવચન સુણે, રૂડી વાત દિશો દિશિ સુણે ॥ ૭ ॥ગાલ ફુરકે સો સયળા ભોગ, અથવા ભોજન સાસુર જોગ ॥ હોઠ પુરકે જવ ઉપરે, તવ અચિંત્ય કળિયલ નર કરે ॥૯॥ સુખ મિષ્ટાન્ન ફૂરકે લહે, સ્ત્રીનો સંગમ થિર ગહગહે ॥ભોગ લહીજે હિડકી ફુરી, હોડે ફુરકો બોલી ખરી ॥૧૦॥ગળું પુરકે જવ નર નાર, વસ્ત્રાભરણુ લહે તેણિવાર ॥ ગાવડ પુરકે ભવ મરણુરો,દાખવિયો ફળ શાસ્ત્રે ખરો ॥૧૧॥ કળહ પુરકે હુવે તેહવે, લાભ ભોગ જસુ પુરકે ખવે ॥ કાખ પુરકે હોવે ધન હાણ, વાત કહી છે એહવી પુરાણુ ॥૧૨॥ પસવાડ ફુરકે જિણુ જિશે, વલ્લભ વાત સુણાવે તિસે ॥ પુંઠ પુરકે તો વૈરી મરે, કાજ સવિ ઘર બેઠાં સરે ॥૧૩॥બાંહ પુરકે પ્રિય જો મળે, કોણી પુરકે જય પદ મળે ॥ કર ફુરકે ટાળે આપદા, ફુરકે હથેળી દિયે સંપદા ॥૧૪॥ પોંચા ફુરકે ચિતારે મિત્ત, અથવા કિંપિ વધારે પ્રીત ॥ આંગુળિયાં પણુ તેહ વિચાર, નખ ફુરકે વૈરી જયકાર ॥૧૫॥ હૈડુ પુરકે લાભ પ્રમાણ, સ્તન પુરકે વિશેષ તસુ જાણુ ॥ પેટ પુરકે વાધે તસભંડાર, નાભી ફુરકે પાચ વિહાર ॥૧૬॥ આસન ફુરકે સ્ત્રી સંતાન, એહવું સુણિયે લૌકિક જ્ઞાન ॥ ઢીંચણુ

ફુરકે હરખ નિધાન, અથવા પદવી લહે પ્રધાન ॥૧૭॥ ગુહ્ય ફુરકતાં રમણી રંગ, પામે નિશ્ચે ઉત્તમ સંગ ॥ કટી ફુરકે પહેરે વસ્ત્ર, સાથળ ફુરકે બંધન શસ્ત્ર ॥૧૮॥ ગૂઢા ફુરકે વાહન ચડે, જંઘા ફુરકે પથે ખડે ॥ ગીરી ફુરકે સંપદા વધે, અથવા કેઈ અસિતિત સધે॥૧૯॥ પગ ઉપર ફુરકે ધન હોય, પગતળિયે સવિશેષો જોય ॥ પગ આંગુળિયો જિશે ફુરકરે, તવ અભિષ્ટ ઘર આવી ભરે ॥૨૦॥ પુરૂષ અંગુલી જે જમણો, વામ અંગુળ ફળ નારી તણો ॥ તુરત ફળ આપે સુભગને, મધ્યમ ફળ આપે વિહિવને ॥૨૧॥ દિવસ તણું ફળ બોલ્યું ક્રમે, વળિ વિપરીત કહ્યું નિશિ સમે ॥બ્રહ્મચારી બાળકુમાર, રાજા પ્રમુખ ફળાપતિ સાર ॥૨૨॥ સંવત નંદ ભવનરસ ચંદ, દસહરા દિન મહિમાણુંદ ॥ કહી વાત તન ફરકણ તણી, આગમ વાણી જિશિ ગુરુભણી ॥૨૩ ॥

---

## अथ श्री सर्वार्थसिद्ध विमाननी सज्झाय.

જગદાનંદન વીનવું રે, ત્રિસલા નંદન વીર ॥ છોરૂની પરે શીખવે રે, પુણ્ય કરો નિશ દીશો રે ॥ પુણ્ય ન મુકીએ ॥ જેહથી શિવસુખ હોય રે, તે કેમ ચૂકીએ ॥૧॥ એ આંકણી ॥ સર્વારથ સિદ્ધે અછે રે, સુરને સુખ અનેક ॥ તે વિવરીને હું કહું રે, સાંભળજો સુવિવેકો રે ॥ પુ૦ ॥૨॥ સર્વાર્થસિદ્ધે અછે રે, ચંદરુઓ ચોસાળ ॥ મોતી ઝુમખો તિહાં વટ્યો રે, ઓપે ઝાકઝમાળો રે ॥ પુ૦॥૩॥એક વચ્ચે મોતી વડું રે, ચોસઠ મણનું માન ॥ ચાર મોતી તસ પાખતી રે, બત્રીસ મણનાં પ્રધાનોરે ॥ પુ૦॥૪॥ સોળમણાં વળી શોભતારે, અડ મુક્તાફળ ચંગ ॥ આઠમણાં સોળજ સુણોરે, આણી રંગ અભંગો રે ॥ પુ૦॥૫॥ ચારમણાં વળિ ચિત્તહરૂ રે, મુક્તાફળ બત્રીશ ॥ બે મણ કેરાં મનોહરૂ રે, ચોસઠ કહે જગ દીશો રે ॥ પુ૦ ॥૬॥ એક મણા વળિ જાણજો રે, એકસોને આઠ વીશ ॥ તેહનું વર્ણન સાંભળી રે, કોણ ન ધૂણે શીશો રે ॥ પુ૦॥૭॥ સરવાળે સઘળાં મળી રે, દોયશે ત્રેપન હોય ॥ વલયાકારે જાણજો રે, તે મોતી સહુ કોયોરે ॥પુ૦॥ પવન લહે પરોવિયાં રે, સમકાળ તે જાણ ॥ મુખ્ય મોતીશું આફળે રે, રમણ ઝણુણુણ તામો રે ॥ પુ૦ ॥૯॥ તે માટે તિહાં દેવતા રે, અતિ સુખીયા પુણ્યવંત ॥ તિણે નાદે લીલા લહે રે, માને સુખ

અનંતો રે ॥ પુ૦ ॥ ૧૦ ॥ તેત્રીશ સાગર આઉખું રે, જાતું ન જાણે તેહ ॥ સિદ્ધપાહુડે વીરજી રે, અવિતથ્ય ભાંખ્યુ એહો રે ॥ પુ૦ ॥ ૧૧ ॥ છઠ્ઠતણો તપ હોત જો રે, તો પહોચત નિરવાણ ॥ સિદ્ધસિલા તિહાંથી અછે રે, જોજન બાર પ્રમાણો રે ॥ પુ૦ ॥ ૧૨ ॥ તે માટે ઈહાં અવતરી રે, દીક્ષા ગ્રહી ગુરૂ પાસ ॥ કેવળજ્ઞાન લહી કરી રે, પહોંચે શિવસુખ વાસો રે ॥ પુ૦ ॥ ૧૩ ॥ તેત્રીશ સહસ વરસ પછી રે, ભૂખ તણી રૂચી હોય ॥ તરત અમૃતમય પરગમે રે, લવસપ્ત સુર જોયો રે ॥ પુ૦ ॥૧૪॥ પુણ્યે શિવપદ સુરપદે રે, પુણ્યે લીલ વિલાસ ॥ ગુણવિજય પ્રભુશું કહે રે; પુણ્ય થકી ફળે આશો રે ॥ પુ૦ ॥ ૧૫ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી ચૌદ સ્થાનકિયા જીવની

(ચોપાઇની દેશી.)

ગૌતમ ગુરુના પ્રણમી પાય, પામી સહગુરુનો સુપસાય ॥ મનુષ્ય સમુછિંમ ઉપજે જેહ, સ્થાનક ચૌદે કહીશું તેહ ॥૧॥ ગર્ભજ મનુષ્યતણો [1] ઉચ્ચાર, તેહમાં જીવ અસંખ્ય અપાર ॥ મનુષ્ય સમુચ્છિમ પંચેંદ્રિય જોય, ઉપજે સ્થાનક પહેલો સોય ॥ [2] ॥ માત્રા માંહે બીજે જાણ, ત્રીજે [3] બળખા માંહી પ્રમાણ ॥ [4] ॥ શ્લેષમમાંહી ચોથો વળી, [5] વનમાં પાંચમો કહે કેવળી ॥૩॥ [6] પિત, પરૂ [8] લોહીને [9] શુંક. સ્થાનક નવ જાણો અચૂક ॥[10]॥ પુદગળ સુકાહોયે જેહ, પાછાં ભીંજે દશમો તેહ ॥૪॥ [11] મૃતકળેવર ઇગ્યારમો [12] સંજોગ સ્રી નરનો બારમો ॥ તેરમો [13] ખાળ નગરની ધાર, ચૌદમો સર્વ [14] અશુચિ નિવાર ॥૫॥ માણુસનાં એ ચૌદે જિહાં, મનુષ્ય સમુચ્છિમ ઉપજે તિહાં ॥ અંગુળ અસંખ્ય ભાગ તસ કાય, અંતર મહુરત તેહનું આય ॥૬॥ યોની માંહે જીવ અસંખય, મરે ઉપજે નહી તસ શંક ॥ એહવાં જતન કરે નહીં જેહ, સબળ પાપ કરી બુડે તેહ ॥૭॥ ભુમિ ભીની છાંહિ હોવે જિયાં, મળ માત્રાદિ ન નાંખો તિહાં ॥ માત્રા ભરિ ભરિ નવિ રાખીએ, બળખા જિમ તિમ નવિ નાંખીએ ॥ ૮ ॥ લોહી વમન ને રાખે કરી, તુરત જતન કીજે ચિત્ત ધરી ॥ અવાળુ હોવે જિયાં બહુ રાય, પરઠવિજે નહી તેણે ઠાય ॥૯॥ માત્ર ભીની ભુમિ પરિહરો, પ્રહસમય તે ઉપરમતિ કરો ॥ અજયણાએ હાતણુ મત કરો, જિમ અવિચળ સવિ સંપતિ વરો ॥૧૦॥ મળ માત્રા જિહાં પડીયાં હોય, મળ માત્રાં મત કરો

તિહાં કોય ॥ પાપ સર્વ દૂરે ટાળીએ, ઈણિપરે જીવદયા પાળીએ॥ ૧૧ ॥ મિથ્યા મત તુમે પરિહરો, જિમ એહમાં કહિ નવિ અવતરો॥ તિર્યંચને મળે ઉપજે નહી, મનુષ્યને મળે ઉપજે સહી ॥૧૨॥પન્નવણા પદ જોઇ સાર, એ સજ્ઝાય કરી સુખકાર ॥ ઉદયપુરી કહે મુનિ ધર્મદાસ, ભણે સુણે તસ લીલવિલાસ ॥ ૧૩ ॥ ઈતિ. ॥

---

## श्रीमद् बुद्धिसागरजीकृत प्रभातीयां.

## आत्माने जाग्रतिभावनो उपदेश. झुलणा छंद.

જાગરે આતમા જાગરે આતમા, મોહની ઉંઘમાં ચોર લૂંટે;
વિત્ત દારા અને વિષયની વાસના, પાસથી શત્રુઓ ખુબ કૂટે.જાગ૧
વૃત્તિ બાહિર્વહે કર્મ આટે ગ્રહે, આતમા ભ્રાન્તિથી ભાન ભૂલ્યો;
ક્રોધને માનથી લોભ માયાથકી, લક્ષ ચોરાશિમાં ખુબ ઝુલ્યો. જાગ. ૨.
પામી માનવપણું પુણ્ય ઉત્કર્ષથી, મુકિત સાધન અરે તેં વિસાર્યું;
ખુબ અપકૃત્યથી પાપ ગાડું ભર્યું, જાવવું નર્કમાં કેમ ધાર્યું.જાગ. ૩
શ્વાસ ઉચ્છવાસથી જીવ આયુ ઘટે, ખબર નહિ કાલની કેમ થાશે;
કાલનું કૃત્ય તે આ ક્ષણે કીજિએ, ધર્મથી આ ભવાબ્ધિ તરાશે.જાગ૪
કોટિ ધન આવશે નહિ કદી સાથમાં, પાપ ને પુણ્ય સાથેજ આવે;
દાન કરજે સદા ધર્મ વાટે મુદા, દાનથી આતમા મોક્ષ પાવે.જાગ ૫
સ્મરણ કર દેવનું શરણ છે દીનનું, સાધુના દર્શને પુણ્ય થાવે;
સાધુ દર્શનથકી સાધુ વન્દનથકી, કોટિ ભવનાં કર્યાં પાપ જાવે. જાગ..૬
સાધુના સંગથી આતમા જાગતો, તીર્થ જંગમ મુનિ ભવ્ય સેવો;
તીર્થ જંગમ મુનિ કલ્પવેલી અહો, પુષ્કરાવર્તના મેઘ જેવો જાગ૭
સાધ લે સિદ્ધિને ધર્મવ્યવહારથી, ભકિત ઉત્સાહથી યત્ન ધારો;
ધર્મ કરણી કરી ફોક થાવે નહીં, ધર્મથી આવશે દુઃખ આરો.જાગ.૮
ઉંઘ ત્યાગી અહો દેહ દેવળ વિષે, શુદ્ધ ચેતન પ્રભુને જગાડો;
બુદ્ધિસાગર સદા ભાવના મોગરી, સ્મરણનો ઘણ્ટ હેતે વગાડો.જાગ.૯

---

## दयामां सर्वधर्मावतार.

ઝુલણા છંદ.

દીલમાં રહેમ આણી અરે માનવી, દુઃખિયા પ્રાણિયોને ઉગારો;
ધર્મ મોટો દયા રાખવી જીવની, પ્રાણિને પ્રાણ જાતાં ન મારો, દીલ.૧

ધર્મનું મૂળ પ્રાણી દયા મોટકી, મૂળના વિણુ નહી હોય ડાળાં;
રહેમ દષ્ટિ વિના હોય નહિ ધર્મ કો, સ્વર્ગના બારણે બન્ધ તાળાં. દીલ ૨
વારિ અગ્નિથકો પ્રગટતો નહી કદી, રેત પીલે નહી તેલ આશા;
રહેમ દૃષ્ટિ વિના ધર્મ નહિ માનવી, ચાસણીબીન કયાંથી પતાસાં.દીલ.૩
આપણો આતમા અન્યનો તેહવો, સર્વને મૃત્યનું દુ:ખ મોટું;
પ્રાણિને મારતા પાપ લાગે ઘણું, રહેમ દૃષ્ટિ વિના કૃત્ય ખોટું. દીલ. ૪
પાપના પોટલે પેટ પાપી ભરે, ખત બંદુકથી જીવ મારી;
પાપથી પાતકી દુ:ખ પામે ઘણું, જાય અંતે મનુજ જન્મ હારી. દીલ.૫
યત્ર હિંસા તિહાં ધર્મ નહિ લેશ છે, દુ:ખિયા પ્રાણિયો ને ઉગારો;
પ્રેમથી માનવી દીલ લાવી દયા; ધર્મ સાચો દયાથી વિચારો. દીલ. ૬
પશુ અને પક્ષિઓ છાણના જીવડા, તેહ માનવ થશે કોઈ કાળે;
નીચપણ પ્રાણિયા ઉચ્ચ અવતાર લે, શાસ્ત્રની દૃષ્ટિથી કોઇ ભાળે. દીલ૭
ધર્મ નહિ કો દયા સરિખો જગતમાં, દીલમાં માનવી લે વિચારી;
વીર ભગવાનની સાંભળી ને દયા, ધર્મ તે જાણજો સત્ય ધારી. દીલ. ૮
સર્વનો આતમા એક સરખો ગણી, આત્મવત રાખજો સર્વ દૃષ્ટિ;
બુદ્ધિસાગર અહો માનવી દેવ છે, જેહ કરતો દયા મેઘવૃષ્ટિ દીલ. ૯

---

## धर्मप्रभाव.

### ઝુલણા છંદ,

ધર્મ કર આતમા, ધર્મથી હોય સંસાર પારો;
ધર્મ કરતાં કદી ધાડ આવી પડે, પૂર્વના કર્મથી તે વિચારો. ધર્મ. ૧
ધર્મથી દેવતા ધર્મથી માનવી, ધર્મથી નરપતિ શ્રેષ્ટ થાવે;
ધર્મથી ઈષ્ટ સંયોગ આવી મળે, ધર્મથી દુ:ખ દૌર્ભાગ્ય જાવે. ધર્મ. ૨
અગ્નિ પણ જલ હુવે સર્પ માલા હુવે, ધર્મથી કીર્તી જગમાં ગવાતી;
ધર્મથી સિદ્ધિને પામતો માનવી, ધર્મથી રૂદ્ધિયો સહુ પમાતી ધર્મ. ૩
ધર્મના તેજથી મેઘ વર્ષા કરે, ધર્મના તેજથી વાય વાયુ,
ધર્મના તેજથી રાત્રિ દીવસ થતા, ધર્મના તેજથી દીર્ઘ આયું.ધર્મ.૪
માનવી ઉંઘતો ધર્મપણ જાગતો, ધર્મનું બાંધિએ સત્ય ભાતું;
ચોર ચોરે નહીં અગ્નિ બાળે નહીં, સમજ જો ધર્મનું સત્યખાતું.ધર્મ.૫
ધર્મથી પરભવે ઉચ્ચ અવતાર લે, ધર્મથી પાપ સર્વે પ્રણાશે;
ધર્મથી લબ્ધિયો જીવને સંપજે, ધર્મથી સર્વ બુદ્ધિપ્રકાશે.ધર્મ. ૬

પગ પગે રૃદ્ધિયો પ્રગટતી ધર્મથી, ધર્મથી દુનીઆ હાથ જોડે,
ધર્મ હીરો તજી મૂઢમાનવ અરે, પાપના પથ્થરે શીર ફોડે. ધર્મ. ૭
સત્ય આનન્દને મોજ છે ધર્મથી, પૂર્વભવનાં કર્યાં આજ પાવે,
હાલના ધર્મને ભોગવે પરભવે, પામતો ફલ યથા બીજ વાવે. ધર્મ. ૮
આમ બાવળ અને લીંબડો આંબલો, માનવો જે રચે તેહિ વાવે;
વાવિએ જેહવું પામિએ તેહવું, નાસ્તિ તેમાં જરા કોઇ દાવો.. ધર્મ.૯
ધર્મના બીજ વાવો સદા પ્રેમથી, ચાલજો ધર્મથી મુક્તિવરે;
બુદ્ધિસાગર અરે ચેતજે આતમા,માલ છે મુક્તિનો શીરસાટે.ધર્મ.૧૦

---

# निद्रा त्याग.

કુલણાછંદ.

ઉંઘ નહિ આતમા ઉંઘ નહિ આતમા, ઉંઘતાં કાળ વીત્યો અનાદિ;
ઉંઘતાં આતમા દુઃખ પામ્યો બહુ, ભુલિયો શુદ્ધ ચૈતન્ય યાદી.ઉંઘ૧
ઉંઘથી આળસુ સત્ય જોયું નહીં, ઉંઘથી કાર્ય કરવું વિસાર્યું;
ઉંઘમાં શત્રુ છે આપણો આત્મા, સત્ય જીવન અહો જાય હાર્યું.ઉંઘ.૨
ખડગ ચોધાર નિદ્રા બડી વૈરિણી, ઉંઘમાં કર્મ બંધાય જાણ;
ઉંઘથી જ્ઞાન ધ્યાન ભુલે સહુ, ઉંઘથી દુઃખડાં દીલ આણો. ઉંઘ. ૩
સર્વનો ઘાત વકત્રીં અહો ઉંઘ છે, ઉંઘમાં ટેકની ભુલ થાવે;
ઉંઘને ટાળતાં ઉંઘને ખાળતાં, ભાન ચેતનતણું દીલ આવે, ઉંઘ.૪
દ્રવ્યને ભાવ ભેદે અહો ઉંઘ છે, જગત્માં ભાવથી ઉંઘ મોટી;
રાગને દ્વેષથી રમણુતા બાહ્યમાં, ભાવ નિદ્રા અહો કેમ છોટી.ઉંઘ.૫
ભાવથી ઉંઘતા મોહના જોરથી, અટકતા પ્રાણિયા દુઃખ પાવે;
વિવિધ કાયા ગ્રહી ઘોર સંસારમાં, ભટકતાં પારરે કેમ આવે. ઉંઘ ૬
ત્યાગ દુષ્કર અપો ત્યાગ દુષ્કર અહો, ભાવ નિદ્રા તણો ભવ્ય ભાળો;
બોલતાં ચાલતાં ઉંઘતાં પ્રાણિયા, ભાવ નિદ્રા એહ ચાળો. ઉંઘ. ૭
ઉંઘની લહેરમાં ઝેર છે મોટકું, ઉંઘમાં દુઃખનો પાર નાવે;
જાગરે આતમા પામિ સમ્યકત્વને, ભોર વેળા અહો બોધિ ભાવે. ઉંઘ.૮
ઉંઘની ઘેનમાં ઘોર રાત્રી અહો, ઉંઘ મિથ્યા મહા દુઃખદાયી;
જાગને આતમા પામી સમ્યકત્વને, ભક્તિ ઉત્સાહને ચિત્ત લાયી. ઉંઘ. ૯
ઉંઘને ત્યાગરે ઉંઘને ત્યાગરે, ચિત્તમાં ચેતના શુદ્ધ ધારી,
બુદ્ધિસાગર સદામુક્તિના પંથમાં, જાગિને ચાલજે શીખ સારી ઉંઘ.૧૦

# શુદ્ધ ચેતવણી ઉપદેશ.

ઝુલણાછંદ.

ચેતરે માનવી ચેતરે માનવી, ચિત્ત ચકડોળમાં કેમ ઝુલે;
મોહના ફંદમાં ફોક ફસિયો અરે, તત્ત્વ વિદ્યા લહી કેમ ભુલે. ચેતરે. ૧
મોહના તોરમાં ભાન ભુલ્યો અરે, કામને ક્રોધથી જન્મ હાર્યો;
જ્ઞાન વૈરાગ્યને શુદ્ધ ચારિત્રથી, આતમા શુદ્ધ રૂપે ન ધાર્યો. ચેતરે ૨
વિષયના વૃક્ષને વાવતો પ્રેમથી, પ્રાપ્ત થાશે ફલો તો નઠારાં;
તત્ત્વ બુદ્ધિ ધરી મોહ માયા હરી, વાવજે ધર્મનાં વૃક્ષસારાં.ચેતરે.૩
પાણિમાં માછલું જેમ તરસ્યું રહે, તેમ અજ્ઞાનથી ચિત્ત ધારો;
જ્ઞાનના પ્રાણિમાં આતમા માછલું,પ્રેમથી આતમા ભવ્ય તારો.ચેતરે.૪
ચેતજે આતમાં સારમાં સાર છે, શુદ્ધરૂપે પ્રભુ તું પ્રકાશી;
બાહ્ય વ્યવહારમાં ઉંઘજે યોગથી, ધ્યાનમાં જાગજેરે વિલાસી.ચેતરે.૫
રાત્રિ દિવસને દીવસમાં રાત્રિ છે, સમજતા જ્ઞાનથી જ્ઞાન યોગી;
બુદ્ધિસાગર સદા ચેતજે જ્ઞાનથી,યોગિ પણ તું સદા છે અયોગી.ચેતરે.૬



# સંસારની અસારતા

ઝુલણાછંદ

સર્વ સંસારના ભાવ છે કારમા, સાર તેમાં નથી સત્ય ભાખું;
રૂપ જુદા ધરે પ્યાર ત્યાં શું કરે, સમજજે આતમા સત્ય દાખું.સર્વ.૧
ક્ષણિક આનન્દમાં મોહથી મુંઝીને, ભવ્ય માનવપણું કેમ હારે;
આજને કાલ કરતાં થતાં માનવી, કાળ આયુ હરે કો વિચારે સર્વ ૨
બાહ્ય આનન્દનો રંગ છે અભિનવો, નષ્ટ તેતો થશે ચિત્ત ધારો;
આધિને વ્યાધિથી મુકત કર આતમા,સમજિને સત્યને તેમ હારો.સર્વ.૩
લક્ષ ચોરાશીમાં વિવિધ દેહો ધર્યા, મોહ અજ્ઞાનથી પાર નાવ્યો;
આતમા સત્ય જાણ્યો લહી જ્ઞાનને,દીલમાં તે સદા ખુબ ભાવ્યો.સર્વ.૪
જુઠ સંસારમાં સાર છે નહિ કશું, તત્ત્વદૃષ્ટિથકી લે વિચારી;
વર્ણને વેષ લિંગાદિકે ધર્મ નહિ,ભ્રાન્તિમાં ભુલતાં છે ખુવારી.સર્વ.૫
સદ્ગુરુ ખડગથી સમજરે ધર્મને, ધર્મથી પાપ સઘળાં પ્રણાશે;
સાધનન્તિ સ્થીતિ પામતો આતમા, ધર્મથી શુદ્ધ રુપ પ્રકાશે.સર્વ.૬
વિત્તના ફન્દમાં દુ:ખના કન્દ છે, સત્ય વૈરાગ્યથી તે વિચારો;
સત્ય આનન્દમાં રમણતા રાખવી, જાપ અજાપથકી જીવતારો. સર્વ.૭

ફોક ઝગડા કરી ધર્મના ફન્દમાં, કેમ આયું અરે ભવ્ય ગાળો;
તત્ત્વ નહિ અન્યથા કોઈ કાળે થતું, સત્યસારાંશથી ધર્મ પાળો. સર્વ.૮
વીર વચનો સદા સર્વ સાપેક્ષ છે, સમજીએ જ્ઞાનને દીલ ધારી;
બુદ્ધિસાગર યદા મુક્તિના પંન્થમાં, વીરવચનો મહા ઉપકારી. સર્વ.૯

---

## પ્રભાતિયું

ઝુલણાછંદ

જાગ અબ આતમા જાગ અબ આતમા, દીલ નવકારનું સ્મરણ કીજે
કોણ હું શાથકી આવિયો ક્યાંથકી, કૃત્ય શું આતમા કેમ છીજે.
જાગ. ॥ ૧ ॥
હેય આદેયને જ્ઞેય શું જગ વિષે, આજ લગી આત્મહિત શું વિચાર્યું;
ચેત ચેતન પ્રભુ ઉંઘ નવિ આળસુ, મોહ માયાથકી જીવન હાર્યું.
જાગ. ॥ ૨ ॥
શ્વાસ ઉશ્વાસમાં આયુરે જાય છે, વીતિયું જીવન નહિ ફેર આવે;
રાજ રાણા ગયા દેવ દાનવ ગયા, અમર નહિ કોઇ જગમાં રહાવે.
જાય. ॥ ૪ ॥

---

# दलसुखभाइ गीरधरभाइ कृत.

## वीर प्रार्थना.

( ભુજંગી છંદ )

નમું વીર સ્વામી, મહા ઉપગારી, કૃપા દુઃખ નાંખો વિદારી;
ગતિ ચાર ફેરાની વેળા નિવારો, દયાળુ પ્રભુ દાસ જાણી ઉગારો-૧
મહા નીચ કર્મે પુરો ઘેર ઘાલ્યો; વડેરા અરિ મોહની સાથે મ્હાલ્યો;
તથાપિ તમારો નથી છુટકારો, દયાળુ પ્રભુ દાસ જાણી ઉગારો. ૨
પડ્યા ચાર ચંડાળ કેડે હમારી, દશા દાસની સૌ નાંખો નિવારી;
કરો રંક રાજી શિશુ આ તમારો; દયાળુ પ્રભુ દાસ જાણી ઉગારો.૩
થયો લંપટી ભામીનીએ ભમાવ્યો, મનુ જન્મ પામી વૃથા મેં ગુમાવ્યો;
બુડયો સિન્ધુ સંસાર ક્યાંછે કિનારો, દયાળુ પ્રભુ દાસ જાણી ઉગારો.૪
તર્યા આપ પોતે વર્યા સિદ્ધ રાણી, ભમું ફેરાનિ કર્મે કમાણી;
મલ્યા નાથનો સાથ કીજે ઉદ્ધારો, દયાળુ પ્રભુ દાસ જાણી ઉગારો. ૫

બુરી ભીડ ભાગો વડેરા પિતાજી, બુદ્ધયબ્ધિ પામી થયો રાજી રાજી;
કીધી વિનતી "દિલખુશે" ઉરધારો, દયાળુ પ્રભુ દાસ જાણી ઉગારો, ૬.

## ક્રોધ પ્રતિ ધિક્કાર.

( ગઝલ. )

અરેરે ક્રોધ આવો શું ? જુલમ તું તો ગુજારે છે;
મનુષ્યોની સુઘડ કાયા, મલિનતામાં ઝબોળે છે. ૧
નથી જોતો જરાએ તું, બનીને અન્ધ આવે છે;
અરેરે ! તું સહોદરને, લડાવીને રડાવે છે. ૨
સહોદરમાં લઠાવે તો, અરિમાં બાકી શું ? રાખે;
અરેરે ! તું મનુષ્યોના, શરીરને રાખમાં નાંખે. ૩
જરી નવ લાભ તેથીરે, થવાનો છે તને કાંઈ;
અરેરે દુષ્ટ શું ? ત્યારે, ગુજારે છે જુલમ આંહી. ૪
કદીએ પુત્ર કે પુત્રી, પિતા હાથે હણાંયે શું ?
નહિ; કો દિન અરે ભાઇ, હણે છે ક્રોધની પરશુ. ૫
અરેરે ! ક્રુર નીચાને, વિધિ શિક્ષા નથી દેતો,
અધમ કર્મો કરંતો તે, વિસામો કાંઈ ના લેતો. ૬
અરે ? ઓ મોક્ષના દાતા, કરૂંછું પ્રાર્થના એવી;
ઘટે સંભાળ "દિલખુશ" ની સમય આવ્યા મહી લેવી.

## ઉપદેશ પદ.

( કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડીરે:—એ રાગ. )

કેમ મોહી રહ્યો પ્રાણીયારે, તારૂં જીવતર એળે જાય,
ધર ધ્યાન સદા જીનરાજનું રે. ૧
મોહ માયાને તું વળગી રહ્યોરે, નિત્ય આયુષ્ય ઓછું થાય;
ધર ધ્યાન શદા જીનરાજનું રે. ૨
તારે લાડી ગાડી ને બહુ દીકરારે, પણ સાચાં સગાં ન ગણાય;
ધર ધ્યાન સદા જીનરાજનું રે. ૩

માત તાત ભગિની ખોટાં જાણુવાંરે, ધર્મવિના સગું ન સુહાય;
ધર ધ્યાન સદા જીનરાજનું રે. ૪
ઘેલી માયા માટે તું મથી મરેરે, પૈસો પેદા કરવાને ગુલતાન;
ધર ધ્યાન સદા જીનરાજનું રે. ૫
પર ઉપકારે પાઇ નવ આપતોરે, લોભે થઇ ગયો નાદાન;
ધર ધ્યાન સદા જીનરાજનું રે. ૬
અભિમાન ધરે આ દેહનું રે, નથી હાડ ચર્મમાં કંઇ માલ;
ધર ધ્યાન સદા જીનરાજનું રે. ૭
ભભકો એ ઉપરથી દીસતોરે, માંહે ગંદાઈ તણો એ ખાળ;
ધર ધ્યાન સદા જીનરાજનું રે. ૮
માયા માયાને મુખે તું જપીરે, સુખે સુતો નહિ પલવાર;
ધર ધ્યાન સદા જીનરાજનું રે. ૯
પણ માયા સઘળી પડી રહેરે, ખાઇશ જમનો ઝાઝેરો તું માર;
ધર ધ્યાન સદા જીનરાજનું રે. ૧૦
એક સાચું શરણું શ્રી અરિહંતનુંરે, બાકી સરવે છે આળ પંપાળ;
ધર ધ્યાન સદા જીનરાજનું રે. ૧૧
કહે માણિકપુરે દિલખુશજીરે, ધર્મ કરે ઉતરીશ ભવપાર;
ધર ધ્યાન સદા જીનરાજનું રે. ૧૨

---

## उपदेश पद.

( રાગ કાફી—ધીરાના પદનો. )

જીવડલા ચેતોરે, જગમાંથી જાવું સહી;
અજ્ઞાને અંધારે, મુંઝાયો તું મોહી રહી, જી૦ ૧
જૂઠા સંસારે માયા કરીને, મેળવે ધન અપાર;
પરલોકમાં એ તારી પાછળ, આવે નહિ કાંઇ નિરધાર,
આવ્યા તેવું જાવુંરે, સાથે પુન્ય પાપ લઈ. જી૦ ૨
કેનું ધન, નારીને પુત્રો, માત પિતાદી સર્વ;
મર્ણ સમયે થાયે અળગા, ત્યારે ઉતરશે ગર્વ,
પાછળથી પસ્તાઈશ રે, સમજ તુજ હૃદય મહીં. જી૦ ૩
દુઃખ વેઠીને ભેગું કર્યું તે, જાયે જરૂર પર હાથ;

ધર્મ મારગમાં કંઇ નવ ખરચ્યું, બન્યો મુરખનો નાથ,
આવ્યો અવસર ચુકયોરે, અજ્ઞાનતા નાત મહીં. જી૦ ૪
જે જગમાં બહાદુરો ગણાતા, સેવક સાથે હજાર;
તેવા નર પણ ચાલ્યા ગયા, તે જોતાં નહીં જડનાર,
સમજી તેવું ચેતોરે, તો સુખ પામો કંઈ. જી૦ ૫
સંસારી માયાને માટે, બેઠો નહિ પલવાર;
પણ મરતાં સમશાને તું તો, પોઢીશ થઇ લાચાર,
તે વખતે તારીરે, સમજણ સમજાએ નહિ. જી૦ ૬
માટે જીનજીનું ધ્યાન ધરીલે, મળે મોક્ષનું સુખ;
બુદ્ધિસાગર રાગી કહે છે, ગિરિધર સુત દિલખુશ,
જૈન ધર્મ રૂડોરે, મળીઓ આ ભવની મહાં. જી૦ ૭



# અથ શ્રી ગર્ભબહોતેરી

ઉતપતિ જો જો આપની, મનમાંહી વિમાસ ॥ ગરભાવા
જીવડા, વસિયો નવ માસ ॥ ઉતપતિ૦ ॥૧॥ એ આંકણી ॥ ના
તણી નાભી તળે, જિન વચને જોય ॥ પુલતણી જિમ નાળિકા, તે
નાડી છે દોય ॥ ઉ૦॥૨॥ તસુ તળે યોની કહી, વર ફુલ સમાન
અંબતણી માંજર જિશો, તિહાં માંસ પ્રધાન ॥ઉ૦॥૩॥ રૂધિર અ
તિણ ઠામથી રૂતુકાળે સદેવ ॥ રૂધિર શુક્ર યોગે કરી, તિહાં ઉપ
જીવ ॥ ઉં૦॥૪॥ જે અપાવન પવને કરી, વાસત દુર્ગંગ ॥ તિ
થાનક તું ઊપન્યો, હવે હુઓ મહાંધ ॥ ઉ૦॥૫॥ નાળી વાંસત
ઘણું, ભરીએ રૂ ધાલ ॥ તાતી લોહ શિલાક તે, જીળે તતકાળ
ઉ૦ ॥૬॥ તિમ મહિલાની યોનીમાં, છે નવલખ જીવ ॥ પુરૂષ
સંગે તે સહુ, મરી જાય સદેવ ॥ ઉ૦॥૭॥ ઊપજે નર નારી મ
પંચેંદ્રિયે જેહ ॥ તેહતણી સંખ્યા નહી, તજો કારજ એહ ॥ઊ
॥૮॥ નવલખ જીવ ટકે તિહાં, ઉત્કૃષ્ટી વાર ॥ જીવ જઘન્ય પ
ટકે, એક દો ત્રણ ચાર ॥ઊ૦॥૯॥ જીવ જઘન્ય તિહાં રહે, મુ
રત પરિમાન ॥ બાર વરસની સ્થિતિ તિહાં, ઊત્કૃષ્ટી જાણ ॥ઊ૦॥૧૦
તિણે ગર્ભે કોઇ જીવડો, ઈમ કહે જગદીશ ॥ ફરી મરી આવે
રહે, સંવત્સર ચોવીસ ॥ઊ૦॥૧૧॥ મહિલા વરસ પંચાવને, કહા
નિર્બીજ ॥ પંચોતેર વરસ પછે, થાય પુરૂષ અબીજ ॥ઊ૦॥૧૨

જમણિ કુખે નર વશે, તિમ ડાબે નાર ॥ વચ્ચ નપુંસક જાણીએ; જિન વચને વિચાર ॥ઉ૦॥૧૩॥ હવે સામાન્ય પણે ઇંહાં, આખ્યો ગર્ભાવાસ ॥ સાત દિવસ ઉપર રહે, નર ગતિ નવ માસ ॥ઉ૦॥ ૧૪ ॥ આઠ વરસ તિર્યંચ રહે, ઉત્કૃષ્ટો કાળ॥ ગર્ભવાસે ભોગવ્યાં, ઈમ બહુ જંજાળ ॥ઉ૦ ॥૧૫॥ કાર્મણ કાયે કરી લીયો, પહેલો તે આહાર ॥ શુક્ર અને શ્રોણિત તણો નહિ જુઠ લગાર ॥ ઉ૦ ॥૧૬॥ પર્યાપ્તિ પૂરી નહી, તિહાં વિશવાવીસ ॥ તિણે આહારે એ તનુ થયો, ઓદારીક અરૂ મીસ ॥ ઉ૦॥૧૭॥ પવન આવે ઉદર થકી, ઉપજાવે અંગ ॥ અગ્નિ કરે થિર તેહને, જળ સુરસ સુરંગ ॥ઉ૦॥ ૧૮ ॥ કઠિણ પણું પૃથ્વી રચે, અવગાહ આકાશ॥ પાંચે ભુત શરીરનો, એમ કરે પ્રકાશ ॥ઉ૦॥૧૦॥ બાર મહુર્ત રૂતુ પછે, વિલસે નરનાર ॥ ગર્ભતણી ઉત્પતિ નહી તિહાં, નહી અવર પ્રકાર॥ઉ૦॥૨૦॥ કલિલ હુવે દિન સાતમે, ખરબુદ દિન સાત॥ ખરબુદથી પેશી વધે, ઘન માંસ કહાત ॥ ઉ૦ ॥ ૨૧ ॥ માંસતણી ગોટી હુવે, અડતાળીશ ટાંક। પ્રથમ માસે જિનવર કહે, મન મ ધરો શંક ॥ઉ૦ ॥૨૨॥ રૂધિર માંસ બીજે હુવે, હવે ત્રીજે માસ ॥ કર્મતણે યોગે કરી, માતા મન આશ ॥ઉ૦॥૨૩॥ ચોથે માસે માતના, પરિણમે સહુ અંગ ॥ હાથ અને પગ પાંચમેં, તિમ મસ્તક સંગ ॥ ઉ૦॥૨૪॥ પિત્ત રૂધિર છઠે પડે, સાતમે ઇમ સંચ॥ નવ ધમણી નસ સાતસેં, પેસી સય પંચ ॥ ઉ૦ ॥ ૨૫ ॥ રોમરાઈ સાતમે, સાડીતીન ક્રોડ ॥ ઉપજે ઊણા કેટલે ઈમ આગમ જોડ ॥ ઉ૦ ॥૨૬ ॥ આઠમે માસે નીપન્યું, એમ સકળ શરીર ॥ ઊંધે શિર વેદન સહે, જંપે જિન વીર ॥ ઉ૦॥૨૭॥ શ્રોણીત શુક્ર સંલેષમાં, લઘુ ને વડિનીત ॥ વાત પિત્ત કફ ગર્ભમેં, એ થાયે ઈણુ રીત ॥ઉ૦॥૨૮॥ માતતણી ડુંટી લગે, બાળકની નાળ ॥ રસ આહાર તિહાં, આવે તતકાળ ॥ઉ૦ ॥ ૨૯ ॥ જનની લેવે આહાર તે જાય નાડો નાડ ॥ રોમ ઈદ્રિનખ ચખુ વધે, તિમ મજ્જાને હાડ ॥ ઉ૦ ॥ ૩૦ ॥ સવિહુ અંગે ઉલ્લસે, સર્વાંગે આહાર ॥ કવળ આહાર કરે નહીં, ગર્ભઈશો વિચાર ॥ ઉ૦ ॥૩૧॥ તે ગર્ભે કિણુ જીવને, થાયે જ્ઞાન વિભંગ ॥ અથવા અવિધ કહીજીએ, તિણે જ્ઞાન પ્રસંગ ॥ઊ૦॥૩૨॥ કટક કરી વૈક્રિયપણે, ગુરી નરકે જાય ॥કો જિન વચન સુણી કરી, મરી સુર પણુ થાય ॥ઊ૦ ॥૩૩॥ ઊંધે મુખ ગુડા હિયે, સહેતો બહુ પીડ ॥ દ્રષ્ટિ આગળ

બિહુહાથશું, રહે મૂઠી ભીડ ॥ઉ૦॥૩૪॥ નર વિણુ વસ્ત્ર જળાદિકે, ઉપજે ઓધાન ॥ અથવા બિહુ નારી મળ્યાં, કહ્યાં ગર્ભ વિધાન ॥ ઉ૦ ॥૩૫॥ કોઇ ઉત્તમ ચિંતવે, દેખી દુઃખ રાસિ ॥ પુણ્ય કરૂં પરો નીકળી, નાહુ ગર્ભાવાસ ॥ઉ૦॥ ૩૬॥ ઉઠ કોડી સુઇ અંગમા, કોઈ ચાંપે સમકાળ ॥ તિણુથી ગર્ભમાં આઠગુણી, સહે વેદના બાળ ॥ઉ૦ ॥૩૭॥ માતા ભુખી ભુખીયો, સુખિણી સુખ થાય ॥ માતા શૂતે તે સુવે, પરવશ દિન જાય ॥ ઉ૦॥૩૮॥ ગર્ભથકી દુઃખ લખગુણું, જનમે જિણીવાર ॥ જનમ થયે દુઃખ વીશરું, ધિગ મોહ વિકાર ॥ ઉ૦ ॥ ૩૯॥ ઉપન્યો અશુચિપણે તિહાં, મળમુત્ર કળેશ ॥ પિંડ અશુચિ કરી પૂરિઓ, નવિ શુચિ લવલેશ ॥ ઉ૦॥૪૦॥ તુરત રૂદન કરતો થકો, જનમે જિણિ વાર ॥ માતા પયોધર મુખ ઠવે, પીવે દુધ તિવાર ॥ ઉ૦॥૪૧॥ દીસે દિન દિન દીપતો, કરે રંગ અપાર ॥ લાડ કોડ માતા પિતા, પુંરે સુવિસાર ॥ઉ૦॥૪૨॥ છિદ્ર બારહ નારીને, નરના નવ જાણુ ॥રાત દિવસ વહેતાં રહે, ચેતો ચતુર સુજાણુ ॥ઉ૦॥૪૩॥ સાત ધાતુ સાતે ત્વચા, છે સાતસે નાડા નવસેં નારાં છે પિંડમાં, તિમ તણુસેં હાડ ॥ઉ૦॥ ૪૪॥ સધિ એકસો સાઠ છે, સિત્તોતેરસે મર્મ ॥ તીન દોષ પેસી પાંચસે ઢાંકયાં છે ચર્મ ॥ઉ૦ ॥૪૫॥ રૂધિર શેર દશ દેહમેં, પેસાબ સરીષ ॥ શેર પાંચ ચરબી તીહાં, દોય સેર પુરીષ ॥ઉ૦॥ ૪૬॥ પિત્ત ટાંક ચોસઠ છે, વીરજ બત્રીશ ॥ ટાંક બત્રીસ સળેષમાં જાણે જગદીશ ॥ ઉ૦॥૪૭॥ ઈણુ પરિણામે થકી જદા, ઓછો અધિકો થાય ॥ વ્યાપે રોગ શરીરમેં, નવિ ચલે તવ કાય ॥ ઉ૦॥૪૮॥ પોષ્યો પહિલે દાય કે, ઇમ વાધ્યો અંગ ॥ખાન પાન ભુષણ ભલાં, કરે નવ નવ રંગ ॥ ઉ૦ ॥ ૪૯ ॥ હવે બીજે દશકે ભણે, વિદ્યા વિવિધ પ્રકાર ॥ ત્રીજે દશકે તેહને, જાગ્યા કામ વિકાર ॥ઉ૦॥૫૦॥ જિણુ થાનક તું ઉપન્યો, તિણુમેં મન જાય ॥ ચોથે દશકે ધન તણા, કરે ક્રોડ ઉપાય ॥ ઉ૦॥૫૧॥ પહોત્યો દશકે પાંચમે, મનમાં સસનેહ ॥ બેટા બેટી ને પોતરા, પરણાવે તેહ ॥ ઉ૦॥ ૫૨॥ છઠે દશકે પ્રાણીયો, લળી પરવશ થાય ॥ જરા આવી જોબન ગયું, તૃષ્ણા તોય ન જાય ॥ ઉ૦॥૫૩॥ આવ્યો દશકે સાતમે, હવે પ્રાણી તેહ ॥ બળ ભાંગ્યું સેઢો થયો, નારી ન ધરે નેહ ॥ઉ૦॥ ૫૪॥ આઠમે દશકે ડોસલો, ખુલીયા સહુ દાંત ॥ કર કંપાવે શિર ધુણે, કરે દોકટ વાત ॥ ઉ૦ ॥૫૫॥ નવમે દશકે પ્રાણિયો, તન

શક્તિ ન કાંય ।। સાલે વચન સહુ તણાં, દિન ઝુરતાં જાય ।।ઉ૦।। ૫૬ ।। ખાટ પડયો ખુખુ કરે, સુગાળી દેહ ।। હાલ હુકમ ચાલે નહી, હિયે પરિજન છેહ ।। ઉ૦ ।। ૫૭ ।। આંખ ગળે બે પડ મિલે, પડે મુહડે લાળ ।। બેટા બેટી ને વહુ, ન કરે સંભાળ ।।ઉ૦ ।। ૫૮ ।। દશમે દશકે આવીયો, તવ પૂરી આય ।। પુણ્ય પાપ ફળ ભોગવી, પ્રાણી પરભવ જાય ।। ઉ૦ ।।૫૯।। દશ દ્રષ્ટાંતે દોહિલો, લહી નર-ભવ સાર ।। શ્રી જિનધર્મ સમાચરે, તે પામે ભવપાર ।।ઉ૦।।૬૦।। તરૂણપણે જે તપ તપે, પાળે નિર્મળ શીળ ।। તે સંસાર તરી કરી લહે અવિચળ લીલ ।। ઉ૦।। ૬૧ ।। કોટી રતન કવડી સાટે, કાંઇ ગમે રે સંસાર ।। ધર્મ વિના એ જીવને, નહીં કોઇ આધારાાઉ૦।। ૬૨ ।। કાયા માયા કારમી, કારમો પરિવાર ।। તન ધન જોબન કારમાં, સાચો ધર્મ સંસાર ।।ઉ૦।। ૬૩ ।। ચોદેરાજ પ્રમાણુ એ, છે લોક મ-હંત ।। જનમ મરણુ કરી ફરસિયો, જીવ વાર અનંત ।।ઉ૦ ।।૬૪।। આપ સવારથીઓ સહુ, નહી કેહનો કોય ।। જિન સ્વારથ અણુપુ-ગતાં, સુત પણુ રિપુ હોય ।। ઉ૦ ।। ૬૫ ।। જરા ન આવે જિહાં લગે, જિહાં લગે સબળ શરીર ।। ધર્મ કરો જીવ તિહાં લગે, થઈ સાહસ ધીર ।। ઉ૦।। ૬૬।। આરજ દેશ લહ્યો હવે, લાધ્યો ગુરુ સંજોગ ।। અંગ થકી આળસ તજો, કરો સુકૃત સંગ ।।ઉ૦।।૬૭।। શ્રી નેમિરાજ તણી પરે, ચેતો ચિત્ત માંહિ ।। સ્વારથનાં સહુ કો સગાં, કોઈ કોઇનો નાંહિ ।। ઉ૦ ।। ૬૮।। ભોગ સંયોગ તજી સહુ, થયાં જે અણુગાર ।।ધન ધન તસ માતા પિતા, ધન ધન અવતાર ।। ઉ૦ ।।૬૯।। સુરતરૂ સુરમણિ સારિખો, સેવો શ્રી જિનધર્મ।। જિણુથી સુખ સંપતિ વધે, કીજે તેહજ કર્મ ।।ઉ૦।। ૭૦।। તંદુલવ્યાળીમે અછે, એહનો અધિકાર ।। તિણુથી ઉદ્ધરીને કહ્યો, નહી જૂઠ લિગાર ।।ઉ૦।।૭૧।। કળશ।। ઇહ જિનધર્મ વિચાર સાંભળિ, લહિયે સંયમ ભાર એ।। વળિ સિંહની પરે સદા પાળે, નિયમ નિરતિચાર એ ।। સંસારનાં સુખ સકળ ભોગવિ, તે લહે ભવ પાર એ।। શ્રી રત્નહર્ષ સુશિષ્ય રંગે, ઈમ કહે શ્રી સાર એ ।। ૭૨ ।।



## अथ श्री नेमनाथस्वामीनी लावणी.

ચલી જાન શ્રી નેમ જિણંદકી, રથ ઘોડા સુંદિર હાથી ।। જી હો રથ ઘોડા સુંદિર હાથી ।। રુમઝુમ રુમઝુમ ઘૂઘર ઘમકે, સુંદિર સબ-

ગીતાં ગાતી ॥ ગાતી ગીત નિલકર સાહેલી, એક એકથી શોભે સારી ॥ જી હો૦ એક૦ ॥ કરમેં બાજુબંધ બેરખા, ચમક રહી નાકે વાળી ॥ દેવતા સબ દેખનકુ આયે, દેખત હે નર ને નારી ॥ જી હો દે૦ ॥ ઘેર ઘેર ઘેર ઘેર ઓચ્છવ હોતે, ઇનકી શોભા બહુ સારી ॥ જાદવ છપ્પન કોટિ મિલ્યા હે, એક એકથી શોભે સારા ॥ જી હો એક૦ ॥ હરખ ઉલટ બહુ આણે અંગમાં, વદન જિશાં મોહન પ્યારાં ॥ કૃષ્ણ રાયકી બહુત રાણિયાં, શૃંગાર ધરતાં સબ રામા ॥ જી હો શૃં૦ ॥ રુક્ષમણી રાધિકા આદી દેઇ, પટરાણી બનિ સતભામા ॥ વાજિંત્ર બહુ નાદ કરત હે, સુણ લ્યો બાત ઉનકી આતી ॥ જી હો સુ. ॥ રુમઝુમ રુમઝુમ ઘુઘરી ઘમકે, સુંદરિ સબ ગીતાં ગાતી ॥૧॥ એ આંકણી ॥ તાલ મૃદંગ શરણાઇ સરોદી, કોઈ બજાવત સતારા ॥ જી હો કો. ॥ કોઇ બેઠાં નરઘાંને બજાવે, કોઇ બજાવત ખડતાળા ॥ ધુમ ધુમ ધુમ ધુમ ઢોલ બજત હે; નગારાં કેરી ધૂંશ પડે ॥ જી હો ન૦॥ ઝીણે શબ્દે ભૂંગળ વાગે, ઇંદ્ર આવિને ચમર ઢાળે ॥ નિશાન ડંકા આગળ ચાલતાં, પાછળ તો છડીદાર ખડા ॥ જી હો પા. ॥ જય જય જય જય મુખસેં બોલત, ઘન બાદલ બરસાદ ચડા ॥ છત્ર ચામર સુખપાળ પાલખિયાં, ચતુરગી સેના ચાલી જી હો ચ૦ ॥ ખૂબ સૂરત હે સ્વાર વાંકડા, ભાલા લિયા કરમેં ઝાલી ॥ તીનખંડકા કૃષ્ણ રાજવી, બળભદ્ર હે ઉનકા સાથી ॥ જી હો બ. ॥ રૂમઝુમ. ॥૨॥ ઉગ્રસેનકું આનંદ ભારી, અજબ માંડવા ઓ કરતા ॥ જી હો અ. ॥ચંદરૂઆને બહુત ચાકળા, હાંડી ને તકતા જડતા ॥ ચિનાઈ ખાનાં બહુત રંગીલા, છમરૂખકી જ્યોતાં લટકે ॥જી હો ઝ. ॥સોના જડિત્ર છાટ બિછાઇ, મોતીકે તોરણ ઝળકે ॥ રાજુલ નારી રૂપકી ભારી, ઉગ્રસેન નૃપકી બેટી ॥ જી હો ઉ. ॥ નરભવ પ્રાંતિ નેમ સંઘાથે, જિન વરશું જઇને ભેટી ॥ સુણ સાહેલી મુજ બેનડિયાં, ઓ આવે સુંદર હાથી ॥ જી હો ઓ. ॥ ઉપર બિરાજે જગત પરમેશ્વર, કમળ વદન મોહન છાતી ॥ સામળીયાથી થઇ સગાઈ, કમી નહી મનમેં લાતી ॥ જી હો. ક. ॥ રૂમઝુમ ॥ ૩ ॥ લગન સમયમેં તોરણ આઇ, પ્રભુ પાતળા ઓ ઉભા ॥જી હો પ્ર. ॥ જગતમાંહિ જેની જોડ મળે નહી, ચોદલોકના એ સૂબા ॥ આવી ઉભા જગત જિનેશ્વર, પશુએ તિહાં પોકાર કિયા ॥જી હો પ. ॥ બહુત દયાળુ નેમ નાથજી, ત્રસ જીવોકું ઉગાર કિયા ॥ શબ્દ સુનકે બોલ્યા નેમજી, સુણ સારથિ મેરા ભાઈ

॥ જી હો. સુ. ॥ કાયકું પંચેંદ્રિય ઘાલ્યા પિંજરે, સાચી વાત કહેને આંઇ ॥ હાથ જોડકર બોલ્યો સારથિ, સુણીયો પ્રભુ મેરી બાતાં ॥ જી હો સુ. ॥ રાતે રાજુલ એની પરણશે, પ્રભાત હુએ ઇનકી ઘાતાં ॥ ઘાતાં કરશે ઉગ્રસેનજી, જાદવકી જાનજ કાજી ॥ જી હો જા. ॥ રૂમઝુમ. ॥૪॥ એહવી વાણી સુણી પ્રભુજી, ધિક ધિક એ સંસાર કિયા ॥ જી હો ધિ. ॥ કરૂણા આણી પશુ છોડાઈ, રથ પાછા હંકાય દિયા ॥ ચલે પ્રભુજી ગિઢ ગિરનારે, પર્વતપર સંયમ લિયા ॥ જીહો પ. ॥ બાત સુનકર રાજુલ ચાલી, જઈ જિનવરશું ભેટ કિયા ॥ કર્મ ખપાઈ કેવળ પાઈ, શિવપુરમેં દીયા ડેરા ॥ જી હો શિ. ॥ દેવદુંદંભી નાદ હુવા જબ, ભવ ભવકા મિટગ્યા ફેરા ॥ સંવત ઓગણી એક-ત્રીશે, ફાગણ વદિ તેરશ ખરી ॥ જી હો ફા, ॥ રવિવારનો દિવસ અનોપમ, જુગતેશું મેં જોડ કરી ॥ લલકારે છંદ ચુનીલાલને, આનંદ મનમેં બહુ આતી ॥ જી હો આ, ॥ રૂમઝુમ. ॥૫॥ ઇતિ. ॥

---

## अथ श्री होरी प्रारंभ.

વીર એસે જિન વંદનકું હરિ, આવત બે કરજોડી ॥ ચોસઠ સ-હસ તે હસ્તી બનાયે, પાંચસે બાર મુખોરી ॥ હાંરે હાં રે લાલા, પાંચસે. ॥ મુખ મુખ અષ્ટ દંતૂસળ સોહે, વાવડી આઠ લહોરી ॥ વીર. ॥૧॥ વાવ્ય વાવ્ય બિચ અષ્ટ કમળ હે, પાંખડી લાખ બહારી ॥ હાંરે. ॥ પાં. ॥ પાંખડી પાંખડી નાટય રચના, વાંસળી વેણુ ઝકોરી ॥ વીર. ॥ ૨ ॥ કમળ કમળ બિચ ઇંદ્રભુવન હે, આઠ ભદ્રાસન જોરી ॥ હાંરે. ॥ આ. ॥ બિચમેં સિંહાસન ઇંદ્ર બિરાજે, વીર નમત કર-જોરી ॥ વીર. ॥૩॥ દશાર્ણભદ્ર દેખી હરિ રચના, નિજ અભિમાન તજયોરી ॥ હાંરે. ॥નિ.॥ ઋદ્ધિ છોડકે ચારિત્ર લીનો, પ્રભુકે શરણ રહ્યોરી ॥ વીર. ॥૪॥ પ્રભુકે બચન સુણી આનંદ પાવે, વંદન મુનિ-પેં કરયોરી ॥ હાંરે ॥ વં. ॥ વિનય ધરત બહુ ભક્તિ કરત હે, હરિ-નિજ સ્વર્ગ ગયોરી ॥ વીર. ॥ ૫॥ ઇતિ.

---

## अथ श्री नारकीनुं छढालियुं.

### ॥ ढाल १ ली. ॥

વર્દ્ધમાન જિન વિનવું, સાહિબ સાહસ ધીરાજીાતુમ હરિસણ

વિણુ હું ભમ્યો, ચઉ ગતિમાં વડવીરો જી ॥ પ્રભુ નરક તણાં દુઃખ દોહિલાં ॥ ૧ ॥ એ આંકણી ॥ મેં સહ્યાં કાળ અનંતો જી ॥ સોર કિયાં નવિ કો સુણે, એક વિના ભગવંતો જી ॥ પ્રભુ. ॥ ૨ ॥ પાપ કરીને પ્રાણિયો, પહોત્યો નરક મઝારો જી ॥ કઠિન કુભાષા સાંભળી, નયણ શ્રવણ દુઃખકારો જી ॥ પ્રભુ. ॥૩॥ શીતળ યોનીયે ઉપજે, રહેવું વળિ તે ઠામોજી ॥ જાનું પ્રમાણ રૂધિરનાં, કીચ કહ્યાં બહુ તામો જી ॥ પ્રભુ. ॥ ૪ ॥ તવ મન માંહિ ચિંતવે, જઈએ કિણ દિશિ નાસો જી, પરવશ પડીયો પ્રાણીઓ, કરતો કોડિ વિમાસોજી ॥પ્ર. ॥ ૫ ॥ ચંદ્ર નહી સુરજ નહી, ઘોર ઘટા અંધારો જી ॥સ્થાનક અંત અસુહામણો, ક્રૂરસ જિશો ખુર ધારો જી ॥ પ્રભુ. ॥૬॥ નવો નરકમાં ઉપજે, જાણે અસુર તિવારોજી ॥ કોપ કરિ આવે તિહાં, હાથે ધરિ હથિયારો ॥ પ્રભુ. ॥૭॥ કરે કાતરણી દેહની, કરતા ખંડોખંડ જી ॥ રંવ કરે તિહાં કણે બહુ, પામે દુઃખ પ્રચંડજી॥પ્રભુ.॥૮॥

---

## ॥ ઢાલ ૨ જી ॥

( વૈરાગી થયો. એ દેશી. )

ભાંજે કાયા ભાંજતો રે, મારે ફેંચા રે માંય ॥ ઊંધે માગે અગનિ દિયે રે, ઊંચા બાંધે પાયો રે ॥ જિનજી સાંભળો॥ કડુઆં કર્મ વિપાકો રે, પ્રભુજી સાંભળો ॥ ૧ ॥ એ આંકણી આવે વૈતરણી તટે રે, જળમાં નાંખે રે પાસ ॥ કરીએ કુહાડે તરૂપરે રે, છેદે અધિક ઉલ્લાસો રે ॥ જિ. ॥૨॥ ઊચો જોજન પાંચશે રે, ઉછાળે આકાશ ॥ શ્વાન રૂપે કરડે તિહાં રે, મૃગ જિમ પાડે પાસો રે ॥જિ.॥૩॥ પંદરે ભેદે સુર મળી રે, કરવત દિયે રે કપાળ ॥આરોપે શૂળી શિરેરે, ભાંજે જિમ તરુડાળો રે ॥ જિ. ॥૪॥ બોળે તાતા તેલમાં રે, તળી કરી કાઢે રે તામ ॥ વળી ભોભરમાં ખેપવે રે, વિરુઆ તાસ વિરામો રે ॥ જિ.॥૫॥ ખાલ ઉતારે તેહની રે, અભક્ષ સદા ઘે આહાર ॥ બહુ અરઠાટો પાડતાં રે, તનુ વીચધાલે ખારો રે ॥જિ.॥૬॥

---

## ॥ ઢાલ ૩ જી ॥

તાપ કહી તિહાં ભુમિકા રે, વન સુશીતળ જાણુ ॥ આવી બેસે તરુવર છાંય રે, પડતાં ભાંજે પ્રાણ ॥ ચતુર મત રાચ જો રે

॥ ૧ ॥ એ આંકણી ॥ વિરૂઆ વિષય વિલાસ ॥ સુખ થોડાં દુઃખ ઘણાં જેહથી રે, લઇયે નરક નિવાસ ॥ ચ ॥૨॥ કુંભીમાં પાક કરે તસ દેહનો રે, તિલ જિમ ઘાણી માંય ॥ પીલી પીલી રસ કાઢે તેહનો રે, મહેર ન આવે ત્યાંય ॥ ચ. ॥૩॥ નાઠા જાણે ત્રીજી નરક લગે રે, મન ધરતાં ભયભ્રાંત ॥ પુંઠે પરમાધામી સુર પુલે રે, જેહવા કાળ કૃતાંત ॥ચ. ॥૪॥ દાંત વિચે દિયે દશ આંગળીરે, ફરી ફરી લાગે પાય ॥ વેદન સહેતાં કાળ ગયો ઘણો રે; હવે મુજ સહ્યો ન જાય ॥ ચ. ॥ ૫ ॥ જ્યાં જાય ત્યાં ઊઠે મારવા રે, કોઈન પૂછે સાર ॥દુઃખ ભરરોવે સોર કરે ઘણોરે, નિપટ હૈયેનિરધાર॥ચ.॥૬॥

---

## ॥ ઢાલ ૪ થી. ॥

( રે જીવ જિનધર્મ કીજીએ. એ દેશી. )

પરમાધામી સુક કહે, સાંભળો તુમે ભાઇ ॥ કહો શો દોષ અમારડો નિજ દેખો કમાઈ॥ પરમાધામી. ॥૧॥ એ આંકણી ॥ પાપ તુમે કીધાં ઘણાં, બહુ જીવ વિણાશા ॥ પીડ ન જાણી પરતણી, કુડાં મુખ ભાંખ્યાં ॥ પ. ॥ ૨ ॥ ચોરી લાવ્યા ધન પારકાં, સેવી પરનારી આરંભ કીધા અતિ ઘણા, પરાગ્રહ નવિ મારી॥પ.॥૩॥ માતપિતા ગુરૂ ઓળવ્યા, કીધો ક્રોધ અપાર ॥ માન માયા લોભ મન ધર્યો, મહિ હીન ગમાર ॥ પ. ॥૪॥ નિશિભોજન કીધાં ઘણાં, બહુ જીવ દિયા માર ॥ ભક્ષાભક્ષ ઘણાં ભાખ્યાં, પાતકનો નહી પાર ॥પ॥૫॥

---

## ॥ ઢાલ ૫ મી. ॥

એમ કહી સુર વેદનાએ, વૈર ઊદીરે ત્યાંહિ તો॥શિલા કંટાળા વજ્રતણા એ, તિહાં પછાડે સાહિ તો ॥ ૧॥સયળ વદન કીડા ભરે એ, જીભ કરે શત ખંડ તો ॥ એ ફળ નિશિભોજન તણાં એ, જાણો પાપ અખંડ તો ॥ ૨ ॥ તરસ વશે તરઓ તાતો, મુખમાં રેડે તામ તો ॥ અગની વરણી પુતળી એ, સ્પર્શ કરાવે જામ તો ॥૩॥ ઊનું ને અતિ આકરૂં એ, આણે તાતું નીર તો ॥ તે ઘાલે તસ આંખમાં એ, કાનમાં ભરેય કથીર તો ॥૪॥ કાળો અધિન બીહામણો

એ, હુંડક જે સંસ્થાન તો ॥ દીશે દીન દયામણો એ, વળીએ સંહારે પ્રાણ તો ॥ ૫ ॥

---

## ॥ ઢાલ ૬ ઠી. ॥

ઇણિપરે બહુ વેદન સહી, ચિત્ત ચેતો રે॥ વસતાં નરક મઝારે, ચતુર ચિત્ત ચેતો રે, જ્ઞાન વિના જાણે નહિ, ચિત. ॥ કહેતાં ન આવે પાર ॥ ચ. ॥ ૧ ॥ એ આંકણી ॥ દશ દૃષ્ટાંતે દોહલો ચિ. લાધ્યો નરભવ સાર ॥ પામી એળે મહારજો ચિ. કરજો એહ વિચાર ॥ ચ. ॥ ૨ ॥ સૂધો સંયમ આદરો ચિ. ટાળો વિષય વિકાર ॥ ચ. ॥ પાંચે ઇંદ્રિય વશ કરો ચિ. જિમ હાથે છુટકબાર ચ. ॥ ૩ ॥ નિદ્રા વિકથા પરિહરો ચિ. આરાધો જિનધર્મ ॥ ચ, ॥ સમકિત રત્ન હૈયે ધરો ચિ, ભાંજે મિથ્યા ભર્મ ॥ ચ. ॥ ૪ ॥ વીર જિણંદ પસાઉલે ચિ. અહિપુર નગર મઝાર ॥ ચ. ॥ સ્તવન રચ્યું રળીયામણું ચિ., પરમ કૃપાળ ઉદાર ॥ ચ. ॥ ૫ ॥ ઇતિ. ॥

---

## अथ श्री होकानी सज्झाय.

હોકો રે હોકો શું કરો રે, હોકો તે નરકનું ઠામ ॥ જીવ હણાયે અતિ ઘણા રે, વાયુકાય અભિરામ ॥ ભવિક જન મૂકો હોકાની ટેવ ॥ ૧ ॥ એ આંકણી ॥ જ્યાં લગે હોકો પીજીએ રે, ત્યાં લગે જીવ વિનાશ ॥ પાપ બંધાયે આકરાં રે, દયાતણી નહીં આશ ॥ ભ. ॥ ૨ ॥ જે પ્રાણી હોકો પીયે રે, તે પામે બહુ દુઃખ ॥ ઇમ જાણીને પરિહરો રે, પામો બહુળું સુખ ॥ ભ. ॥ ૩ ॥ ગજ લગે ધરતી બળે રે, જીવ હણાયે અનંત ॥ જે નર હોકો મેલશે રે, તસ મળશે ભગવંત ॥ ભ. ॥ ૪ ॥ દાવાનળ ઘણા પરજળે રે, હોકાનાં ફળ એહ ॥ નરકે જાશે બાપડા રે, ધર્મ ન પામે તેહ ॥ ભ. ॥ ૫ ॥ એકેંદ્રી બેઇંદ્રિમાં રે, ફિરે અનંતીવાર ॥ છેદન ભેદન તાડના રે, તિહાં લહે દુઃખ અપાર ॥ ભ. ॥ ૬ ॥ વ્યસની જે હોકાતણા રે, તલપ લાગે જવ આપ ॥ વનમાં વૃક્ષ છેદી કરી રે, અગ્નિ પ્રજ્વલિત કરાય ॥ ભ. ॥ ૭ ॥ તિહાં ષટકાયના જીવનીરે, હિંસા નિરંતર થાય ॥ હોકાનું જળ જિહાં ઢોળિયે રે, તિહાં બહુ જીવ હણાય ॥ ભ. ॥ ૮ ॥ પોતે પાપ પુરણ કરે રે, અન્યને દે ઉપદેશ ॥ વળિ અનુમોદન પણ કરે રે, ત્રિક-

રણુ થાયે ઉદ્દેશ ॥ ભ. ॥ ૯ ॥ રૂખ ગંધાયે પીનાગનું રે, બેસી ન શકે કોઈ પાસ ॥ જગમાં પણ રૂડું નહિ રે, પુણ્યતણો થાય નાશ ॥ ભ. ॥ ૧૦ ॥ સવંત અઢારને છોતેર રે, ઉજ્વળ શ્રાવણ માસ ॥ વાર બ્રહસ્પતિ શોભતો રે, પૂનમ દિન શુભ ખાસ ॥ ભ. ॥ ૧૧ ॥ તપગચ્છ મંડન સેહરો રે; દાનરતન સુરિ રાય ॥ મલુકરતન શિષ્ય શોભતા રે, આનંદ હરખ ન માય ॥ ભ. ॥ ૧૨ ॥ પ્રતાપ પૂરણ ગિરૂઆં ધણી રે, શિવ રતન તસુ શિષ્ય ॥ હોકાનાં ફળ ઇમ કહ્યાં રે, ખુશાલ રતન સુજગીશ ॥ ભ૦ ॥ ૧૩ ॥ ઇતિ ॥

---

# અથ શ્રી વંકચૂલની સજ્ઝાય.

( કોઇ લો પર્વત ધૂંધલો રે લાલ, એ દેશી. )

જંબુદ્વીપમાં દીપતું રે લાલ, ખેત્ર ભરત સુવિશાળ રે ॥ વિવેકી ॥ શ્રીપુર નગરનો રાજીયો રે લાલ, વિમળજશા ભુપાળ રે ॥ વિવેકી ॥ આદરજ્યો કાંઇ આખડી રે લાલ ॥૧॥ એ આંકણી॥ સુમંગળા પટરાણિએ રે લાલ, જનમ્યા તે યુગલ અમૂલ રે વિ૦ ॥નામ ઠવ્યું હોય બાળનું રે લાલ, પુષ્પચૂળા વંકચૂળ રે ॥ વિ૦ ॥ આ૦ ॥ ૨ ॥ અનુક્રમે ઉદ્ધત થયો રે લાલ, લોક કહે વંકચૂળ રે ॥ વિ૦ ॥ લોક વચનથી ભૂપતિ રે લાલ, કાઢયો સુત વંકચૂળ રે ॥ વિ૦ ॥ આ૦ ॥૩॥ પુષ્પચૂળા થઈ બેનડી રે લાલ, પલ્લીમાં ગયો વંકચૂળ રે ॥ વિ૦ ॥ પલ્લિપતિ કિયો ભિલ્લડે રે લાલ, ધર્મ થકી પ્રતિકૂળ રે ॥ વિ૦॥ આ૦ ॥ ૪ ॥ સાત વ્યસન સરસેં રમે રે લાલ, ન ગમે ધર્મની વાત રે ॥ વિ૦॥ વાટ પાડે ને ચોરી કરે રે લાલ, પાંચસે તેણુ સંગાથ રે ॥ વિ૦ ॥ આ૦ ॥ ૫ ॥ ગજપુર પતિ દિયે દીકરી રે લાલ, રાખવા નગરનું રાજ રે ॥ વિ૦॥ સિંહ ગુફા તિણે પાલમાં રે લાલ. નિરભય રહે સિહુરાજ રે ॥ વિ૦ ॥ આ૦ ॥ ૬ ॥ સુસ્થિત સદગુરૂથી તેણે રે લાલ, પામ્યા નિયમ તે ચાર રે ॥ વિ૦ ॥ ફળ અજાણ્યું કાગ માંસનું રે લાલ, પટરાણી પરિહાર રે ॥ વિ૦ ॥ આ૦ ॥૭॥ સાત ચરણ ઓસર્યા વિના રે લાલ, ન દેવો રિપુ શિર ઘાય રે ॥ વિ૦ ॥ અનુક્રમે તે ચારે નિયમના રે લાલ, પારખાં લહે ભિલરાય રે ॥ વિ૦ ॥ આ૦ ॥ ૮ ॥ વંકચૂલ ચારે નિયમના રે લાલ, ફળ ભોગવ્યા પ્રત્યક્ષ રે ॥ વિ૦ ॥

પરભવે સુર સુખ પામિયો રે લાલ, આગળ લહેશે મોક્ષ રે ।। વિ૦ ।। આ૦ ।। ૯ ।। કષ્ટ પડે જે સાહસી રે લાલ, ન લોપે નિજ સીમરે ।। વિ૦ ।। કહે મતિ નીકી તેહની રે લાલ, જેહ કરે ધર્મ નીમ રે ।। વિ૦ ।। આ૦ ।। ૧૦ ।।

## अथ श्री शिखामणनी सज्झाय.

( ધારણી મનાવે રે મેઘકુમારને રે, એ દેશી. )

કાંઇ નવિ ચેતો રે ચિત્તમાં જીવડા રે, આયુ ગળે દિન રાત ।। વાત વિસારી રે ગર્ભવાસની રે, કુણ કુણ તાહરી જાત ।। કાંઈ૦ ।।૧।। એ આંકણી ।। દોહિલો દીસે રે માનવભવ તણો રે, શ્રાવક કુળ અવતાર ।। પ્રાપ્તિ પૂરીરે ગિરૂઆ ગુરૂ તણી રે, તુજ ન મળે વારોવાર ।। કાંઇ૦ ।। ૨ ।। તું મત જાણે રે એ ધન માહરૂં રે, કુણ માત કુણ તાત ।। આપ સવારથે સહુ કોઈ મળ્યું રે, મ કર પરાઇ તું તાત ।।કાંઈ૦ ।।૩।। પુણ્ય વહુણા રે દુઃખ પામે ઘણા રે, દોષ દિયે કિરતાર ।। આપ કમાઇ રે ।। પૂરવ ભવ તણી રે, ન મિટે તેહ લગાર ।।કાંઈ૦।। ૪ ।। કઠિણ કરમને અહનિશ જે કરે રે, તેહનાં ફળ જે વિપાક ।। હું નવિ જાણું રે કુણ ગતિ તાહરી રે, તે જાણે વીતરાગ ।। કાંઇ૦ ।।૫।। તે દુઃખ સહ્યાં રે બહુ રમણી તણાં રે, અનંત અનંતી વાર ।। લબ્ધિ કહે રે જે જિનને ભજે રે, તે પામે મોક્ષ દ્વાર ।। કાંઈ૦ ।। ૬ ।। ઇતિ. ।।

## श्रीमद् बुद्धिसागरजी कृत पदो वीगेरे.

### आत्मविज्ञप्ति.

।। વહેંચશું ભક્તિનાં ભાઇ નાણાં એ રાગ. ।।

આતમા અરજી આ ઉરમાં સ્વીકારો, ધ્યાને પોતાને તો તારોરે.
આતમા૦ ટેક.

પુદ્ગલનાં ચુંથણાં ચુંથ્યાં અજ્ઞાનથી, આવ્યો ન ચુંથતાં તે આરો;
ભ્રાન્તિથી ભુલી ન જોયું સ્વરૂપ મેં, આશરો એક છે તમારોરે.
આતમા૦ ।। ૧ ।।

હરિહર દેવતા બ્રહ્મા ને શક્તિ, કેઇક તીર્થ વિચારો;
તુજમાહિ સર્વે સમાયા છે તીર્થો, વીનંતિ આ દીલમાંહિ ધારોરે
આતમા૦ ॥ ૨ ॥
દેવનો દેવ અને રાણાનો રાય તું પ્રભુ તું પ્રાણથીરે પ્યારો;
શ્રદ્ધા કહે મુજ સ્વામિજી વ્હાલા, ઝાલોને હાથ તમે મારોરે;
આતમા૦ ॥ ૩ ॥
અન્તરમાં શોધ તું સાચા સાહિબને, દુઃખનો આવશેરે આરો;
બુદ્ધિસાગર ચેત ચેતન ચતુર તું, અન્તરમાં હોય ઉજિયારોરે.
આતમા૦ ॥ ૪ ॥

---

## ચેત ચેતન.

### ભજન કર લે ભજન કર લે, એ રાગ.

ચેત ચેતન ચેત ચેતન, આયુ ચાલ્યું જાય રે;
ભૂલીને ભગવાન્ પ્રાણી, મોહે શું મકલાયરે. ચેત૦ ૧
લક્ષ્મી સત્તા કૂળ મદથી, ફુલે ફોગટ ભવ્યરે;
સવપ્ન સરખા ભાવ જગના, જાણો પરિહર્તવ્યરે. ચેત૦ ૨
શ્વાસોશ્વાસે જાય આયુ, હજી જરા તો ચેતરે;
જ્ઞાનદર્શન ઋદ્ધિ ત્હારી, ધારી લે શિવ હેતરે. ચેત૦ ૩
જાતિ કે નહિ જ્ઞાતિ ત્હારી, દેહી પણ નહિ દેહરે;
અનન્ત શકિત સાહિબા તું, અનન્ત ગુણગણ ગેહરે. ચેત૦ ૪
નર નારી કે નહિ નપુંસક, શરીર વ્યાપી તત્વરે;
અસંખ્ય પ્રદેશી આતમા તું, અરૂપી સાશ્વત સત્વરે. ચેત૦ ૫
સત્ય તું છે, સત્ય તું છે, સઆનન્દનો આધારરે;
જડ સ્વભાવે નહિ કદા તું, જાગી આતમ તારરે. ચેત૦ ૬
શુરો થઇને મુકિત વાટે, ચેતન ચટપટ ચાલરે;
બુદ્ધિસાગર ચલત પન્થે, તજજે માયા જાળરે. ચેત૦ ૭

---

## काया अने चेतन विषे चर्चा.

### રાગ ધીરાના પદનો.

બોલે કાયા શાણીરે, ચેતન તમે કયાં વસિયા,
મારૂં મારૂં માનીરે, માયાવશ કેમ ફસિયા;

ચેતન તું મુસાફર જગમાં, વસિયો મારે ઘેર,
તું નહિ મારો હું નહિ તારો, માને શું મન લ્હેર;
ચેત ચેતન જ્ઞાનેરે, અન્તર અનુભવ રસિયા. બોલે૦ ૧
ચેતન હવે બોલેરે, વ્હાલી કાયા શુ બોલે,
પ્રાણથકી પ્યારીરે, નહિ કોઈ તુજ તોલે;
ખવરાવું પીવરાવું તુજને, નવરાવું બહુ પેર;
હવા દવાથી તુજને પોષું, વસિયો ત્હારે ઘેર:
વસ્ત્રોથી શણગારૂંરે, મારે તું મુંધા મોલે. ચેતન૦ ૨
હરતાં ફરતાં તારી ખબરો, લઉં છું વારંવાર,
રંગ રસીલી અમર કાયા, તું છે પ્રાણાધાર;
બોલ નહિ ખોટું રે, મન મારૂં બહુ ડોલે. ચેતન૦ ૩
કાયા પાછી કહેતી રે, ચેતન હું તો નહિ ત્હારી,
તને હું નથી પરણીરે, હજી હું બાલકુંવારી;
હું તો જડ છું તું તો ચેતન, જૂદી જાણ સગાઈ,
હું તો રૂપી તુંહિ અરૂપી, સગપણની ન ભલાઈ;
તારી ન ત્રણ કાળેરે, કરૂં નહીં તુજ યારી. ચેતન૦ ૪
મારી મારી માની ચેતન, કર નહિ મારી સેવ,
તારાં મારાં લક્ષણ જૂદા, શી પ્રીતિની ટેવ,
સમજ્યો ન સાચુંરે, ઉમર તેં ફોગટ હારી. કાયા૦ ૫
ચેતન હવે બોલેરે, કાયાના વેણ સંભારી,
કાયા છે, તું તો ન્યારીરે, વાત હવે નિર્ધારી;
આજ લગી હું મારી માની, કરતો તારી સેવ,
મોહ મદિરા ઘેને ઘેર્યો, સમજ્યો ન આતમ દેવ;
હવે હું સાચું સમજ્યોરે, ઉપયોગ દિલ ધારી. ચેતન૦ ૬
ભુંડી તારા માટે મેં તો, કીધાં ભારે પાપ,
ભોગવવાં તે મારે પડશે, એવી પ્રભુની છાપ;
હવે શું થાશે મારૂંરે, વાત ભુંડ્યો બહુ સારી. ચેતન૦ ૭
કાયા પાછી બોલેરે, ચેત તું ચેતન ભાવે.
મારાથી તું તો ન્યારોરે, ભુલીશ નહિ પરભાવે;
મારામાંહિ વાસ કર્યો પણ, ધર તારો વિશ્વાસ,
આજ થકી મુરખ તું નાહક, બનીશ નહિ મુજ દાસ;
મોહના પ્રસંગેરે, કદી નહિ સુખ થાવે. કાયા૦ ૮

ચેતન હવે જાગ્યોરે, કાયાનાં વેણુ સંભારી,
ધ્યાવે રૂપ સાચુંરે, અંતરમાંહિ અવધારી;
છંડી કાયાની માયાને, ધ્યાવે આપોઆપ,
નિરાકાર નિઃસંગી નિર્મળ, કરનો અજપાજાપ;
અંતર સુખ ભોગીરે, થયો હવે જયકારી. ચેતન. ૯
કાયાની માયાથી અળગા, રહેવું ધારી ધ્યાન,
અલખ સ્વરૂપી આતમ દેવા. શક્તિથી ભગવાન;
બુદ્ધિસાગર ધ્યાનેરે, વાત સત્ય નિર્ધારી, ચેતન. ૧૦

## પદ.

( વૈદરભી વનમાં લલવલે. )

જાગીને જો તું જીવડા, કોણ છે તું શું કર્મ;
ક્યાંથી આવ્યો ક્યાં જાવશે, મૂર્ખ સમજ્યો ન મર્મ. જાગીને. ૧
મિલ્કતમાં શું મોહીયો, જૂઠું જગનેરે જાણ;
દેહી પણ નહીં દેહ છે, પરખો દેહ પ્રમાણ. જાગીને. ૨
કુડ કપટમાં કાઢતાં, ભુંડા જીવતર ભાઇ,
અંતે એકીલો આતમા, સાચી ધર્મ સગાઈ. જાગીને. ૩
મુંઝાયો શું માયા માનીને, કદી મુકે ન કાળ;
લાખ લાખોપતિ લોભમાં, બન્યા અંતે બેહાલ. જાગીને. ૪
અથડાતો શું આશમ, આવે આશા ન અંત;
ચતુર વિવેકી ચેતીને, સેવ સદ્ગુરૂ સંત. જાગીને. ૫
કાચ કુંપ કાયા કારમી, ઠાલી મુકી દે ઠાઠ;
ભજી લે પ્રભુને ભાવથી, અરે પહોર તું આઠ. જાગીને. ૬
જીવતર ચાલ્યું જાય છે, જેવું નદીઓનું નીર;
ધર્મ કરો ધરી ધ્યાનને, વાટે વળજેરે વીર. જાગીને. ૭
આવ્યો અવસર આતમા, ભોળા ભૂલમ ભૂલ;
બુદ્ધિસાગર, મોહ બાજીમાં, અંતે ધૂળની ધૂળ. જાગીને. ૮

## પદ

ઘટ ખોજ્યા બિન પાર ન આવેરે, દોડત દોડત મનની દોટે;
પુસ્તક શોધ્યા વાયુ રોધ્યા, પડી ખબર નહીં ઘરકી;
સદ્ગુરૂ સંગે રહો ઉમંગે, લહો ખબર અન્દરકી. ઘટ૦ ૧
જ્યાં ત્યાં માથું મારીનેરે, ભુલ્યો ભમે પર ઘેર;

પરમાં નિજને શોધવોરે, અહો મહા અન્ધેર. ઘટ૦ ૨
મૃગલો કસ્તુરીની ગંધે, આડો અવળો દોડે;
ભ્રમણાએ ભૂલ છે તે મોટી, તોડે સો નિજ જોડે, ઘટ૦ ૩
પરનો કર્ત્તા પરનો હર્ત્તા, નિજગુણ સહેજે ધર્તા;
આપ સ્વરૂપે આપ પ્રકાશે, સમજે સો જન તરતા. ઘટ૦ ૪
આતમ રૂચિ ગુરૂગમ કુંચી, લહી ઉઘેડો તાળું;
બુદ્ધિ સાગર અવસર પાકર, નિજ ઘરમાં ધન ભાળું. ઘટ૦ ૫

---

## पद.

હમતો દુનીયાસેં ન ડરેંગે, આતમ ધ્યાન ધરેંગે. હમતો૦
નિંદકખાંને નિન્દા કરશે, ભક્તજનો ગુણ ગાશે,
દુનીયા દીવાની ગાંડા કહેશે, કોઇક મારણ ધારશે. હમતો૦ ૧
કિરિયાવાદી કપટી લેખે, જ્ઞાનવાદી મન ઘહેલો,
ભોગી લેખે ઓ ભિખારી; છટકી કહે છટકેલો. હમતો૦ ૨
દુનિયાદારી નહિ હે હમારી, જ્ઞાન દશા ચિત્ત ધારી,
ઢાંક ડમાલા મુરખ ચાળા, એ સબ ખટપટ વારી. હમતો૦ ૩
સ્યાદ્વાદ મારગ મનમાંહિ, શ્રદ્ધા જીનની સાચી,
અવલમ્બ્યો મારગ એ મોટો, કલિકાલે પણ રાચી. હમતો૦ ૪
ચિત્ત હમારા જ્યાં રંગાયા, ત્યાં હમ રંગે રહીશું;
યોગ્ય જીવની આગળ અન્તર, તત્વની વાતો કહીશું. હમતો૦ ૫
વાડામાંહિ બકરાં રહેશે, મૃગપતિ વનમાં ચરશે;
વિષ્ટાભોજન રાસભ મૌકિતક, ચારો હંસ તે ચરશે. હમતો૦ ૬
ચિદ્દઘન આતમ અન્તર ખોજે, સ્થિર દૃષ્ટિ ચિત્ત ધારી;
બુદ્ધિસાગર શાશ્વત શિવપદ, પામી લહે સુખ ભારી. હમતો. ૭



## पद.

ચેતનજી સમજો જુઠી આ દુનીયાની બાજી,
રહયો શું તેમાં રાચી માચીરે. ચેતન૦
અજ્ઞાને અંધ થઈ જોયું ન જીવડા,
આતમ સ્વરૂપ જેહ સાચું;
હસતાં હેં હેં કરતાં ઓ માનવી,
ફાટી જાશે તારૂં ડાચુંરે, ચેતન૦ ૧

મ્હેલ ચણાવ્યા બાગ બનાવ્યા,
લક્ષ્મીના લોભમાં તણાયો;
એક દિન અણધાર્યો ઉઠીશ દેહથી,
કોઇ ન જાણે કયાં તું જાયોરે. ચેતન૦ ૨
મનમાં આવે તેવું માની લે માનવી,
અંતે તો કાંઈ નથી ત્હારૂં;
ચેતન ચાલે ગંદીરે કાયા,
મિથ્યા માને મ્હારૂં મ્હારૂં રે. ચેતન૦ ૩
ચેતન પણ જડ જેવો બનીને,
કાંઈ ન મનમાં વિચાર્યું;
ગણકાર્યું નહિ ગુરૂનું બોલવું,
મોહે આયુષ્ય સહુ હાર્યું રે. ચેતન૦ ૪
સમજ સમજ દીલમાંહિરે જીવડા,
ધર્મે ઉદ્યમ ચિત ધારો;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂજીના શરણે,
રહી આતમ ઝટ તારોરે. ચેતન૦ ૫

---

## જીવને ઉપદેશ.

### મનહર છંદ.

અરે જીવ જરા ચિત્તમાંહિ તો વિચારી જોને,
જનમ મરણ દુઃખ શાને તેહ થાય છે.
કર્મ છે કારણ તેનું કર્મનો વિનાશ કર,
કર્મનાં દલિક રાગ દ્વેશ થકી આય છે.
રાગ અને દ્વેશ ભાવ કર્મના વિનાશ થકી,
નાશ દ્રવ્ય કર્મ તણો પલકમાં થાય છે.
જીવતાં મરણ જેનું જીવતા તે જગમાંહિ,
જાગ જાગ દીલમાંહિ ચતુર ચૂકાય છે. ૧
અન્તરના જ્ઞાન માટે ગુરૂનું શરણ કર,
ગુરૂગમ સેવનાથી સત્ય તો જણાય છે.
જ્ઞાની ધ્યાની મુનિ ગુરૂ શરણ શરણ કર,
ચેતન સ્વરૂપ મુનિ કરૂણાથી પાય છે.
જડમાં જગત્ સહુ જકડાણું જાણી લેઈ,

સુખની તો આશ એક ચેતનમાં ધારજે.
ધીનિધિ કહે છે એમ શિવ સુખ પામવાને.
રાગ અને દ્વેષ હોય ચિત્તમાંથી વારજે. ૨

## आत्मवत सर्वत्र दृष्टि.

મનહર છંદ.

જનની સામાન સહુ લલનાને માની લેજે,
પરધન પત્થર સમાન ચિત્ત ધારજે;
પોતાના ચેતન સમ સહુ જીવ ગણી લેઇ,
મન વચ કાયાથકી કોઇને ન મારજે;
વંદક નિન્દક પર ચિત્તની સમાનતાજ,
અશુભ વિચાર થકી ચેતનને વારજે;
ખેલી નિજરૂપમાંહિ શુરવીર થઇ જીવ,
ભવોદધિ થકી ઝટ પોતાને તું તારજે. ॥ ૧ ॥
લપછપ ગપછપ તજીને ચેતન હવે,
સ્થિરયોગ થકી એક આતમને ધ્યાવજે;
પરમા પ્રવેશ થકી ચિત્તડું ચંચલ થાય,
માટે હિતશિખ હવે ધ્યાન માંહિ લાવજે;
ભૂલી સહુ દુનીયાનું ભાન એક ધ્યાન થકી,
સાધ્યમાંહિ સુરતાની લીનતા લગાડજે
ધીનિધિ કહે છે શુરવીર થઈ જીવ હવે,
વિજય વિજય વાદ્ય વેગથી વગાડજે. ॥ ૨ ॥

## हित शिक्षा.

( રાગ. સિંધુ )

મુક્તિના પ્યાસ, ધર્મ કથા શુદ્ધ કરીએ. એ ટેક
તનુનાં દુષણ સઘળાં ટાળી, ગુણની શિક્ષા ધરીએરે મુક્તિના૦-૧
વિનય સાથે ગુરૂજી પાસે, નિશદિન સેવક રહીએ,
તેહ ભક્તિ આ દેહે કરતાં, આવે તે સહિએરે મુક્તિના૦-૨
અનંત શક્તિ છે આતમ કેરી, એવું ચિતમાં લાવો,
સુખ, દુઃખ, ચિંતા ટાળી મનથી, ધ્યાન આતમનું ધ્યાવોરે.મુક્તિના૦-૩

શુદ્ધ ઉપયોગે લેજો સમાધિ, ટાળો ભવનો રાશિ,
આત્મ–સુખો છે કેવી રીતે, જૂઓ તેજ વિમાશીરે મુક્તિના૦–૪
સ્નેહ–બંધન તે મોટું જગમાં, જાણી છોડી દીજે,
નૌકા સારી શુદ્ધ કરીને, પારતો જલદી લીજેરે. મુક્તિના૦–૫
સંસાર જાણી અનિત્ય, તેથી વિરક્ત ભાવજ કરીએ,
સત્ય તત્વોનું શોધન કરવા, એ કાકી થઇ ફરીએરે મુકિતના૦–૬
શુદ્ધ સુરિતિ ચારિત્ર પાળી, જ્ઞાન, ધ્યાન ને ધરશો,
હર્ષ સહુ સહુ વ્હાલા નિશ્ચે, મુકિત પ્રિયાને વરશોરે મુકિતના૦–૭



## संजति रायनो वैराग्य.

( રાજા પ્રેમ લાગ્યો હો એ દેશી.—)

સંજતિ નામે રાજીયો હો, કંપિલપુરનો વાસી હો.
મૃગયા કાજે નીકળ્યા હો, મૃગવધ કેરો આશી હો—
રાયે શર સાંધ્યો હો ( એ ટેક ) ૧
ધનુષ ગ્રહિત આ રાયને હો, દેખી વાતાયુ નાસેહો,
સાધ્વસ અતિશય પામતોહો, પડયો રૂષિજન પાસે હો, રાયે૦–૨
રાજા તે પૂંઠળ દોડતો હો, આવ્યો મુનિ કેરી પાસેહો,
વિનંતિ તે તો કરે ઘણી હો, જીવન કેરી આશેહો, રાયે૦–૩
ક્ષમા કરો દેવ માહરો હો, અપરાધ જે મેં કીધો હો,
મેં ન જાણ્યો પ્રભુ આપનો હો, એ છે મૃગ પ્રસિદ્ધો હો, રાયે૦–૪
કાઉસગ્ગ પાળી બોલીઆહો, રૂષી અભય તણી વાણુહો,
ભય ન પામીશ રાજવી હો, હું કહું તે મન જાણુહો, રાયે૦–૫
હિંસા પ્રશક્ત કયમ થયોહો, લોક અનિત્યની માંહિહો,
ભય કિમ મન નવ આણીયોહો, પડશે તે દુઃખમય પ્રાહિહો,રાયે૦–૬
જ્યારે સૌઓ છોડીને હો, જાવું થાશે એકાકી હો,
રાજપાટ ઇહાં રહી જશે હો, કો ન રે'શે સંગ રાખી હો,રાયે૦–૭
જીવીતને રૂપ આ બધું હો, ચપળા સમ મન જાણોહો,
મૂઢ થઇ શું મુંઝીયાહો, પરસુખ મન તુમ આણોહો, રાયે૦–૮
દારા, પુત્રાદિક, સેવકો હો, સરવ કાર્યને સારેહો,
પણ તે નિધને નિશ્ચયે હો, કોઈ નહિ સંભારે હો, રાયે૦–૯
પ્રેમા ચિતા હોએ પ્રેયસી હો, અતિશય ભકિત કારીહો,

પતિને પરાસુ જાણતાં હો, દેતી પ્રેમ વિસારી હો. રાયે૦-૧૦
અન્ય પ્રેમી સહ પ્રેમથી હો, કરતી અનંગ કેલી હો,
પતિ કૃત મંડન ને સજી હો, થાતી તે રંગ રેલીહો, રાયે૦-૧૧
તેમ પિતા દેહ મૂકતાં હો, પુત્ર અવશ્યજ કાઢેહો,
પિતાય પૂત્રને કાઢતોહો, જાતે મન દુઃખ ગાઢે હો. રાયે૦-૧૨
આપણાં સંચિત કર્મ તે હો, લેઈ જાતા સહુ સાથે હો;
ભોગવતાં સુખ દુઃખને હો, કીધાં પોતે હાથે હો, રાયે૦-૧૩
એવો અસ્થિર સંસાર છે હો, રાજા મન કંઈ જાણો હો,
સમજવા કહું તુમને હો, દયા ચિતે કાંઇ આણો હો. રાજા મન
કાંઇ આણો હો. ૧૪
સુણી પ્રબોધ મુનિ તણો હો, હુવો તે સંયમ રાગી હો,
આત્મ દશાને શોધતો હો, તુર્ત થયો વૈરાગી હો.--રાજા૦ ૧૫
રાજ્ય છોડી સંયમ લીધો હો, ગર્દભાલી મુનિ પાસે હો,
એકાકી વિહાર આદર્યો હો, ચિત્ત કરી ઉલ્લાસે હો—રાજા૦ ૧૬
ક્ષત્રિ રાજર્ષિ ભેટીઆ હો, પુછે પ્રશ્ન તે વારે હો,
સંયતિ ઉતર આપતો હો, નિજ કાર્યને સારે હો.—રાજા૦ ૧૭
અનંત શક્તિ આત્મની હો, તે તો ધારી ચાલે હો,
આતમ ગુણ નિહાળતાં હો, આત્મ દૂષણને ટાળે હો.—રાજા૦ ૧૮
વિશુંદ્ધ સંયમ પાળતાં હો, કરતાં ઉગ્ર વિહારો હો,
જ્ઞાન લઇ મુક્તિ વર્યા હો, પામ્યા અવિચળ સારો હો.—રાજા૦ ૧૯
સુણી એહ ઉદંતને હો, દયા ધરમ જે ધારે હો,
સુખ તે પામે શાશ્વતાં હો, ટાળી કર્મ અપારે હો.--રાજા૦ ૨૦
હરિઆપુરિ ગછના પતિ હો, પુજ્ય રઘુનાથ સ્વામી હો,
સજ્ઝાય તેહ પસાયથી હો, કીધી હર્ષે આરામી હો.--રાજા૦ ૨૧

## पापी जिवने शिखामण.

( રાગ સિંધુ. )

પાપીડા જીવે પાછું વાળી નવ જોયું—એ ટેક,
અલ્પ આ દૈહિક સુખને સારૂ, અનંત સુખજ ખોયું રે,—પા. ૧
માયા તો બહુ પ્યારી લાગી, લાગી પ્યારી નારી,
સુત, વિત્તની કીધી અતિશે, મનડા સાથે યારીરે- પાપીડા. ૨
હાટ, હવેલી, મ્હેલ, મંદિરો, સુંદર ઘાટ અપારી,

મોહ, મમત્વને બાંધ્યા તેથી, અતિશય પ્રેમ વધારીરે.–પાપીડા. ૩
દૈહિક માત્રજ સુખને સારૂં, કરતો પાપજ પાપી,
જાપ જપે નિત અધર્મ કેરો, પુણ્ય નાંખે છે કાપીરે.–પાપીડા. ૪
વિષયી, લંપટ લાંચનો લાલચુ, સાચો ઘોરજ કર્મી,
ધર્મ–કરણુને કાંઇ ન સમજે, રે'તો માયામાં અધર્મીરે.–પાપીડા. ૫
દયા દાનની વાત ન જાણે, જાણે ન ધર્મ કુરાગી,
કામ ક્રોધમાં ઉદ્ધત રેતો, વિષય વાંછા લાગીરે.– પાપીડા. ૬
ભોગ વિષે તો આશકત અતિશે, રહે સદા સ્ત્રી સંગે,
શ્વાન થકી પણ હલકાં કૃત્યે, માણે સુખ બહુ રંગેરે.–પાપીડા. ૭
ન્યાય, નિતીનો પંથ ન જાણે, આણે ન શુદ્ધજ બુદ્ધિ,
હર્ષ ટકોરે રીસ કર્યો વિણુ, કરજો આતમ શુદ્ધિરે.–પાપીડા. ૮

## अंतिम—आधार.

( રાગ રામશ્રી. )

એકરે દિવસ ભાઈ ચાલવું, છોડી સહુ સંસાર,
કાળ આવેથી તે એકલું, નહિ કોઇ રાખનાર,— એકરે. ૧
માત, પિતા, સગાં, બંધવા, પ્રીતિ ધરતાં તે હોય;
સાથ આવે નહિ એ સમે, રે'તા સામુરે જોય–– એકરે. ૨
ગદ ગદ વાણીએ કામની, નાખે અશ્રુ અપાર,
સંગ થવા તોએ ના કહે, ભલે કરતી પોકાર.– એકરે. ૩
મિત્ર, સ્નેહ, વ્હાલા વિના, ક્ષણુ રહી ન શકાય,
અંતે ભેગાં ત્હોયે આવવા ચિત કો નવ થાય.– એકરે. ૪
માયા, કાયા સહુ કારમી, જુઠો આ પરિવાર,
સત્ય ધર્મ જીન દેવનો, બીજો કોણુ આધાર,– એકરે. ૫
સત્ય સુંખ જીવ પામવા, મોહ નિંદથી જાગ.
હર્ષ આણી, પ્રાણી લે ભજી, પ્રભુ શ્રી વિતરાગ.– એકરે. ૬

---

## कुणिकनो राज्य लोभ.

( રાગ—સિંધુ. )

કીયારે ભવનું વેર કપુત આ તેં વાળ્યું ? એ ટેક.
તારા જનકને પિંજર નાખી, પેટજ મારૂં બાળ્યુંરે– કીયારે. ૧
આવું કરતાં તુજને પાપી, લાજ ન આવી કાંઇ,
બુદ્ધિ કુબુદ્ધિ ત્હેં ઉપજાવી, રાજ્ય લોભે લલચાઇરે.– કીયારે. ૨

ગર્ભે આવ્યો, તું મુજ જ્યારે, તેની શું વાતજ કેવી,
તુંજ પિતાનું માંસજ માંગ્યું; બુદ્ધિ તેં એવી કીધીરે.– કીયારે. ૩
પાપીષ્ઠ તારો જનમ થાતાં, રીસ ચઢેલ અપારી,
ઉકરડે તુજને નંખાવ્યો, દુષ્ટ પુત્ર મેં ધારીરે.– કીયારે. ૪
શ્રેણિકરાયે વાતજ જાણી, તુર્ત તુને મંગાવ્યો,
પુત્ર પ્રતિ અતિ હેતજ આણી, અતિ તને હુલરાવ્યોરે.–કીયારે. ૫
સ્નેહ આવો તુજ ઉપર રાખ્યો, ત્યારે આવું કીધું,
ફીટ, ફીટ! હો પાપીષ્ઠ તુજને, કલંક કુળને દીધુંરે.–કીયારે. ૬
આવું સમજી મેં તો તુજને, પે'લા નાખી દીધો,
તુજ પિતાએ સ્નેહે તુજને, તોએ મોટો કીધોરે.– કીયારે. ૭
હર્ષ ધરે શું તું મુજ પાસે, તાતને પીંજર નાખી,
લાજી મરૂં છું તુજ થકી હું, વાત સુણતાં આખીરે,– કીયારે. ૮
નિજ પિતાનો સ્નેહ ન જાણ્યો, રાજ લેવાને ધાયો,
સ્વાર્થ થકી ત્હેં જગમાં પાપો, અપયશ અધિકો પાયોરે.–કીયારે. ૯
દુષ્ટ! દુર્મુખ તું થા અહીંયાંથી, શું તુજ મુખ બતાવે,
અપકૃત્યો સહુ તારાં દેખી, દુઃખજ મુજને થાએરે.– કીયારે. ૧૦
અપ્રિય વાચા સુણી માતાની, કુણીક ત્યાંથી જાએ,
કરવા બંધન મુકત પિતાને, દોડતો તે તો આવેરે.– કીયારે. ૧૧
આવતો પાસે પુત્રજ દેખી, શ્રેણિક મનમાં બીધો,
તાલ—કૂટ મુદ્રિકા મુખે, ચૂસી કાળજ કીધોરે,– કીયારે. ૧૨
સ્વાર્થ જૂઓ આ દુનિઆ કેરો, કોઈ તણું નવ કોઈ,
હર્ષ ધરી મન શોધો સુખને, જગની રચના જોઈરે.– કીયારે. ૧૩

---

## પરછિદ્રો નહિ જોવા વિષે.

( રાગ માઢ )

જૂઓ જૂઓ વિચારી, પ્રત્યક્ષધારી, સહુ નરનારી, મનુષ્યકેરો સ્વભાવ;
એતો છે દુઃખકારી, કલેશ વધારી, કરે ખુવારી, મનુષ્ય કેરો સ્વભાવ.
જૂઓ૦એ ટેક.

આપ અવગુણ તે નહિ દેખે, પર દુર્ગુણ દેખાય.
નિજ કુબુદ્ધિ નહિ વિચારે, અન્ય કુબુદ્ધિ જણાય;
એવો એક વિચારી, છે દુઃખકારી, મનુષ્ય કેરો સ્વભાવ. જુઓ–૧
પોતે કર્યું તેતો સઘળું સીધું, અવળું પરનું જણાય;

નિજ વાંકને પોતે ન લેખે, પારકો વાંક ગણાય;
તેથી કલેશ વધારી, કરે ખુવારી, મનુષ્ય કેરો સ્વભાવ. જૂઓ૦-૨
પર શિખામણ દેવાને કાજે, અતિ પ્રફુલ્લિત થાય;
આપ શિખામણ કદિ ન લાગે, કરે જો ક્રોડ ઉપાય;
એવો છે રીસ કારી, કર્માનુસારી, મનુષ્ય કેરો સ્વભાવ. જૂઓ૦-૩
અકૃત્યો પોતાનાં હોયે, તોપણ માને શુદ્ધ;
અન્ય કૃત્યો જે સારાં સૌથી, તે પણ લેખે વિરૂદ્ધ;
એવા દુર્ગુણ ધારી છે કષ્ટકારી, મનુષ્યકેરો સ્વભાવ. જૂઓ૦-૪
નિજ અજ્ઞાનતો નહિ ખસેડે, પરને જ્ઞાન કરાય.
આપણી ભુલતો કદિ ન ભાસે, તે અવળો થાય;
એવો છે અવિચારી, પાપનો કારી, મનુષ્ય કેરો સ્વભાવ. જૂઓ૦-૫
પર દુર્ગુણો, પારકી નિંદા, કરવા તત્પર થાય;
નિજ અવગુણ શોધવા સારૂ, ચિત્તને ના જોડાય.
તેવો આલસ્યધારી, રહે છે ભારી, મનુષ્ય કેરો સ્વભાવ, જુઓ૦-૬
અનંતી ભૂલો માણસ કેરી, કે'તા ન આવે પાર,
લાજ મુકીને ભુલો સહ મ્હાલે, સાચો દુષ્ટ ગમાર,
એથી આનંદ ધારી, રહે અપારી, મનુષ્ય કેરો સ્વભાવ. જૂઓ૦-૭
સમજી સૌએ મનથી ભાઈ, ધારો શુદ્ધ આચાર;
આપણી જાતે આપણું દેખો, સુણીને હર્ષ વિચાર,
તેથી સૌ સુખકારી, થાશે આવારી, મનુષ્ય કેરો સ્વભાવ. જૂઓ૦-૮

## जीवने शिखामण.

(છે રચના એ સહુ ન્યારી—એ રાગ.)

લે સમજી ચિતની માહિ, શું રહ્યો જીવ મુંઝાઈ. (૨) એ ટેક.
નહિ માત અને તવ તાત,
નહિ સગાં, સ્નેહિ ને ભ્રાત;
જાવું છોડી એકાકી શું રહ્યો૦ ૧
જો યૌવન—સંચિત બાલા,
રૂપ, ગુણ થકી જ રસાલા;
પણ અંતે તજે સગાઇ, શું રહ્યો૦ ૨
હોય સગાં, સ્નેહિને મિત્ર,
પૂર્ણ પ્રેમ ભરેલ પવિત્ર;
પણ આખર નવ મિત્રાઈ, શું રહ્યો૦ ૩

છે અનિત્ય આ સહુ માયા,
બસ વાદળ જેવી છાયા;
જાતાં નવ વાર જરાઈ, શું રહ્યો૦ ૪
બહુ શોભિત સુંદર ઘાટ,
હોએ મંદિર ને હાટ;
પણ સુવું મસાણે જાઈ, શું રહ્યો૦ ૫
શા કાજ કહે છે મારૂં,
ધન-સંચય કરી અપારૂં;
નહિ અંતે કામનું કાંઇ, શું રહ્યો૦— ૬
દેખી ધન કેરો ઓઘ,
શું પ્રાણી ધરે તેં મોહ;
નહિ સંગ કરેજ જરાઈ, શું રહ્યો૦— ૭
કહિ સજ્જન સો પરિવાર,
ભલે કરે પ્રેમ અપાર;
પણ સાથ ન આવે ભાઇ, શું રહ્યો૦— ૮
જે કહે પ્રાણી તું મારા,
તે નહિ તુંજ થાનારા.
થા હર્ષ થકી એકાન્તી, શું રહ્યો૦ ૯

---

## જીવને શિખામણ.

(રાગ—સિંધુ.)

વિચારી જોને કાળ અનંતો તું રહ્યો; એ ટેક.
દુઃખ ભુખને તરસ વેઠી, મહા દુઃખ તેં લહ્યોરે.— વિચારી. ૧
સુક્ષ્મ અને નિગોદની માંહિ, કષ્ટ ઘણું તું સહિયો;
અણુ જેટલા અવકાશ માહિ, અનંત ભવતું રહ્યોરે.-વિચારી. ૨
સંકડાશ ત્યાં તો બહુ વેઠી, શકિત વિનાજ અભાવે,
તે દુઃખ કેરૂં વર્ણન કરતાં, પાર નહિ કો પાવેરે.- વિચારી-૩
પૃથ્વી પાણી અગ્નિ વાયુ, સત્વપણે તું ફરીયો,
કષ્ટ તણો તું પુંજજ પામી, કાળ અનંતજ ઠરીયોરે.-વિચારી. ૪
દ્વિ,ત્રિ, ચૌરેંદ્રિ કેરા ભવમાં, મહા દુઃખો તેં લીધાં,
સુખ ન સ્વપ્ને ત્યાંહિ દીઠું, કર્મો એવાં કીધાંરે.- વિચારી. ૫

નિરય માંહિ અસંખ્ય વેળા, કષ્ટ અસહ્ય તું પામ્યો,
મહા રૈ રૈવની પીડા લઈને, ઘણાજ કાળ તું જામ્યોરે.-વિચારી. ૬
પશુ અને પક્ષિનઃ દેહે, છેદન, ભેદન ભારી;
મહા વ્યથા તે સૌની સહીને, આવ્યો માનુષ અવતારી.-વિચારી. ૭
કર્મો અનંતાં ક્ષીણ થવાથી, મનુષ્યભવ આ લીધો,
ઉત્તમ કુળ અવતાર પામી પણ, આતમ કામ ન કીધોરે-વિચારી. ૮
કયાંથી આવ્યો, કયાં હું જવાનો, તે તણી ભ્રાંતિ ન આવી,
ભોગ તૃષ્ણામાં ઉંડો બુડયો, આશા અધિકી લાવીરે,-વિચારી. ૯
રૂડો આ નર દેહજ પામી, કેમ તું નાખી દીએ,
પસ્તાવો પાછળથી થાતાં, બીજી વાર લીએરે.- વિચારી. ૧૦
તેથી શાણા આત્મા કાજે, કાંઈક સમજી કરીએ;
દર્ષ કહે ભવ-ચિંતા ટળવા, આતમ-ચિંતા ધરીએરે.-વિચારી. ૧૧

---

## नारीपरनो मोह त्यागवा विषे.

( રાગ માઢ. )

લેજો અંતર ઉતારી, મન વિચારી, છે ઘણી સારી; સુણો શિખામણ સ.ર,
થાશે તે હિતકારી, જુઓ આવારી, લેજો સ્વીકારી, સુણો૦
લેજો અંતર૦ એ ટેક. ૧

નારી સાથે સ્નેહજ કરતાં, થાશે તે દુઃખ અપાર,
નાશ થશે નિજ સુકૃત્ય કેરો, પડશે અતિશય માર.
થશે કષ્ટ અપારી, જાણો આવારી, સુણો શિખામણ સાર.
લેજો અંતર.—૨

નારની ટોળી નાગણ જેવી, જાણો મહા વિકરાળ;
કાળ સમી નર દેહને તેતો, કરશે અતિ બે હાલ.
માટે કાંઈ વિચારી, લ્યો ચિત્તધારી, સુણો શિખામણ સાર.—
લેજો અંતર. ૩

કાનન રૂપે કામની જાણો, દેખિત સુંદર ઘાટ;
શિતળ છાયા-સ્નેહ થકી તે, વાળતી સૌનો દાટ.
જાણો દુર્ગુણ ધારી, આ સહુ નારી, સુણો શિખામણ સાર.
લેજો અંતર. ૪

વચન રૂપી સુગંધ લેવા, જાશો જો તેહની પાસ;

વિષય રૂપી વિષ ચઢાવી, કરશે તમારો નાશ.
તેવી છે દુર્વિકારી, અહનિશ નારી, સુણો શિખામણ સાર.
લેજો અંતર. ૫

કંદર્પ રૂપી અગ્નિ થકી તો, વ્યાપિત તેહનો દેહ;
સંગ કર્યાથી નર તણો વળી, નિશ્ચે આણે છેહ.
માટે સમજી આવારી, તજી ધો નારી, સુણો શિખામણ સાર.
લેજો અંતર. ૬

પ્રેયસી પ્રેમનું પાત્રજ પેખી, આણે મન ઉત્સાહ;
વૈરાગ રૂપી વન્હિ માટે, જાણ તે વારિ-વાહ.
કેવું તે દુ:ખકારી! સમજો વિચારી, સુણો શિખામણ સાર.
લેજો અંતર. ૭

રાક્ષસી પેઠે નારી જાણો, ચુસે છે નરનું રકત,
તન, મન તેનું ક્ષણમાં હરતી, રે'તો જે આશકત;
તેથી મોહ ઉતારી, રહો આવારી, સુણો શિખામણ સાર.
લેજો અંતર. ૮

નારી તણી જે પ્રીતિની રીતિ, બીતી ભવની ધાર,
મૃત્યુ અને ભવ-દુ:ખ કારિણી, જાણી દુર નિવાર.
અને ત્યાગી નારીને, એકાન્ત ધારી, સુણો શિખામણ સાર.
લેજો અંતર. ૯

ચપળા સમ ચપળાક્ષી જાણો, છોડો તેહથી પ્યાર;
વિરતિ લેવા વિરકત થાજો, સુણી હર્ષ વિચાર.
એમ મોહ વિચારી, કર્મો નિવારી, સુણો શિખામણ સાર.
લેજો અંતર. ૧૦

---

## મોહ ભર્યો સ્નેહ.

( રાગ રામેશ્રી. )

સ્નેહિ સંબંધ હું શું કહું, સ્નેહ અપાર;
સ્નેહિ સ્નેહ વિચારતાં, ન ગમે કૈવીક સાર,
સ્નેહિ સંબંધ હું શું કહું. એ ટેક. ૧
સ્નેહિ અંતર વા'લો ઘણો, સ્નેહિ સુખનું સ્થાન;
સ્નેહિ વિના તે પળ પળે, પામે દુ:ખ આ પ્રાણ. સ્નેહિ સંબંધ. ૨

સ્નેહિ અરે ચિત્ત સાંભરે, વિરહ લાગે અનંત,
શાંત પડે નહિ તું વિના, મન આ દુર્દંત. સ્નેહિ સંબંધ. ૩
સ્નેહિ તણો મોહ લોકમાં, છે અલૌકિક ભાત,
વર્ણન શું કરૂં તેહનું, પામું ન ક્ષણ શાંત. સ્નેહિ સંબંધ. ૪
સ્નેહિ ખરો સુખદા સદા, પ્યારો આતમરામ.
સ્નેહિ શ્રમિત આ મન તણો, સાચો હર્ષ વિશ્રામ, સ્નેહિ સંબંધ. ૫

## વિચારીને બોલવા વિષે.

( રાગ આઠ )

બોલો ભાષા વિચારી, હિત વધારી, બુદ્ધિ સુધારી, ધારો શુદ્ધ વિચાર,
થાએ તે ગુણકારી, નાવે નઠારી, ચિત્ત સુધારી, ધારો શુદ્ધ વિચાર.
બોલો૦ એટેક-૧
કટુક વાણી બોલ્યાથી પ્રાણી, પાપનો પુંજ ચણાય;
અઘ વધે, વળી પુન્ય ઘટે, પછી દુષ્ટ જન તે જણાય;
એવી તે દુઃખકારી, ત્યાગો વિચારી, ધારો શુદ્ધ વિચાર. બોલો૦-૨
ચમરેંદ્રજો કટુક બોલ્યો, શકેંદ્ર કેરી પાસ;
શકેંદ્રે ઉપયોગથી જાણી, આપ્યો અતિશય ત્રાસ,
તેમ ભવ દુઃખધારી, વેણ છે ભારી, ધારો શુદ્ધ વિચાર. બોલો૦-૩
સંતાપકારી ભાષા બોલ્યાથી, પરજન મન પીડાય;
શોક અતિશે તનમાં વ્યાપે, કલેશ અતિ મન થાય.
શાને કરવાં આકારી, કામો ભારી ? ધારો શુદ્ધ વિચાર. બોલો૦-૪
વાકયો તીક્ષ્ણ વદીને સૌનું, કરતો જે અપમાન;
સાન વિનાના નરની પેઠે, પામે ન કો સ્થળ માન,
એવું અંતર ધારી, વાચા સુધારી, ધારો શુદ્ધ વિચાર. બોલો૦-૫
વિષમ વાકય વદોના કોઇ, રાખી મન વિચાર,
સુલભ બોધી થઇને ભાઈ, કરજો પ્રિય ઉચ્ચાર,
તેથી ભવ સુધારી આત્મ ઉદ્ધારી, ધારો શુદ્ધ વિચાર. લેજો૦-૬
સમજી શાણા વિચાર લાવી, તજો પરઉપકાર;
નિજદુઃખ તે પરદુઃખ જાણો, સુણીને હર્ષ વિચાર,
એમ જ્ઞાન વધારી, ધર્મ સંભાળી, ધારો શુદ્ધ વિચાર. લેજો૦-૭



# મોહમય પ્રેમ.

( ગાડી આવી ગુજરાત૦ એ રાહ. )

મોહ છે કર્મ વિશાળ, મોહથકી ચેતીરે ચાલો;
મોક્ષને ચૂકાવનાર, મોહથકી ચેતીરે ચાલો. મોહ છે૦એટેક.
દુનિયામાં તો દેખતાં, દેખું ન કાંઇ વિશેષ,
વિશેષતા તે પ્રેમની, જેણે વશ કીધું વિશ્વ અશેષ. મોહથકી૦
મોહ છે૦—૧

અશેષ આ દુનિયા વિષે, પ્રેમ મહી મજબુત;
પ્યારી-પાશ નખાવવા, જેણે નામ સ્થપાવ્યું તે દૂત.
મોહથકી૦ મોહ છે૦—૨

સત્યકી મહા વિદ્યાધરની, શૂરવીર હુંશિયાર;
પ્રેમે તેને પાડીયો, પ્યારી સાથ કરાવી તે પ્યાર.
મોહથકી૦ મોહ છે૦—૩

ઉજ્જયની અવનિ પતિ, મુંજ મહા ભુપાળ.
તેના પણ જૂઓ વળી, પ્રેમે કીધા તે કેવા હવાલ.
મોહથકી૦ મોહ છે૦—૪

ભિક્ષા દિનતાથી બધે, માગી થઇ કંગાળ;
થરથર અંગો કંપતે, નેમઝરતે આંસુ અસરાલ.
મોહથકી૦ મોહ છે૦—૫

દિવહાના પૃથુરાજજો, જેનું જોર અમાપ;
સામો નવ થઇ શકે, જેનો જોતાં તે પ્રબળ પ્રતાપ.
મોહથકી૦ મોહ છે૦—૬

સંયુકતાના પ્યારમાં. તેને પણ વશ કીધ;
ચક્ષુ-હીણુ કરાવીયો. જેણે મરણ અકાર્ય તે દીધ.
મોહથકી૦ મોહ છે૦—૭

પ્રેમે જગમાં જનમીને, શુંશું ન કીધાં કામ;
કેના ઠામ ન તોડીયા, કેના રાખ્યા તે અવિચળ ધામ.
મોહથકી૦ મોહ છે૦—૮

સજ્જન સમજી મોહને, છોડો પ્રેમી આશ;
હોએ હર્ષ વધામણાં, વેગે પામો અવિચળવાસ.
મોહથકી૦ મોહ છે૦—૯

# શ્રી ભવપ્રપંચ નાટક.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી—એ રાગ.

જીવડા ભવનાટક નિજ ભાળીએ, પર નાટક નવિ ભાળો રે;
નિજ પગ નીચેરે આગ નિહાળીએ, ડુંગર દવ ના નિહાળોરે જી૦ ૧
નાટકશાળા રે ચૌગતિ જાણીએ, કર્મરાય સુત્રધારોરે;
તૃષ્ણા નટીએરે જગ ભરમાવીયો, વિદૂષક મોહ વિકારોરે. જી૦ ૨
રાગદ્વેષ પડહા ઘડી ઘડી પડે, આશ્રવ દોર પ્રભાવેરે;
ભવમંડપમાંરે નાચે પ્રાણિયા, વિધવિધ વેષ ભજાવે રે. જી૦ ૩
કોઇ ભવ નાટક ભજવે પ્રાણિયા, કોઇ ભવ નાટક જોતાંરે,
ઉલટ પલટ ભવચક્ર વિષે ભમે, ક્ષણ રાચે ક્ષણ રોતારે. જી૦ ૪
ચાર કષાયરે પાયા પાપના, ભવ રૂપિ ભવન ના જાણોરે;
પ્રાણી વિભાવેરે તે મંડપ રમે, રમે સ્વભાવે સુ જાણોરે. જી૦ ૫
એમ ભવ નાટકમાં જીવડો ભમ્યો, ભજવ્યા વેષ અનેકરે;
માત પ્રિયા થઇ પુત્ર પિતા બન્યો, માન રહ્યો ન વિવેકરે. જી૦ ૬
એક ઘર છપ્પન પર ભુંગળ બજે, એક ઘર કુટી ન કોઠીરે;
એક પગપાળેરે એક ગજ શિર ચડે, ધર્મ કર્મની ન હોઠીરે. જી૦ ૭
એક રોગી મુખ માખી બણબણે, એક ભોગીને નિરોગીરે;
વાવ્યા બીજ તેવા ફળ પામીએ, જાણે અનુભવ યોગીરે. જી૦ ૮
ક્ષણ એક રાજારે ક્ષણમાં રાંકડો, સુખ દુઃખ કર્મ પ્રભાવેરે;
હરખ શોક જ્ઞાની મન નવિ ગણે, સંપત અથિર સ્વભાવેરે. જી૦ ૯
ભવ નાટક ભાળે જે ભવિ જના, પરભાવે નવિ રાચેરે,
સાંકળચંદ સ્વભાવે જે રમે, ભવનાટક નવિ નાચેરે. જી૦ ૧૦

---

# મન ભમરાની ભ્રાન્તિ.

પિતા શું માનવનો અભિમાન પલકમાં—એ રાગ.

અરે જીવ ભમરા ભૂલ્યો ભાન, ભમ્યો ભવરાનમાંરે,
ખરેખર નાચ્યો નટ નાદાન, ન થાકયો તાનમાંરે.
માન ગુલતાનમાંરે. અરે જીવ૦
જળ તરંગ ઉછરંગ ખલકમાં, આ....આ....આ....રે ખરે,
ચળ વાદળ વિખરાય પલકમાં, આ....આ....આ....રે....ખરે;
માયામાં મસ્તાન. અરે જીવ ભમરા૦ એ ટેક.

**સાખી.**

સંસાર સર આશા કમળમાં કેદ મધુકર જીવડો,
ચિંતે કરી પ્રભુ પ્રાર્થના છુટું હવે ભાનુ ચડયો;
પણ કાળ ગજ નલિની ઉખેડી ચાવત ભમરો રડયો.
હત ભાગ્ય હાર્યો તેમ માનવ હારશે ભવ બાપડો.- જીવ૦
ઉધાન જળધિ પાન પીંપળ વિખરાતાં શો વાયદો,
જીવતર યથા જીવ જાણજે એ કાળ કુદરત કાયદો;
ભજ પ્રાણિયા અરિહંતને ને વૈદ્ય ભવ રોગો હણે,
આ છંદ સાંકળચંદ મહાવીર મંડળી હરખે ભણે.- જીવ૦

## મન મરકટને હિતશિક્ષા.

**પ્રભાતિયું ઝુલણા છંદ.**

ચેત તું ચિતમાં આતમાં, પ્રાણુ પરલોકનો છે વિહારી,
બાજ તેતરપરે ફ્રાળ તાકી ભરે, કાળપણ ફ્રાળ દે રાત દા'ડી,
અથિર તનધન ગણો અથિર સુખ સાધનો, અથિર સંસાર આ સિંધુખારો,
જાગ્ય તું જાગ્ય તું જીવ નિદ્રા તજી, પ્રહસમે ધર્મનો મર્મ ધારો. ૧
જીવવું વર્ષ શત આયુ કલ્લોલવત, લોભનો થોભ નહીં કોઇ કાળે;
સમયમાં ના સજે અંતમાં શું ભજે, વાત પિત કફ વિષે નાડ ચાલે;
વ્યાધિની વેદના શુદ્ધ નહી ચેતના, તે સમે નવ ગમે ધર્મ સારો. જા૦ ૨
અંધ નગરી ફરે દ્વાર કરના ચડે, ખાજ આવે જતાં દ્વાર પાસે;
એમ ભમતાં જડયો સ્હેજ આવી ચડયો, મનુષ્ય ભવ દ્વાર આ વાર ભાસે
રંક હાથે ચડયો રત્ન ચિંતામણી, રાગવશ કાગનો હોય ચારો. જા૦ ૩
જીવ નટ નાચિયો નાચ ભવ ભવનમાં, તદપિ નહીં વિરમ્યો કોઇ વેળા
ચાર ગતિ વેદના છેદના ભેદના, સ્વજનના વિરહને થાય મેળા;
માત પુત્રીપણે પુત્રી દારાપણે, ઉલટ ભવચક્રનો ભેદ ન્યારો; જા૦ ૪
કયાંથી અહીં આવવું પ્રાણિયા કયાંજવું, શું કર્યું આજ શુભકામ જીવે,
એમ ધરી ધારણા પાપથી જે હઠે, ભવ તટે જઈ સુધા સ્વાદ પીવે.
જ્ઞાનની વાતમાં રાગ પરભાતમાં, સાંકળે સાંકળ્યા આ વિચારો. જા૦ ૫

## काया अने जीवनो संवाद.

**ચેત તો ચેતાવું તનેરે, પામર પ્રાણી—એ રાગ.**

કાયા જીવને કહે છેરે ઓ પ્રાણપતી,
લાડ તો લડાવ્યાં સારાં કદી ન કર્યા દુંકારા;

આજતો રીસાણા પ્યારારે, ઓ પ્રાણપતી. ૧
ભેળા બેસીને જમાડી બાગ બગીચાને વાડી;
ફેરવી બેસારી ગાડીરે. ઓ પ્રાણપતી. ૨
અત્તર ફુલેલ ચોળી, કેસર કસુંબા ઘોળી;
રમ્યા રંગ રસ રોળીરે, ઓ પ્રાણપતી. ૩
શણગારતો સજાવી; આભૂષણોને પે'રાવી;
મોજ મુજને કરાવીરે, ઓ પ્રાણપતી. ૪
રોજ તો હશીને રહેતા, પાણી સાટે દૂધ દેતા;
આજ મોન ધારી બેઠારે. ઓ પ્રાણપતી. ૫
સજ્જનની એવી રીતિ, જેની સાથે કરે પ્રીતિ;
વગડે ન મૂકે રોતીરે, ઓ પ્રાણપતી. ૬
કરૂં છું હું કાલાવાલાં, મુજને ન મૂકો વહાલા;
સાથે રાખોને છોગાળારે. ઓ પ્રાણપતી. ૭

---

રાગ ઉપરનો પદ ૨ જું:

જીવ કાયાને સુણાવેરે, ઓ કાયા ભોળી,
કાયા તું કામણગારી, પાશમાં પડયો હું તારી,
પ્રભુને મૂકયા વિસારીરે. ઓ કાયા ભોળી. ૧
તારી સાથે પ્રીતિ કરી, જરી ન બેઠો હું ઠરી;
પાપની મેં પોઠ ભરીરે. ઓ કાયા ભોળી. ૨
ઘણી વાર સમજાવી, હઠીલી ન સાન આવી;
મુજને દીધો ડુબાવીરે. ઓ કાયા ભોળી. ૩
નીતિનો પ્રવાહ તોડયો, અનીતિનો પંથ જોડયો,
સજ્જનનો સંગ છોડયોરે, ઓ કાયા ભોળી. ૪
સદગુણ ને નિવાર્યા, દુર્ગુણ ને વધાર્યા,
કથન ન કાન ધાર્યારે. ઓ કાયા ભોળી. ૫
આતમાં તું ચિદાનંદી, કાયા તું દીસે છે ગંદી;
તારી સંગે રહ્યો મંદીરે. ઓ કાયા ભોળી. ૬
સોબતે અસર આવે, લસણનો સંગ થાવે;
કસ્તુરી સુગંધ જાવે રે. ઓ કાયા ભોળી. ૭
બગડયો હું તારી સંગે, રમ્યો પર રામા રંગે;
કુડાં કૃત્ય કીધાં અંગેરે, ઓ કાયા ભોળી. ૮

પારકી થાપણુ રાખી, આળ ઓર શિર નાંખી;
જુઠી મેંતો પુરી સાખીરે, ઓ કાયા ભોળી. ૯
પ્રાણુ પાંજરામાં પ્યારી, રહ્યા છું કરાર ધારી;
કાયા નાવે કોઇ લ્હારીરે, ઓ કાયા ભોળી. ૧૦
મારો છેડો છોડો કાયા, કારમી લગાડો માયા;
તારાથી ભોળા ઠગાયારે, ઓ કાયા ભોળી. ૧૧
કાયાની માયાને છોડી, શુકરાજ ગયા ઉડી,
પ્રાણુ પાંજરાને ત્રોડીરે, ઓ કાયા ભોળી. ૧૨
અનીતિના કામ તજો, નિંદા તજી પ્રભુ ભજો;
સાંકળાની શિખ સજોરે, ઓ કાયા ભોળી. ૧૩

---

## આશાની અભિલાષા.

( રાગ—કાફી. )

વિરમે ન વન્હિ આશા, ઇંધન ધનની પિપાસા; વિરમે ન૦ ટેક.
આશા અગનિ ધન ઇંધનથી, તૃપ્તિ ન પામે પિશાચા;
જો સંતોષ જળે ન બુઝાવે, ભસ્મ કરે ઘરવાસા;
કઠણુ એ કર્મ તમાસા. વિરમે ન૦ ૧
શત સહસ્રે લખ કોટિની આશા, રાજ્ય મળે તોય આશા;
સદા જુવાની આશા બાઇને, જીવને ઘડપણુ જાસા;
પડે પછી ઉંધા પાસા. વિરમે ન૦ ૨
માય ન સાગર દ્વીપ નગ ભૂમી, થાય ન ગયણે સમાસા;
અમલ અખિલ આલમમાં એનો, જ્યાં ત્યાં આશા નિવાસા;
વધે ધન વધુ અભિલાષા. વિરમે ન૦ ૩
અંગ ગલિત શિર પળીત દંત વિણુ, ખાવાના હોય સાંસા;
વક્ર વળે વપુ નેત્ર નાક મુખ, ચૂવે તોય અતિ આશા;
શ્વાસ તક આશા પ્યાસા. વિરમે ન૦ ૪
આશા મોહરાયની બેટી, લઘુ ગુરૂ જન તસ દાસા;
રહે વિરક્ત વીરલ તસગુણુના, સાંકળચંદ રચે રાસા;
સુખી સંતોષી નિરાશા. વિરમે ન૦ ૫

---

# अनित्यता दिग्दर्शन.

હાય થઇ અતિ હાનિ—એ રાગ.

રહ્યું અમર ન કોઈ જારી, કરે શીદ મારામારી? રહ્યું૦ ટેક.
બાળ કાળ જીવ સરલપણાથી, વ્યતિત કરે સુખવાસ;
પછી વિદ્યાભ્યાસ પિપાસ, (૨) વિનોદ વિલ્લાસ. મસ્ત યારી....રહ્યું.
તરૂણપણે જર જમીન જોરૂની, લાલચમાં લપટાય;
કરી પ્રપંચ મન મકલાય, (૨) પ્રભુ ન ભજાય. મોહ ભારી....રહ્યું.
વૃદ્ધપણે મન ગાત્ર ગળે પણ, આશા નદી ઉભરાય;
અંતે તે ભવોદધિ માંહ્ય, (૨) વિલય થઈ જાય. ગતિ ન્યારી....રહ્યું.
ક્ષણમાં ભસ્મ થનાર પતંગિયો, કેમ ઉડે આકાશ;
ચળકે કુશબિંદુ પ્રકાશ, (૨) નિમીષમાં નાશ. થાય વા'રી....રહ્યું.
વાસ્તવિક સ્થિતિ જીવની એવી, પડે ન પાર ઉમેદ;
પણ મોહ કષાયથી ખેદ (૨) કરે છળભેદ. રાત દા'ડી...રહ્યું.
જીવનરેખા ચંચળ જાણી, ભજ પ્રભુ નામ અખંડ;
કર સુકૃત સાંકળચંદ (૨) સદા આનંદ. લહા ભારી....રહ્યું.

---

# उपाधीमय करणी.

ચોપાઇ.

પૂર્વે એક યવનનું રાજ, જાલમ જુલમ તણું સામ્રાજ્ય;
પ્રાંત પ્રાંતના હાકમ કીધ, અધિકાર સૌ તેને દીધ. ૧
પડયો એક મોટો દુષ્કાળ, ખેડુત વર્ગ થયો કંગાલ;
ભરી શકે નહિ મહેસુલ કેય, કોપ્યો હાકમ તાતો હોય. ૨
આણ્યા ખેડુત બાંધી હાથ, આણ્યો એક સન્યાસી સાથ;
દોરીને લીધા દરબાર, મારે બહુ મુદ્દગરનો માર. ૩
ખેડુત કહે દુઃખ વાદળ ધરયું, સત્તા આગળ શાણપ કીશ્યું;
બધા રડે સન્યાસી હસે, હાકમને મન કૌતક વસે. ૪
સન્યાસી તું સાચું બોલ, હાકમ કહે કેમ હસે અતોલ?
કહે સન્યાસી ન્યાય ન નામ, પખાલ વાંક પાડાને ઠામ. ૫
વાંક ન મારો હું છું રાંક, આ કરનીનો સઘળો વાંક;
છતાં વાંક વિણ શિક્ષા થાય, હસવું આવે તેથી રાય. ૬

સુણી હાકમ મન અચરજ થાય, કહો કફનીનો મહિમા ભાય;
તવ સન્યાસી કહે સાક્ષાત, સુણજ્યો આ કફનીની વાત. ૭

---

મહાશ્વેતા-શું કહું કથની મારી રાજ—એ રાગ.

કફનીએ કેર મચાવ્યો રાજ, કફનીએ કેર મચાવ્યો;
મને ભવનાટકમાં નચાવ્યો રાજ, કફનીએ૦ ટેક.
સન્યાસી હું નગર નિવાસી, જન પરિચયથી ઉદાસી.
ધ્યાનનો ભંગ થવાથી ત્રાસી, પહાડ ઉપર ગયો નાસી રાજ. ક૦ ૧
એક ગુફાનો આશ્રમ કીધો, ફળ પત્ર ફુલ ખાઉં ભાવે;
એકાંતે ધરૂં ધ્યાન પ્રભુનું, ત્યાં વિધિ વાંકો થાવે રાજ. ક૦ ૨
એક દિન મારી કફની કાપી, ઉંદરડીએ વ્હેર વાળ્યું;
તસ રોધે તન રક્ષણ અર્થે, બિલ્લીનું બચ્ચું મેં પાળ્યું રાજ. ક૦ ૩
મંજારીની ગંધે ઉંદરડી, ભય ભાળીને ભાગી;
એક ઉપાધિ મટી તન પાછળ, બીજી ઉપાધિ જાગી રાજ. ક૦ ૪
કાખમાં ઘાલી સાંજ સવારે, જઉં હું નિત્ય દૂધ પાવા;
તલેટીએ ભરવાડ વસે તે, દે દૂધ જાણી બાવા રાજ. ક૦ ૫
જાતાં વળતાં કાળક્ષેપથી; આહેરને દયા આવી;
ગાય ઉપાધીમય એક આપી, થાય ન મિથ્યા ભાવી રાજ. ક૦ ૬
ગાયને ખાવા ચારો જોઇએ, ખેતર પંચે આપ્યું;
હળ કોદાળી સાધન જાચ્યાં, દાટયું મેં બાપનું દાપું રાજ. ક૦ ૭
રાત દિવસ મહા યત્ન કરીને, ખેડ ખાતર કરી વાવ્યું;
કણબીજ બોયાં ધ્યાન ભૂલ્યો હું, ધ્યાન ખેતરનું મેં ધ્યાવ્યું રાજ. ક૦ ૮
ભીષ્મ દુકાળ પડયો આ વરસે, પાશેર જાર ન પાકી;
ચાર થઇ તે ગાયે ખાધી, મ્હેસુલ રહી ગયું બાકી રાજ. ક૦ ૯
ગાયને બિલ્લી નાશી ગયાં બે, કફનીને હું પકડાયાં;
વાંક નથી કાંઇ મારો સાહેબ, હું નિર્દોષ છું રાયા રાજ. ક૦ ૧૦
કફનીની કૂડી માયામાં, માર મેં ખાધો ભારી;
યોગ ધ્યાનને ભાન ભૂલ્યો હું, ધિઃક માયા ગોઝારી રાજ. ક૦ ૧૧
જા કફની હવે કામ ન તારૂં, હવે દિગમ્બર થઇશું;
તજી સંસારની કૂડી માયા, પ્રભુને શરણે જઈશું રાજ. ક૦ ૧૨
સન્યાસીની વાત સુણીને, હાકમ વિસ્મય પામ્યો;
ખેડુત સન્યાસીને છોડયા, ચિંતા સ્વરૂપ વિરામ્યો રાજ. ક૦ ૧૩

છોટી કફનીની મોટી ઉપાધિ, બગડી બાવાની બાજી;
સાંકળચંદ સંસાર ઉપાધિ, ક્રોડ ગમે રહી ગાજી રાજ. ક૦ ૧૪

## માહાવીર સ્તુતિ.

ઓધવજી સંદેશો કેજો મારા શ્યામને—એ રાગ.

એક અરિહંત કેરો મારે આશરો,
બીજું સર્વે દીસે આળપંપાળ જો;
માહાવીર નામ હવું મંગળકારી સદા,
રાત દિવસ રટવું મેં નામ રસાળજો. એક અરિહંત. ૧
ઉગ્ર અતી તપસ્યા તો જેણે આદરી,
માસખમણ છ માસ તણા અપવાસ જો;
એકાગ્ર ધ્યાને કાઉસ્સગ તો કરતા હવા,
પ્રણમું પ્રભુને હું તો કીંકર દાસ જો. એક અરિહંત. ૨
લાઢ દેશમાં પ્રભુજી જયારે વીચર્યા,
આરસાટતો આપે લોકો મારજો;
ક્ષમા ક્ષમા ઉરમાં અહકી વ્યાપી રહી,
ઉંચા ગુણ છે એવા અપરંપારજો. એક અરિહંત. ૩
ગોસાળે તેજુલેશ્યા મુકી જુઓ,
તો પણ તપીયા પ્રભુ નહીં તે વારજો;
કર્મ ખપાવ્યાં કરૂણાળુ પ્રભુજી તમે,
વદતાં નાવે તેનો તો વિસ્તાર જો. એક અરિહંત. ૪
દીન જીવોને કદીએ તો દુભ્યા નહીં,
દયારૂપી દરીયો તો ઉછળ્યો જાય જો;
દશ શ્રાવક મોટા તો આપે બુઝવ્યા,
જેણે સુખ મેળવીયાં આજ સહાયજો. એક અરિહંત. ૫
શ્રવણ કરે છે બોધ પ્રભુનો સામટો,
બાર જાતની પ્રખદા ત્યાંય ભરાયજો;
દીસે તેમાં દેવીને વળી દેવતા,
ધન્ય ધન્ય વાણી પ્રભુની ઉચરાયજો. એક અરિહંત. ૬
બુઝયા કૈક જનો મુકી દીધું બધું,
છોડી નીકળીયા છે એ ઘરબારજો;

દિક્ષા લીધી પ્રભુની પાસે પ્રેમથી,
જાણીને સંસાર સદાય અસારજો. એક અરિહંત. ૭
મુશળધારા વૃષ્ટી જેમ પડે વળી,
તેવિ દેશના પ્રભુની છે તે વારજો;
કેંક રાય રાણાએ મુકી રાજને,
સાધી લીધો સાધ તણો શણગારજો. એક અરિહંત. ૮
અતી અપરાધ્રી દીસું છું હું તો વળી,
દોષ ક્ષમાના છો પ્રભુજી કરનારજો;
કીંકરપર કરૂણા પ્રભુજી આજે કરો,
હમેશાં કષ્ટોના છો હરનારજો. એક અરિહંત. ૯
સંવત ઓગણીસો પાંસઠની સાલમાં,
ફાગણ માસે ગુણ ગાવાની હામ જો;
અમરેલીમાં આનંદ મુજને ઉલસ્યો,
અપાશરા પાસે મારો મુકામજો. એક અરિહંત. ૧૦
ગુરૂ મુજ સ્વામી દેવજી જે સ્વર્ગે ગયા,
સંઘાડા ગોંડળના જે શીરતાજજો;
બોધ દઇને મુજને જેણે બુઝવ્યો,
ધર્મ બોધ સમજાવી રાખી લાજજો. એક અરિહંત. ૧૧
મુની જાદવજી જેના શીષ્ય હવાવળી,
તેણે પણ મુજને દીધો સદબોધજો;
શામજી કહે સમરૂં ઉપકાર સદા વળી,
વળી નહીં કદીએ રાખું હું વિરોધજો. એક અરિહંત. ૧૨



# પ્રભુ સ્તુતિ.

"સાધુજીને વંદણા નિત નિત કીજે, પ્રહ ઉગમતે સૂરરે પ્રાણી"—
એ રાગ.

પ્રભાતે ઉઠી પ્રભુ નામ લીઓને, દુઃખ દાલીદર જાયરે પ્રાણી;
સેજ તળાઇને સુખ સંપદા, સંતોષ દિલ સદાયરે પ્રાણી—પ્ર૦ ૧
ખચિત કર્મો અષ્ટ ખપે છે, ભલી વિધ જ્ઞાન ભંડારરે પ્રાણી;
નિતનિત નવલાં ભોજન ભાળો, સુખમય આ સંસારરે પ્રાણી—પ્ર૦ ૨
બુઝવ્યા પ્રભુજીએ બહુ ભવ્ય જીવો, મોકલ્યા મોક્ષ મોઝારરે પ્રાણી;

જન્મ મરણના ફેરા ટાળ્યા, એશું ઓછો ઉપકારરે પ્રાણી—પ્ર૦ ૩
ધર્મ હીરો જિન ઝવેરીને હાથે, આવ્યો છે આવારરે પ્રાણી;
પારખું તેનું કરીલ્યો પ્રાણી, ગુણહીણુ રહો ન ગમારરે પ્રાણી—પ્ર૦ ૪
જગ મગ જ્યોત દયાની દેખો, અંતર જ્ઞાન ઉજાસરે પ્રાણી;
જીવની રક્ષા જડે નહીં બીજે, જૈનમાં એ ઉલ્લાસરે પ્રાણી—પ્ર૦ ૫
દુર્ગતિ જાતો આતમા અટકે, સિદ્ધ ગતિ સુહાયરે પ્રાણી;
નારકી દુઃખ નિવારી નાખે, સુખ અખંડ સુહાયરે પ્રાણી—પ્ર૦ ૬
અથીર સંસાર આ કારમો જાણો, ઝાઝો દુઃખ જંજાળરે પ્રાણી;
સ્વારથના સહુ તો સમજી લ્યો, સમજુ લ્યો સંભાળરે પ્રાણી—પ્ર૦ ૭
ધર્મ કથામાં કાળ ગુમાવ્યો, એ ઉપયોગી અપારરે પ્રાણી;
એ વિણુ જાય છે જાણો અવરથા, માની લો દુઃખનો મારરે પ્રાણી પ્ર૦ ૮
પાછલી રાતે કરો પડીકમણું, એથી પાપ આલોયરે પ્રાણી;
સાંજ સમે કરો સમજુ શ્રાવક, દિન દિન વેલા દોયરે પ્રાણી—પ્ર૦ ૯
અર્થ એના અંતરમાં લેજો, ઉપજે રસ અપારરે પ્રાણી;
સ્તવન સદા પ્રભુજીનું દીસે, સુખમય એમાં સારરે પ્રાણી—પ્ર૦ ૧૦
મૂઢમતિ મટી જાય મનુષ્યની, અનીત ભાવના ભાવેરે પ્રાણી;
નીચ ગતિ એનું નામ લીએ નહીં, ઉંચ ગતિ ઝટ આવેરે પ્રાણી—પ્ર૦ ૧૧
શુદ્ધ મને વળી રોજ સામાયક, આદરજો અતિ ભાવરે પ્રાણી;
ભવ મનુષ્યનો ભલી વિધ આવ્યો, લીધો સુખનો લાવરે પ્રાણી—પ્ર૦૧૨
સમદૃષ્ટિ સહુ જીવની સાથે, રાખજો રૂદયાની માંયરે પ્રાણી;
અનુકંપા ઉર રાખજો ઝાઝી, કમી રેશે નહીં કાંયરે પ્રાણી—પ્ર૦ ૧૩
ધન્ય ધન્ય પ્રભુ વીરજીણંદને, સમતા રસ સદાયરે પ્રાણી;
કર્મ ખપાવીને કેવળ પામ્યા, સિદ્ધ ગતિમાં સુહાયરે પ્રાણી—પ્ર૦ ૧૪
તપ જપનો નહીં પાર પમાયે, વેઠયા પરીસા અપારરે પ્રાણી;
એવિણુ કર્મ ખપે કહો ક્યાંથી, દીધાં દુઃખ વિહારરે પ્રાણી—પ્ર૦ ૧૫
એવા અરિહંત આપ આરાધો, મોટા મુજછો મિત્રરે પ્રાણી;
સુખ વિલાસ સદાનો સેવો, સિદ્ધના સુખનું ચિત્રરે પ્રાણી—પ્ર૦ ૧૬
રોગ સોગ રખડીને મરશે, અખંડ સુખ અપારરે પ્રાણી;
મળ મૂત્રાદિક કાયા મટશે, આવાગમન ન ધારરે પાણી—પ્ર૦ ૧૭
આધિ વ્યાધિ ઉપાધિ અપારો, શામાટે તમે સેવોરે પ્રાણી;
દૂર કરો દુર્ગતિનો દરીયો, મળશે સુખમય મેવોરે પ્રાણી—પ્ર૦ ૧૮
ક્રોધ કસાઇને કાઢી મેલો, છેલો સુખભવ ભાલરે પ્રાણી;

અવગુણ વેરી વિદારી નાખે., દેખશો સુખ દીપમાલરે પ્રાણી—પ્ર૦ ૧૯
વેરી હણ્યા પ્રભુ વીર પ્રભુજી, અવગુણ રૂપી આપરે પ્રાણી;
અરિહંત નામની ઉપમા એથી, છાપી ગુણની છાપરે પ્રાણી—પ્ર૦ ૨૦
સ્તુતિ કરે સુખ સામટું લેશો, દુઃખનો લોટ દળાયરે પ્રાણી;
સંસારનાં વળી કામ સદાયે, સિદ્ધ વળી થઈ જાયરે પ્રાણી—પ્ર૦ ૨૧
ઉત્તમ આ અવતાર પામીને, ધર્મ ન દિલ ધરાયરે પ્રાણી;
એળે ગયો અવતાર અતિશે, ચાર ગતિમાં ચરાયરે પ્રાણી—પ્ર૦ ૨૨
ભવ અનંતા ભૂંડે હાલે, દુઃખ દરીયામાં ડુબાયરે પ્રાણી;
એવું જાણી જિન મારગ જાણો, તેથી પાર તરાયરે પ્રાણી—પ્ર૦ ૨૩
શું વરણું ગુણ વીર પ્રભુના, મૂઢમતિ હું આજરે પ્રાણી;
દોષિત શું દુનીયામાં આજે, મારી રેશે કેમ લાજરે પ્રાણી—પ્ર૦ ૨૪
કર્મરૂપી આ મેલ મળ્યો છે, આતમા સાથે અપારરે પ્રાણી;
ધર્મરૂપી જો ધોબી મળે તો, શુદ્ધ કરે સુખકારરે પ્રાણી—પ્ર૦ ૨૫
કોણ ગજાનો હું માનવી કાચો, સાચો ન ભેદ સુહાયરે પ્રાણી;
શી ગતિ મારી સદાની થાશે, એ ચિંતા ઉર થાયરે પ્રાણી—પ્ર૦ ૨૬
ભરોસો છે ભગવંતનો સાચો, જાણું નહીં હું જરાયરે પ્રાણી;
દોષ ક્ષમા કરનાર છો દાતા, સુખ સદાનું થાયરે પ્રાણી—પ્ર૦ ૨૭
મહંતના ગુણ મોટા હોયે, છોટા છોરૂ સમાનરે પ્રાણી:
પુત્ર પ્રતિ પિતા ખુશી હોયે, અતિ હોયે અજ્ઞાનરે પ્રાણી—પ્ર૦ ૨૮
સવંત ઓગણીશસોને બાવન, સારી સાલ સુખાલરે પ્રાણી;
માગશિરે મન માળા ગુંથી, જુઠ જાણીને જંજાળરે પ્રાણી—પ્ર૦ ૨૯
કૃષ્ણપક્ષની અષ્ટમી કહીયે, શોભીતો સોમવારરે પ્રાણી;
અરિહંત ગુણ ઉલ્લાસ થયાથી, સ્તવન કર્યું સુખકારરે પ્રાણી—પ્ર૦ ૩૦
અમરેલી મધ્યે થાનકની પાસે, રેઠાણ છે રંક દાસરે પ્રાણી;
**શામજી** કે છે સદા પ્રભુ નામે, મારે ઉર ઉલ્લાસરે પ્રાણી—પ્ર૦ ૩૧

## संसार असार छे ते विषे.

રાગ બનજારો.

નિજ આત્મ કાર્ય સુધારો, સંસાર અસાર છે યારો—ટેક.
આ મનુષ્ય દેહને ધારી, કરણી શું કીધી સારી;
કરો અહોનિશ વિચારો, સંસાર૦ ૧
ભવ અનંત ભટકો ભાઈ, પણ પાર ન આવે કાંઈ;
નિજ આતમનું અવધારો, સંસાર૦ ૨

છે ક્ષણિક ખલક આ બાજી, સુખ સ્વપ્નાથી કેમ રાજી;
જગ જડ મૂળમાંથી ખારો, સંસાર૦ ૩
આ ચલિત લક્ષ્મી છે એવી, ક્ષણમાં ક્યાંઇ ક્ષણ કેવી;
કદી રંક રાય થનારો, સંસાર૦ ૪
અધિકાર પતંગજ જેવો, નથી સદાકાળનો રહેવો;
આ ચાર દિવસનો ચાળો, સંસાર૦ ૫
કોણ સગું સંબંધી તારૂં, સ્વારથથી કે સૌ મારૂં;
કરશે તે ભોગવનારો, સંસાર૦ ૬
જુઓ કાળ ફાળ કડકડતી, જોતામાં નાખે ધરતી;
પછી પાડે સૌ પોકારો, સંસાર૦ ૭
જુઓ અમીવૃત્તિ ચિતધારી, નવખંડ મધ્યે બલિહારી;
પણ જમ કિંકર નવ હાર્યો, સંસાર૦ ૮
કયમ મોહ મધ્યે ઝપટાયો, તેં તૃષ્ણા કંટક ખાયો;
નહિ કંઠે ઉતરનારો, સંસાર. ૯
તમે ભજો ભજો ભવતારણ, જે થયા જૈનને કારણ;
જપતાં થાશે ઉગારો, સંસાર૦ ૧૦
સદ્‌ગુણ ને સમતા રાખો, મુખ કુડ વચન નહિ ભાખો;
વળી કામ ક્રોધને મારો, સંસાર૦ ૧૧
કો આખર સાથ ન આવે, સમજી ભક્તિ કર ભાવે;
છે જૈન ધર્મ જયકારો, સંસાર૦ ૧૨
તું સમકિત સાચું સાધે, જે થકી સાર બહુ લાવે;
મનમાં ધારો નર નારો, સંસાર૦ ૧૩
જિનવર શું ભક્તિ રાખો, પાખંડી પંથ ન દાખો;
સતસંગી રસ્તો સારો, સંસાર૦ ૧૪
મહી મધ્યે દુઃખો ઝાઝાં, ધરમે વાગે શુભ વાજાં;
ધીરજથી ધર્મ સુધારો, સંસાર૦ ૧૫
સેવક હીન શામજી બોલે, આ મળ્યો ધર્મ અણમોલે;
ક્ષમા દોષ કરી વિચારો, સંસાર૦ ૧૬

જૈન સજ્ઝાયમાળા ભાગ ૨ જો

સમાપ્તમ.

श्री जिनवराय नमः

श्री जैनधर्म संबंधी छापेलां तथा ते शिवायनां मलतां पुस्तकोनुं

# सूचीपत्र.

आ सूचीपत्रमां लखेली किम्मत मुजब रोकडा पैसा आपवाथी वेचातां मळशे अने देशावरथी मंगाव-नाराओने वेल्युपेबलथी मोकलवामां आवशे.

पुस्तको मंगावनाराए नीचे मुजब शीरनामुं करवुं.

छपावी प्रसिद्ध करनार,

## बालाभाई छगनलाल शाह,

जैन बुकसेलर, ठे. कीकाभट्टनी पोळ.

पुस्तको प्रगट करनार ने वेचनार.

मु. अमदावाद.

आवृत्ति ८ मी. नकल ११२५.

अमदावाद—श्री सत्यविजय प्रिन्टींग प्रेसमां

शा. सांकलचंद हरीलाले छाप्युं.

संवत. १९७६. सने १९२०.

आ सूचीपत्रमां लखेलां पुस्तको शीवाय वैदकनां, काय-दाओ, वारताओ, नॉवेलो तमाम जातनां पुस्तको, सूत्रो, तथा हाथनां लखेलां सुत्रो तथा दरेक जातनी दवाओ विगेरे मळे छे.

# खरेखरा ज्ञानना भंडाररुप पुस्तको.

तैयार छे ! तैयार छे ! ! तैयार छे ! ! !

## जैन स्तुति आवृति छट्ठी.

आ पोथीमां आनुपूर्वि, छंदो, प्रस्तावीक गाथाओ सहित पुच्छी-सुणं, दशवैकालीक सुत्र प्रथमनां चार अध्ययनो. उत्तराध्ययन सुत्रनुं ३–४ थुं अध्ययन, भक्तामरस्तोत्र, किकर्पुरस्तोत्र भावार्थ सहित, प्रदेशी राजाना प्रश्नोत्तर, सुरीकंतानुं केर दर्शक चरित्र, महावीरस्वामीनुं चोढालीयुं तथा हालरीयुं तथा जीवराशीनी सज्झाय अने साधुवंदणा विगेरे विषयो आवेला छे पाना २१६ ) छे मजबुत पुंठाथी बंधाएल छे किम्मत आठ आना. ताकीदे मंगावो.

## श्री वैराग्य शतक भाषांतर कथाओ साथे.

आ पुस्तकमां घणाज विस्तारथी वार्तारुपे अर्थ अने भावार्थ लखवामां आव्यो छे. प्रसंगे प्रसंगे वैराग्य उपर अतिमुक्त कुमारनी अढार नात्रानी, वृद्धावस्थाना दुःख उपर धना सार्थवाहनी विगेरे मोटी मोटी ११ कथाओ आवी छे तेथी आ पुस्तक वैराग्य दशाने जागृत करनारा स्त्री पुरुषोने घणुंज उपयोगी थइ पडयुं छे. आ पुस्तकनी टुंक मुदतमां चोथी आवृत्ति थइ छे तेज तेना उपयोगीपणानी विशेष खात्री आपे छे. आ पुस्तकनी कींमत एक रुपीओ चार आना छे. टपाल खर्च वी. पी. साथे त्रण आना.

## आचारंग सूत्र आवृति बीजी.

अमृतना सुस्वाद माटे खात्री आपवानी जरुर नथी. वीर परमा-परमात्माना जीवन चरित्र अने अणगार महात्माओना आचार विचारथी वाकेफ थइ संसारमां श्रावक तरीकेनुं शुद्ध वर्तन राखवा आ पवित्र पुस्तक दरेक जैने वांचवुं जोइये. आजकाल शास्त्रार्थना जे झगडा थाय छे ते आवां पुस्तकना वांचनथी, आपोआप बंध थइ जशे. सर्व देशना लोको लाभ लइ शके माटे द्वीतियावृत्ति मोटा नागरी बालबोध टाइपथी सहेलुं भाषान्तर अने मुल पाठ सहित मोटा खर्चे प्रसिद्ध करेल छे मुल्य रुपिया चार पोष्टेज खर्च वी. पी. साथे पांच आना.

## आत्मसीधि शास्त्र. आवृत्ती बीजी.

आ पुस्तक घणुंज अमुल्य छे. आत्मा ने पुद्गल साथे शुं संबंध छे तेनुं वर्णन घणुंज सरस रीते दर्शावेल छे आ पुस्तक बांचवाथी आत्मा ने पूद्गलनी ओळखाण थाय छे घणाज सारा पाका पूंठाथी बंधायेल छे. किम्मत एक रूपीओ.

## श्री उत्तराध्ययन सूत्र—मूळ साथे भाषांतर.

आ भाषांतर सरल अने सादी भाषामां घणुंज आकर्षिक छे आ पुस्तक बांचवाथी घणुंज समजवानुं मळे छे. पाका पूंठाथी बंधाएल छे किम्मत त्रण रूपीआ.

**नमीराज.** आ नमीराजनुं नॉवेल घणुंज रसीक छे संसार परथी मोह उतारवाने सचोट बोध आवेल छे. बांचवा लीधा बाद हाथमांथी मुकवानुं मन थतुं नथी. किम्मत चार आना.

## सामायिक प्रतिक्रमण सूत्र. आवृति आठमी.

आ पुस्तक सामायीक प्रतिक्रमण मूळ पाठ तथा बीजी केटलीक बाबतो साथे छे किम्मत चार आना.

## श्री बृहदालोयणा आवृती छठी.

आ पुस्तकमां लालाजी रणजीतसींहजीकृत आलोयणा तथा वैरागी अने उपदेशक गायनो पदने जाणवा लायक छुटक बोलो विगेरे छे किम्मत त्रण आना.

## श्री नित्यनियमरी पोथी. आवृती पंदरमी.

आं बुकमां आनुपूर्वि, साधुवंदणा, धर्मसींह मूनि विरचीत शिखामणना अठावीस बोल, त्रण मनोर्थ विगेरे श्रावकने दररोज मनन करवा लायक अनेक विषयो छे. आ पुस्तकना उपयोगीपणा विषे तेनी पंदरमी आवृती छपाय छे तेनीज तेनी खात्री छे.

## श्री उतराध्ययन सूत्र.

आ अति उपयोगी अने वांचवा लायक डा. हरमन जेकोबी साहेबना हाथे लखेल ३६ अध्ययनोनी मत उपरथी छपावी तेओ साहेबनी पासेज सुधरावी बहार पाडेल छे, आ सूत्र सुपररोयल गलेझ बार पेजी ८६ फारमनुं छे तेमां पृष्ठ १००० उपर छे, तेमां दरेक श्लोकनो शब्दार्थ तथा भावार्थ छपावेल छे. किम्मत छुटी प्रतना रु.६ पाका पुंठाना ६-८-० राखेल छे.

**रामरास** (केशराजजीकृत). आ रास तदन शुद्ध करावीने उंचा ग्लेज कागळ उपर छपावी पाका पुंठाथी बंधाएल छे. किम्मत एक रुपैयो आठ आना.

---

## श्री जैन पाठमाळा ( आवृत्ती चोथी. )

आ पुस्तकमां प्रस्ताविक गाथाओ सहित श्री पुच्छीसुणं, दश वैकालीक सूत्र मुळ पाठ संपुर्ण, उत्तराध्ययन सूत्र प्रथमथी आठ अध्ययन सुधी अने भक्तामर स्तोत्र कल्याणमंदिर स्तोत्र विगेरे विषयो आवेला छे. किम्मत बार आना. टपाल खर्च एक आनो.

---

## सामायिक प्रतिक्रमण सूत्रार्थ आवृत्ती बीजी.

महंतमुनि तिलोक रीखजी कृत.

आ पुस्तकनी अंदर सामायिक प्रतिक्रमण अर्थ साथे दश पच्चखाणो, चतारी मंगळं, चार शरणां श्रावकने चितववाना त्रण मनोर्थ, प्रतिक्रमणनी सज्जाय, जीवराशीनी सज्जाय, उपदेशक पदो, महावीर स्वामीनुं चोढालियुं, गौतम स्वामीनी सज्जाय, महावीरस्वामीना बे छंदो विगेरे विषयो आवेला छे. किम्मत बार आना.

---

## श्री संघपट्टक.

संघे शी रीते वर्त्तवुं जोइए ते संबंधी नियमोना फरमाननो आ ग्रंथ अद्भुत काव्यांमां रचाएल छे अने ते नवांगी वृत्ति

करनार श्री अभयदेव सुरीना शिष्य श्री जीनवल्लभ सूरिए न्याय शैलीथी भरपुर घणीज उपयोगी अने वीस्तार वाळी मोटी टीका रची छे. आ ग्रंथ मोटा जैनी टाइपोथी लगभग पानां ( ७०० ) नो तैयार छे ने तेने पाका पुंठाथी बंधायेल छे. आ ग्रंथनी फक्त थोडीज नकलो शीलीक छे. आ ग्रंथनी किम्मत रु. ३–८–०

## जैन सूत्रो.

विपाक सूत्र भाषांतर–प्रथम स्कंध–दुःख विपाक जिसमें अशुभ कर्मोके फळ दिखाने वाले दश अध्यनोंका समावेश है. ०–८–०

उपाशक दशांग सूत्र–खंड २ जो भाषांतर जिसमें धर्मकी उपासना करनेवाले दश श्रावकोका इतिहास दिया है. ०–८–०

उपाशक दशांग सूत्र–खंड त्रीजो भाषांतर श्री निरयावलिका, कल्पवडंसिय, पुप्फीआ. पुप्फचुला और विन्हिदशा नामक उपदेशी जैन शास्त्रका सार लिखा गया है, ०–८–०

## छुटक अध्ययनो.

आ पुस्तकमां दश वैकालीक सूत्रनां दश अध्ययनो मूळ पाठे आवेला छे. आर्याजीओ तथा साधुओने मुख पाठ करवाने शास्त्री वरनीक टाइपमां छापेल छे किमत अढी आना.

## उपदेश प्रसाद भाषांतर भाग २ जो.

आ पुस्तकमां व्याख्यानोनी रुढी अनुसार पृथक पृथक कथाओ आवेली छे. कथाओथी मनुष्योना उपर सचोट असर थाय छे ने वैराग्य दशा स्फूरे छे. किमत बे रुपीआ.

## पांडव चरित्र.

आ पांडव चरित्र चित्र साथे अति रसीक छे आ पुस्तक विशे घणा ग्रहस्थो जाणीता होवाना सब बे लखवानी आवश्यक्ता नथी किमत छ रुपीआ.

## नारकीनां चीत्रोनी मोटी बुक.

आ बुकमां नरकना दुःखनो चितार एवी सरस रीते आ लेखत्रामां आवेल छे के जे जोवाथी शरीरने कंपारी छुटे छे. पापथी पाछा हठाय छे. चीत्रनी हकीकत स्पष्टपणे बतावेल छे तेथी तमाम समज पडे छे किंमत सत्रा रुपीओ.

---

## दश वैकालीक सूत्र.

आ सूत्र मूळ पाठ आवेला जे. शुद्ध करीने छपाएल छे. किम्मत चार आना.

---

## पांत्रीस बोलना थोकडा.

आ बुक दरेक श्रावके अवश्य वांचवी जोइए कारण के तेनी अंदर श्रावकने समजवाना पांत्रीस बोलना थोकडानुं जाणपणुं करेल छे तेमज नीतीना व्यवहारीक शीखामणनो मोटो संग्रह छे छतां किंमत फक्त बे आना छे.

## शास्त्री लिपीमां छापेलां पुस्तको.

| | | | |
|---|---|---|---|
| उत्तराध्ययनसूत्र पाका पुंठानुं | ६–८ | चंदराजानो रास सचीत्र. | ६–० |
| ,, पाटलीवाळुं | ६–० | आचारांग सूत्र. | ४–० |
| ,, मोरबीवाळानुं | ३–० | संघपट्टक. | ३–८ |
| तत्व निर्णय प्रसाद ग्रंथ. | ४–० | वैराग्य कल्पलता. | ४–० |
| उपदेशमाळा. | २–४ | प्रकरणमाळा. | २–० |
| वर्द्धमान देशना भाषांतर. | ४–० | कल्पसूत्र भाषांतर. | ४–० |
| श्री भगवती सुत्र. | १२–० | योगशास्त्रनुं भाषांतर. | ४–० |
| श्री बृहत कल्पसुत्र. | १–४ | धर्मतत्व संग्रह. | १–० |
| समकीतसार. | १–४ | जैनकथा रत्नकोष भाग १ लो. | ४–० |
| सझायमाळा. | ३–० | ,, भाग २ जो. | ३–८ |
| जैन तत्वादर्श. | ५–० | ,, भाग ४ थो. | ४–० |
| जैनस्तुति. | ०–८ | ,, भाग ६ ठो. | ३–४ |

| | |
|---|---|
| ,, भाग ७ मो. | ४—० |
| ,, भाग ८ मो. | ४—० |
| दशवैकालीक मुलपाठ. | ०—४ |
| उत्तराध्ययन मुलपाठ. | ०—८ |
| ढालसागर (हरीवंशप्रबंध) | ३—० |
| वैराग्यशतक भाषांतर. | १—४ |
| रामरास (केशराजजीकृत) | १—८ |
| मोक्षमाळा. | ०—१२ |
| नारकीनां चीत्रनी मोटी | १—४ |
| नारकीनां चीत्रनी नानी | ०—८ |
| बृहदालोयणा आवृत्ती छट्टी. | ०—३ |
| आत्मसीद्धी सास्त्र. | १—० |
| जंबुद्वीपनो नकशो. | ०—८ |
| अढी द्वीपनो नकशो. | ०—८ |
| ज्ञान बाजी. | ०—८ |
| जैन पाठमाळा. | ०—१२ |
| छुटक अध्ययन. | ०—२॥ |
| सामायिक प्रतिक्रमणसुत्र. | ०—४ |
| परदेशी राजानो रास. | ०—५ |
| रात्रीभोजन रास. | ०—४ |
| अंजना सतिनो रास. | ०—२ |
| सामायिक प्रतिक्रमणसुत्र अर्थ साथे. | ०—१२ |
| वीवीध बोध संग्रह. | ०—६ |
| पंच प्रतिक्रमण सुत्र. | २—० |
| नवतत्वना प्रश्नोत्तर. | २—८ |
| दरशन चोवीशी नानी. | ०—६ |
| अढीद्वीपनी नकशानीहकीकत | २—० |
| पर्युसण पर्वनी कथा. | २—८ |
| श्रीपाळराजानो रास. | ३—८ |
| हित शिक्षानो रास. | १—४ |
| महाबल मलयासुंदरीनो रास | १—० |
| रत्नपाळनो रास. | ०—१२ |
| मानतुंग मानवतीनो रास. | ०—१२ |
| अभयकुमारनो रास. | ०—८ |
| हंसराज वच्छराजनो रास. | ०—८ |
| शेत्रुंज्यनो रास. | ०—६ |
| जैनस्तोत्र संग्रह. | ०—८ |
| प्राकृत शब्दरुपावली. | ०—२ |
| हरीचंद्रराजानो रास. | ०—६ |
| कयवन्ना शेठनो रास. | ०—५ |
| उत्तमचरित्र कुमारनो रास. | ०—४ |
| रत्नचूडनो रास. | ०—५ |
| देवकीजीना खटपुत्रनो रास. | ०—२॥ |
| कानड कठियारानो रास. | ०—२॥ |
| सारस्वत व्याकरण. | ३—८ |
| भक्तामर स्तोत्र. | ०—१२ |
| कल्याण मंदीर स्तोत्र. | ०—५ |
| नवस्मरण मूल पाठ. | ०—५ |
| आनंदघन ब्होतेरी. | ०—८ |
| गहुंली संग्रह. | ०—१२ |
| स्वरोदय ध्यानमाला. | ०—६ |
| नवतत्वविस्तार युक्त. | १—० |
| भक्तामर स्तोत्र. | ०—४ |
| कल्याणमंदीरस्तोत्र. | ०—४ |

| | |
|---|---|
| जीव विचार. | ०—८ |
| कर्पुर प्रकरण. | ०—१२ |
| पांत्रीश बोलनो थोकडो. | ०—२ |
| पुजा संग्रह. | २—० |
| प्रतिष्ठाकल्प. | ०—१२ |
| कस्तुरी प्रकरण. | ०—१२ |
| दंडक तथा लघु संघयणी. | ०—१० |
| लावणी संग्रह. | ०—१२ |
| उपदेशप्रसाद भाषांतर | |
| भाग १ लो. | २—० |
| ,, भाग २ जो. | २—० |
| ,, भाग ३ जो. | २—० |
| ,, भाग ४ थो. | २—२ |
| ,, भाग ५ मो. | २—२ |
| उपदेश तरंगीणी. | २—० |
| नमीराज. | ०—४ |
| जैनशास्त्रमाळा खंड १ लो | ०—८ |
| ,, खंड २ जो | ०—८ |
| ,, खंड ३ जो | ०—८ |
| महावीर स्वामी तथा गौतम | |
| स्वामीनी छबी. | ०—६ |
| पार्श्वनाथनी छबी. | ०—६ |
| केशरीयाजीनी छबी. | ०—६ |
| विविध पूजा संग्रह | २—८ |
| विवेक वीलास. | २—८ |
| आचार प्रदीपक भाग १ लो. | १—४ |
| ,, भाग २ जो. | १—४ |
| श्रावकनी आलोयणा. | ०—३ |
| शेत्रुंजय माहात्म्य. | २—८ |
| अर्हंनीति भाषांतर. | १—८ |
| हरीचंद्रनी चोपइ. | ०—२ |
| पंचपदानु पुर्वि. | ०—१॥ |
| शांती कथा. | ०—०॥। |
| सामायकसुत्र अनुपुर्वी. | ०—१ |
| स्तवन रतन भंडार. | ०—०॥। |
| धनाशालीभद्रनी चोपाइ | ०—२ |
| नित्यनीयमरी पोथी. | |
| आवृत्ती पंदरमी. | ०—४ |
| देववंदन माला. | १—८ |
| धर्मीलकुमार चरित्र. | ०—१२ |
| गीरनारनो नकशो. | ०—८ |
| अष्टापदनो नकशो. | ०—८ |
| समेत शीखरजीनो नकशो. | ०—८ |
| केसरीयाजीनो नकशो. | ०—८ |
| पावापुरीनो नकशो. | ०—८ |
| तारंगाजीनो नकशो. | ०—८ |
| आबुजीनो नकशो. | ०—८ |

